# આત્મકથા



લેખક

ઇન્દુલાલ યાજ્ઞિક



ભાગ ત્રીજો

કારાવાસ

# આત્મકથા

## ભાગ ત્રીજો

## કારાવાસ


: લેખક :

ઇન્દુલાલ યાજ્ઞિક



: પ્રાપ્તિસ્થાન :

વાત્રક ખેડૂત વિદ્યાલય

પોસ્ટ મહેમદાવાદ : જિલ્લો ખેડા.

પ્રથમ આવૃત્તિ

નકલ ૧૬૦૦

૧૫ મી સપ્ટેમ્બર ૧૯૫૬





કિંમત
પાંચ રૂપિયા

મુદ્રક :
જયન્તિ દલાલ
વસંત પ્રિં૰ પ્રેસ,
ઘીકાંટા, ઘેલાભાઈની
વાડી : અમદાવાદ

પ્રકાશક :
ઇન્દુલાલ યાજ્ઞિક
વાત્રક ખેડૂત વિદ્યાલય,
નેનપુર : મહેમદાવાદ

દેશની સર્વાંગી સ્વતંત્રતાના સંગ્રામમાં
ગોળી અને ફાંસીથી પણ
કારમી યાતનાઓ
કારાવાસમાં સહન કરનાર
મરજીવા દેશભક્તોને
અર્પણ

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

મારા કુમારકાળથી અનેક અવરોધોને વટાવીને વહેતો જીવન-પ્રવાહ, સન ૧૯૨૧માં પ્રતિકૂળ પરિસ્થિતિ સામે જોરથી અથડાઈ ને ઘડીભર થંભી ગયો. જે ગુજરાતની સેવાનાં સ્વપ્નાં રચતો હું હિન્દ સેવક સમાજમાં જોડાયો હતો તેની ગાંધીજી-પ્રણિત પ્રાંતિક સમિતિના મંત્રીપદેથી કપાતા દિલે મારે રાજીનામું આપવું પડયું. રાજકીય જીવનને તિલાંજલિ આપીને અંત્યજ—ભીલની સેવા પર હું એકાગ્ર થયો.

થોડા મહિના પછી બારડોલીની લડત શરૂ થતામાં જ અટકી ગઈ, ગાંધીજીને ૭ વરસની જેલ થઈ, ને સારો દેશ ઘેરા શોક ને નિરાશામાં ડૂબી ગયો. વળી, ગાંધીજીના ચુસ્ત અસહકારના કાર્યક્રમ પર ધારાસભા-વાદીઓના પ્રહાર શરૂ થયા ત્યારે મારી ગાંધીભક્તિ ઊભળી ઊઠી અને સત્યાગ્રહનો ઝંડો ફરકાવતો હું યરોડા જેલમાં ગાંધીજીનો સાથી બન્યો. સન ૧૯૨૪માં તેમના પછી થોડા જ વખતમાં હું છૂટયો ત્યારે અમદા-વાદનું મારું કાર્યાલય ડૂલી ગયું અને ગુજરાતની સમગ્ર પરિસ્થિતિ મને ન જ ગોઠી. થોડા જ માસમાં ગાંધીજી સાથે ઉગ્ર મતભેદ જામતાં ગુજ-રાતમાંથી મેં ઉચાળા ભર્યા. આવી ત્વરિત સંક્રાંતિના અને દર્દભર્યા ચિંતનથી અંકાયેલાં ત્રણ વરસની જીવનકથા આ પુસ્તકમાં આપી છે.

અનેક અકસ્માતની પરંપરાથી ગાંધીજીનાં અને દેશનાં આદર્શો

અધૂરાં રહ્યાં સ્વરાજના વરસમાં મોંઘાં બલિદાન આપનાર હજારો–લાખો જુવાન વિદ્યાર્થીઓને અને શ્રદ્ધાળુ કાર્યકરોને તત્કાળ પોતાના જીવનમાર્ગ આ પ્રતિક્રાંતિના કાળમાં પલટાવવા પડ્યા. તે પ્રક્રિયામાંથી હું બાતલ કેમ રહી શકું ?

સારા ગુજરાતના વિશાળ પટ પર પથરાતી મારી જીવનશક્તિ પ્રતિકૂળ સંયોગોથી રૂંધાઈ કે તરત તે ઊંડી ઊતરતી ગઈ. પહેલું તો હૃદય ઘવાયું ને મન સમાજસેવાના શીળા માર્ગ તરફ ધસ્યું. તેનાથી પૂરો સંતોષ ન થતાં તે લેખન-પ્રકાશન પ્રવૃત્તિ તરફ વળ્યું. બાહ્ય પ્રવૃત્તિ કરીને પ્રજાને સુધારવાનું અશક્ય લાગ્યું ત્યારે તેના માનસને અનેક દિશામાં ખીલવવાને મેં ચેતનવંતાં પુસ્તકો અને 'યુગધર્મ' માસિક પ્રકટ કરવા માંડ્યાં. ભૌતિક સંસારને બદલે માનસિક ક્ષેત્ર પર સંગ્રામ ખેલવાને હું અભ્યાસ–ચિંતન–લેખનના નવા પંથે પડ્યો. નવા સાથીઓ મેળવીને હું સારી જીવનચર્યા બદલતો ગયો. નવી વૃત્તિથી આશ્રમી જીવન ગાળતાં ધર્મજીવનના વરસોથી બંધ થયેલા દરવાજા અંતરમાં ખૂલતા ગયા અને વૈરાગી આધ્યાત્મિક જીવનમાં શાંતિ શોધતો ગયો.

યરોડા જેલની ફરજિયાત નિવૃત્તિમાં આ અંતર્જીવન પરાકાષ્ઠાએ પહોંચ્યું. આશ્રમ જેવા એ સ્થાનકમાં નિરંતર વાંચન ને મનન કરતાં, ગાંધીજીનાં અનેક પરાક્રમ નિહાળતાં અને તેમનાં પ્રાસાદિક વચન સાંભળતાં મારું સમગ્ર માનસ ખૂબ વલોવાઈને પલટાતું ગયું. અનેક વ્રત આદરતાં શરીર હળવું કરીને, મેં યોગ અને ઉપનિષદની, વૈરાગી સંતસાધુઓની અને રામકૃષ્ણ પરમહંસની, રંગબેરંગી ભાવના અને અપ્તરંગી કલ્પનાની દુનિયામાં મુક્તવિહાર કરવા માંડ્યો.

આવી સ્થિતિમાં ગાંધીજી સાથે વખતોવખત વિવિધ વિષય પર ઘણી તાત્ત્વિક ચર્ચા થતી. તેમાંથી હું ઘણો અમૂલ્ય બોધ તારવતો ગયો, તેમ ઘણા વિષયમાં તેમની સાથે મૂળભૂત મતભેદ પણ સ્પષ્ટ થતા ગયા.

ઇતિહાસ અને ભૌતિક જીવન વિષે નવાં પુસ્તકો વાંચી હું ગાંધીજી સાથે ચર્ચા કરતો ગયો ત્યારે આર્થિક, રાજકીય ને સામાજિક સવાલો વિષે મારા વિચારભેદ વધતા ગયા. જેલમાં તેમના આધ્યાત્મિક પ્રભાવથી તે વખતે તો તે સૂક્ષ્મ સ્વરૂપે જ રહ્યા. પણ કારાવાસમાંથી બહાર નીકળતાં સમગ્ર જીવન વિષે દૃષ્ટિભેદ ઘણો ઉગ્ર બની ગયો અને ગુજરાતના અંધ-શ્રદ્ધાળુ વાતાવરણમાંથી છૂટવાને મને મુંબઈ જવાની ફરજ પડી.

આવી માનસિક સંક્રાંતિમાં, અંગત સુખ ને દુ:ખ, આશા ને નિરાશા, મોહ ને શોકના ઓળા પડતા ગયા. મારું મિત્રમંડળ પલટાયું અને છેવટે વીંખાઈ ગયું. સ્નેહીઓનો સંબંધ પણ નહિવત્ બની ગયો. મારા એકલવાયા જીવનમાં સરિયામ નિરાશા અને નિષ્ફળતાની અવધિ આવી ત્યારે મારી અદમ્ય જીવનશક્તિએ નવા ક્ષેત્રમાં નવું જીવન ગાળવા પ્રેર્યો.

ત્રણ વરસના ટૂંકા કાળમાં ઉપરાઉપરી જે માનસિક કટોકટીથી હું ઘેરાયો અને તેથી મારા અંતર્જીવનમાં જે તોફાન જાગ્યું તેની કડીબંધ કથા આ પુસ્તકમાં આપી છે. આ કપરું કામ પાર પાડવાને અગાઉની માફક ‘ નવજીવન ’ અને ‘ યુગધર્મ ’ના મારા લેખો, પ્રાંતિક સમિતિના અને બીજી સંસ્થાના હેવાલ અને અનેક સન્મિત્રોએ આપેલી માહિતીનો બનતો ઉપયોગ કર્યો છે.

આગલા તેમ આ પુસ્તકના કેન્દ્રસ્થાને ગાંધીજી વિરાજે છે. વર-સેકના યરોડાના મારા વાસ દરમ્યાન ગાંધીજીએ જે પુરુષાર્થ આદર્યો અને જે વિશદ જ્ઞાનગોષ્ઠિ કરી.તેના આલેખનથી આ પુસ્તકને સભર ભર્યું છે.

જેલની મારી વિગતવાર નોંધપોથી લંડનમાં સન ૧૯૩૫માં છોડીને હું પાછો આવેલો. તે સોળ વરસ પછી એક પરમ સ્નેહીના સૌજન્યથી મને પ્રાપ્ત થઈ. તેથી જ ગાંધીજીની પોતાની અધિકૃત ભાષામાં તેમના વિચારરત્નો વાચક સમક્ષ રજૂ કરવાને મેં બનતો પ્રયાસ કર્યો છે.

અનેકવિધ વિષય પર વિચારો અને ભાવનાનો સંઘર્ષ આ પુસ્તકમાં પહેલેથી છેલ્લે સુધી રજૂ થયો છે, તેમ અનેક પ્રતિકૂળ સંયોગો અને મનોભાવો સામે માનસિક સંગ્રામ આલેખ્યો છે. આ સામગ્રી વાચકને થોડેઘણે અંશે રસપ્રદ અને બોધદાયક નીવડશે એવી આશા રાખું છું.

વાત્રક ખેડૂત વિદ્યાલય
પો૦ મહેમદાવાદ.
શહીદદિન
૮–૯–'૫૬

ઇન્દુલાલ યાજ્ઞિક

# ખંડ ૧ લો

## ૧. મંત્રીપદનું રાજીનામું

સન ૧૯૨૧ના જુલાઈની આખરે દુકાળરાહતનું કામ સમેટીને કૉંગ્રેસની નવી ચૂંટાયેલી મહાસમિતિની પહેલી બેઠકમાં હાજરી આપવા હું મુંબઈ ગયો ત્યારે દેશભરમાં વિકસેલી રાજકીય પરિસ્થિતિનો સચોટ ખ્યાલ મને આવ્યો.

સન ૧૯૨૦ની આખરે કલકત્તામાં અને પછી નાગપુરમાં મળેલી કૉંગ્રેસની બેઠકોમાં ગાંધીજીએ એક વરસમાં જ સ્વરાજ મેળવવાનો મહામંત્ર દેશને આપ્યો હતો. માર્ચમાં બેઝવાડામાં કૉંગ્રેસની કાર્યવાહક-પ્રવરકમિટી મળી, ત્યારે બાકીના નવ માસમાં સ્વરાજ્ય હાંસલ કરવાની ઉત્કટ ઇચ્છા દેશભરમાં થયેલી, અને તે માટે સત્વર સવિનય કાયદાભંગ આદરવાને હજારો નાના-મોટા કાર્યકરો થનગની રહેલા. છતાં આવી આકરી લડત માટે દેશને કડીતોડ તૈયાર કરવાને ગાંધીજીએ એક કરોડ સભાસદ નોંધવાનો, ૨૦ લાખ રેંટિયા ચલાવવાનો અને એક કરોડ રૂપિયાનો ટિળક-સ્વરાજ ફાળો ભેગો કરવાનો પેગામ આપ્યો હતો ને તે કમિટીએ સ્વીકાર્યો હતો. હવે જૂનની આખરે એક કરોડની જંગી રકમ ભરાઈ ચૂકી અને બીજા બે કાર્યમાં સંગીન પ્રગતિ થઈ તેથી પરદેશી ‘સેતાની’ સરકારનો સીધો સામનો કરવાની માગણી ચોપાસ થવા લાગી.

એ જ ગાળામાં માલેગામ (જિ. નાશીક) જેવા કોઈ સ્થળે સરકારી અધિકારીઓ પર હુમલા થયેલા તેના કરતાં ઘણા જ ભયંકર અત્યાચારો ચાંદપુર (આસામ) જેવા ગામે સરકારી સિપાઈઓએ સેંકડો નિર્દોષ કામદારો પર કર્યા હતા અને જંગી હડતાલો પડી હતી. ઉત્તર પ્રદેશમાં લાખો કિસાનોએ સ્વરાજની ઘોષણાથી જાગૃત થઈને જમીનદારો સામે ના-કરની લડતમાં ઝુકાવ્યું હતું. વાઈસરોય લૉર્ડ રેડિંગને ગાંધીજી મે માસમાં મળેલા ત્યારે તેમની અહિંસક લડતનો મર્મ તેમને કલાકો સુધી સમજાવીને અસહકારને માર્ગે આગળ ધપવાને વધારે કૃતનિશ્ચયી બનેલા. સ્વાભાવિક રીતે આ મુલાકાતને પરિણામે પ્રજાએ ગાંધીજીનો નૈતિક વિજય[1] પારખ્યો હતો. જુલાઈના આરંભમાં કરાચીમાં ખિલાફત પરિષદ મળી તેમાં મહમદઅલી, શૌકતઅલી વગેરે આગેવાનોની પ્રેરણાથી ખિલાફતનો દ્રોહ કરનારી સરકારની પોલીસ ને લશ્કરની નોકરી છોડવાનું એલાન સર્વ મુસ્લિમ સિપાઈઓને આપવામાં આવ્યું હતું. મુસ્લિમ ભાઈઓએ આવો જલદ ઠરાવ કરેલો તેથી રાષ્ટ્રીય કૉંગ્રેસ પણ હવે નવી લડતનો પેગામ આપશે જ એવી હવા ચોપાસ ફેલાઈ હતી.

આવા વાતાવરણમાં નવી મહાસમિતિ પહેલી વાર જુલાઈમાં મળી ત્યારે ચિત્તરંજન દાસ અને મોતીલાલ નહેરુ, લજપતરાય અને હકીમ અજમલખાન વગેરે સર્વ અગ્રેસરોએ નખથી શિખ સુધી અણિશુદ્ધ ખાદીમાં સજ્જ થઈને તેમનું લડાયક ખમીર પ્રકટ કર્યું. કૉંગ્રેસના તેમજ ખિલાફત કમિટીના સર્વે સેનાપતિઓ અને સુભટોને અહિંસક લડતના ગણવેશથી સુશોભિત થયેલા જોઈને તેમના અંતિમ લડત આદરવાના નિશ્ચયની સહેજે પ્રતીતિ થઈ.

તે જ વખતે હિન્દી પ્રજાની જુનવાણી રાજભક્તિ જાગૃત કરી અસહકારની ચળવળને ડામવા સારુ અંગ્રેજ શહેનશાહના યુવરાજની પધરામણી આવતા નવેમ્બરમાં યોજવાની ચાલબાજી સરકારે કરી હતી.

---

૧. આ મુલાકાત દરમ્યાન અલી ભાઈઓનાં કોઈ ભાષણ માટે તેમની ધર-પકડના હુકમ સરકારે પાછા ખેંચ્યા હતા.

તેથી તે આવે ત્યારે તેમનો શાંતિમય છતાં સંપૂર્ણ બહિષ્કાર કરવાનો પહેલો ઠરાવ સમિતિએ સહેજે પસાર કર્યો. સાથે તેમાં ખાસ ઉમેરવામાં આવ્યું કે યુવરાજનું અંગત અપમાન કરવાનો નહિ પણ સરકારની રાજકીય નેમ નિષ્ફળ કરવાનો જ નિશ્ચય સમિતિએ કર્યો છે.

પછી બેઝવાડાના કાર્યક્રમની સફળતાથી ઉત્તેજિત થયેલા કેટલાય અગ્રેસરો સત્યાગ્રહ આદરવાની દરખાસ્તો પેશ કરવા અધીરા થઈ ગયા. પણ ગાંધીજીને હજી દેશની તૈયારીમાં કચાશ લાગી. તેમણે પહેલેથી સ્વદેશીનો કાર્યક્રમ પરિપૂર્ણ કરવાની યોજના જાહેર કરી હતી. આવતા બે માસ સુધી—૩૦મી સપ્ટેમ્બર સુધી—તમામ પરદેશી કાપડ ભેગું કરી બાળવાનો કે પરદેશ ચડાવવાનો અને સર્વ કોંગ્રેસીઓને સો ટકા ખાદી પહેરવાનો આદેશ આપવાનો ઠરાવ તેમણે કમિટી સમક્ષ રજૂ કર્યો, તે તરત બુલંદ હર્ષનાદ સાથે પસાર કરવામાં આવ્યો.

સરકારી દમનનીતિનો પ્રતિકાર કરવાને અને સ્વરાજ હાંસલ કરવાને કંઈક સીધી લડત લેવાની તમન્ના અનેક પ્રાંતોમાં વધતી હતી. આ પરિસ્થિતિની નોંધ લઈને મહાસમિતિએ ઠરાવ્યું કે સ્વદેશીનો કાર્યક્રમ સફળ કર્યા પછી જ સવિનય કાયદાભંગ વિષે ચોક્કસ નિર્ણય થશે અને દરમ્યાન ખાસ સંજોગોમાં સત્યાગ્રહની લડત મંજૂર કરવાની સત્તા પ્રવર-કમિટીને હસ્તક રહેશે.[1]

આ સમિતિમાં ચિત્રવિચિત્ર પોશાક પહેરીને મૌલવીઓ અને મૌલાનાઓની માફક—હવે સાધુઓ અને સંન્યાસીઓ પણ આવેલા એ તેની વિશિષ્ટતા હતી. રાજકારણમાં ધર્મની વૈરાગી કે ઝનૂની વૃત્તિ દાખલ કરવી એ એક વાત છે. પણ જરી-પુરાણી માન્યતાઓ ધરાવતા અને પ્રત્યાઘાતી અંધશ્રદ્ધાથી પ્રેરાયેલા ધર્માચાર્યો રોજિંદા રાજકીય તંત્રમાં ઘૂસણખોરી કરે એ મને અસહ્ય લાગ્યું. વળી તે અરસામાં કવિવર ટાગોરે પરદેશથી પાછા આવતાં દેશભરમાં અંધશ્રદ્ધાળુ લોકોને ચરખાનો પોપટિયો મંત્ર ઉચ્ચારતા જોઈને તેમની માનસિક ગુલામીની સખત ટીકા કરેલી. તેમના આ લેખના પડઘા મારા મનમાં પડ્યા તેમ ચોપાસ તે સંભળાતા હતા. એટલે આ સમિતિમાં અંધશ્રદ્ધાના અવતારરૂપ બંને ધર્મના

આ કમિટી મળતા પહેલાં જ ગાંધીજીએ પરદેશી કાપડના બહિષ્કારનું પ્રચંડ આંદોલન આદર્યું હતું, અને મહાસમિતિની બેઠક પછી ૩૧મી તારીખે એ કાપડ બાળવાનો કાર્યક્રમ જાહેર કર્યો હતો. ત્રણ-ચાર અઠવાડિયાથી સેંકડો સ્વયંસેવકોએ મુંબઈ શહેરમાં ફરીફરીને હજારો કપડાં બાળવા માટે ભેગાં કર્યાં હતાં. તે દિવસે એલ્ફિન્સ્ટન મિલના વિશાળ ચોગાનમાં, વિવિધ રંગબેરંગી, સુતરાઉ ને રેશમી, મલમલ અને કીનખાબનાં, સોના–ચાંદીના તારથી ઝળકતાં કસૂંબલ અને કસબી હજારો પરદેશી કપડાંનો મોટો ગંજ ખડકાયો. તેમાં જંગી માનવમેદનીની હાજરીમાં આગ ચાંપી પ્રચંડ હોળી સળગાવીને ગાંધીજીએ પરદેશી કાપડના બહિષ્કારનો પેગામ દેશસમસ્તને આપ્યો. આ ચમત્કારિક દૃશ્યની પ્રેક્ષકોના દિલ પર એવી ઊંડી અસર થઈ કે તેમણે પોતાની ને પારકી સેંકડો કાળી ટોપીઓનો વરસાદ આ હોળી પર વરસાવ્યો અને આખું ચોગાન જાણે સફેદ ટોપીવાળા માણસોથી જ ચિકાર ભરાયેલું લાગ્યું. બીજે દિવસે એથીયે વધારે જંગી મેદની ટિળક મહારાજની પહેલી સંવત્સરી ઊજવવા ચોપાટી પર ઊમટી. ત્યાં પણ ગાંધીજીએ લોકમાન્યનું સાચું સ્મારક રચવાને સ્વદેશીવ્રતનું કડક પાલન કરવાનો પેગામ આપ્યો.[1]

ધર્માચાર્યોને જોઈને હું કંઈક ખિન્ન થયો. બાકી એકંદર સમિતિના ઠરાવો ને વાતાવરણથી હું પ્રભાવિત થયો.

૧. ચોપાટીની એ સભામાં ગાંધીજીએ કહ્યું : 'લોકમાન્યના નામમાં રહેલા જાદુએ ગઈકાલે શેઠ સોબાનીના મેદાનમાં બે લાખ માણસની મેદનીને આકર્ષી હતી. મારે માટે તો એ દૃશ્ય હૃદય ઉભરાવે એવું હતું. આ રમ્ય મુંબઈ નગરીએ ગઈકાલે જે અગ્નિ પ્રકટાવ્યો તે પારસીઓના આતસ બહેરામની પેઠે જ નિરંતર અખંડપણે બળતો રહેવો જોઈએ અને તેમાં આપણો બધો મેલ ભસ્મ થવો જોઈએ. કાલે આપણે પરદેશી કાપડ બાળીને આપણો મોટામાં મોટો બાહ્ય મેલ બાળ્યો.'

પછી તે વિશે ગાંધીજીએ 'નવજીવન'માં (૭–૮–૨૧) લખ્યું : 'ટિળક મહારાજની પૂજા મુંબઈએ ભલી કરી. તા. ૩૧મી જુલાઈ ને

આ ઐતિહાસિક દૃશ્યો અને પ્રવચનોની ઊંડી અસર મારા દિલ પર થઈ. અમદાવાદ જઈને હું જૂના મિત્રોના સાથમાં પરદેશી કાપડ જ્યાંત્યાંથી ભેગું કરવા નીકળ્યો. ઠામઠામ તેના મોટા ઢગલા અમે ભેગા કર્યા તેમાંથી કંઈકની અમે હોળી કરી અને કંઈક, દાતાઓની મરજી મુજબ, સ્મર્નાના[1] ગરીબોમાં વહેંચવાને ખિલાફત કમિટીને રવાના કર્યાં. આ પ્રવૃત્તિ ઑગસ્ટ માસમાં પૂરપાટ ચાલતી ગઈ તેમ અમે બધાયે મીલના ઝીણાં ધોતિયાંને તિલાંજલિ આપીને ખાદીના જાડાં ધોતિયાં પહેરવા માંડ્યાં. વળી ગાંધીજીની સૂચના મુજબ મેં રોજ સાંજે કોઈને કોઈ મિત્રને ઘેર જઈ રેંટિયા પર જાડુંપાતળું સુતર પણ કાંતવા માંડ્યું. વલ્લભભાઈ પણ હવે પ્રાંતિક સમિતિના મોટા ખંડમાં નિયમિત ચરખો ચલાવીને જાતે કાંતવાની સર્વેને ચાનક આપતા.

આમ ઑગસ્ટ માસમાં સ્વદેશીની અને પરદેશી કાપડ બાળવાની પ્રવૃત્તિ દેશભરમાં જોશભેર ચાલી રહી હતી. તેવામાં મલબારમાં ભયંકર ખૂનામરકી ફાટી નીકળી. આગલા માસમાં કરાંચીમાં મળેથી ખિલાફત

---

રવિવારે શેઠ હાજી યુસુફ સોબાનીની જમીન પર યજ્ઞ કરી લગભગ બે લાખ માણસોએ પોતાનો મેલ બાળ્યો...તે દિવસનો લોકોનો ઉત્સાહ વર્ણવ્યો જાય એમ નથી. કેમ જાણે આખું મુંબઈ એ મેદાનમાં જ સમાયું ન હોય એમ ધોળી ખાદીની ટોપીઓ અને ખાદીનાં કપડાંથી શોભી રહેલાં સ્ત્રીપુરુષોથી મેદાન ઊભરાઈ ગયું. તે દિવસે પ્રગટેલો અગ્નિ હિન્દુસ્તાનના હૃદયમાં આજે સળગી રહેલા અગ્નિની નિશાનીરૂપ હતો.' જુઓ (યુગધર્મ કાર્યાલયનું) 'અસહકાર' પાન ૨૪૯-૫૫.

૧. તે વખતે નવા તુર્ક સેનાપતિ મુસ્તફા કમાલ પાશા અને અંગ્રેજ પ્રેરિત ગ્રીક સૈન્યોની વચ્ચે ખૂનખાર લડાઈ ચાલતી. તે લડાઈની જ્વાળાઓથી સ્મર્ના શહેર મોટે ભાગે ખાખ થતાં તેનાં ગરીબોને ભારે નુકસાન થયું હતું. તેથી ગાંધીજીએ પરદેશી કાપડ સ્મર્ના મોકલવાની છૂટ આપેલી.

પરિષદે લડાયક ઠરાવ કરીને ખિલાફત-દ્રોહી હકૂમત સામે મુસ્લિમ સિપાઈઓમાં આંદોલન જગાવેલું. મહિના પછી સરકારે દેશભરમાં ખિલાફતના અગ્રેસરોની તેમજ મલબારના મુસ્લિમ નેતાઓની ગિરફતારી કરવા માંડી. આથી છંછેડાયેલા ઝનૂની મોપલાઓએ સરકારની સામે પહેલી લડત આદરી, તેમ જમાનાથી દુશ્મન ગણેલા તેમના હિન્દુ જમીનદારો અને જનતા ઉપર તેમણે ધાર્મિક રોષની આગ વરસાવી. આમ જે ખૂનરેજી શરૂ થઈ તેમાં બે કોમની વચ્ચે પ્રચંડ જાદવસ્થળી જામી ગઈ

અસહકારની લડત દરમ્યાન ફાટી નીકળેલી આ કોમી આગને બુઝાવવા ગાંધીજી મહમદઅલી સાથે કલકત્તાથી મદ્રાસ તરફ રવાના થયા. રસ્તામાં વોલ્ટર સ્ટેશને સરકારે કરાંચી પરિષદના બીજા આગેવાનોની માફક મહમદઅલીની ધરપકડ કરી. દીલોજાન સાથીના વિયોગથી ગાંધીજીના દિલમાં રોષની આગ સળગી ઊઠી. તેવામાં મોંઘી ખાદી પહેરવાની કોઈ ગરીબોએ અશક્તિ જણાવી, તેથી આ આગમાં ઘી હોમાયું. દક્ષિણમાં આગળ જતાં ગાંધીજીએ ધોતિયું-પહેરણ-ટોપીના પહેરવેશને તિલાંજલિ આપીને માત્ર ઢીંચણ સુધીનો મુલક-મશહૂર કચ્છ ધારણ કરવાનો નિર્ણય કર્યો. ગાંધીજી આ પ્રવાસેથી પાછા અમદાવાદ આવ્યા ત્યારે એમનો કચ્છ જોઈને સર્વે ચકિત થયા. તેમની પ્રતિજ્ઞામાં પ્રકટ થતી તેમના દિલની આગ સહેજે વર્તીને હું તેમના તરફ નવા પૂજ્યભાવથી પ્રેરાયો.

સ્વદેશીનું આંદોલન અમે ગુજરાતમાં જોશભેર ચલાવતા હતા ત્યારે લીમડીના કાર્યકરોના આમંત્રણને માન આપીને વલ્લભભાઈ અને દરબાર ગોપાળદાસની સાથે હું ત્યાં ગયો. રાતે અમે સભામાં પહોંચ્યા ત્યારે વાજતે ગાજતે રાષ્ટ્રગીતોની ધૂન લગાવતા અને તાલબંધ નૃત્ય કરતા સ્વયંસેવકો અમારું સ્વાગત કરવાને આગળ આવ્યા. તેમાં મોખરે વામનજી દેખાતા પણ બુલંદ અવાજે સૂત્રો પોકારતા અમૃતલાલ શેઠ દેખાયા. હજારોની મેદની સમક્ષ અમે ગરમ ભાષણ કર્યાં. આખા ગામની જનતા જાણે સ્વદેશીવ્રત લઈને સ્વરાજ લેવા રણે ચડી હોય એવી છાપ પડી.



ગાંધીજી ને સત્યમૂર્તિ ( ૧૯૨૨ )

તેવામાં અમૃતલાલ શેઠ બીજા કામે અમદાવાદ આવ્યા ત્યારે મને ખાસ મળવા આવ્યા. કાઠિયાવાડના સેંકડો ઠાકોરો અને નવાબોના જુલમથી સારી પ્રજા ત્રાહિત્રાહિ પોકારી રહી હતી. આખા દેશમાં અસહકારની લડત જામતાં સૌરાષ્ટ્રવાસીઓ જાગૃત થયા ને તેમની ગુલામીનાં બંધન તોડવાને અધીરા થયા. છતાં તે વખતે તેમનાં વિતકની કે લડતની ખબર કોઈ પત્ર છાપતું નહિ. બધાં દૈનિક પત્રોને રાજાઓ જાહેરખબર આપીને હાથમાં રાખતા. ગાંધીજી પણ રચનાત્મક કાર્યમાં રાજાઓનો સાથ લેવા ચાહતા. વળી તેમની સલાહથી કૉંગ્રેસે રાજ્યોની આંતરિક બાબતમાં નહિ પડવાનું ઠરાવેલું. લીમડી સ્ટેટના વતની અને ત્યાંના દરબારના માજી ન્યાયાધીશ અમૃતલાલને આ સ્થિતિ અસહ્ય લાગી. તેમણે કાઠિયાવાડની હદની બહાર પણ તેની નજીક રાણપુર જેવા સ્થળેથી એક અઠવાડિક પત્ર પ્રકટ કરી તેમાં સૌરાષ્ટ્રની ચુસાતી અને રહેંસાતી પ્રજાનાં દુઃખ અને હક જાહેર કરવાનો નિશ્ચય કર્યો. તે વિષે પ્રાંતિક સમિતિના અગ્રણીઓની સલાહ લેવા તે અમદાવાદ આવ્યા.

ગાંધીજી દૂર પ્રવાસમાં હોવાથી તે પહેલાં વલ્લભભાઈને મળ્યા. અમૃતલાલની બધી વાત સાંભળીને તેમણે કહ્યું : તમારે જુદું પત્ર કાઢવાની શી જરૂર છે? ગાંધીજીના 'નવજીવન'ની હજારો નકલો આજે વંચાય છે, તેમાં એક બે પાનાં તમને આપીશું; તમારી હકીકત અહીં મોકલી આપજો.

બીજા કેટલાકને મળ્યા પછી તે મારી પાસે આવ્યા. નવા પત્રની યોજના તેમણે મને સમજાવી અને બીજા અગ્રેસરોની સલાહનો સાર મને સંભળાવ્યો. હું તો અગાઉ રાણપુર થઈને ભાલ પ્રદેશમાં ફર્યો હતો અને કાઠિયાવાડની પ્રજાનાં અકથ્ય અને અગણિત દુઃખદર્દ કંઈક જાણતો હતો. તે મુલકનો બહોળો વિસ્તાર અને તેની વસ્તીનું સંખ્યાબળ પણ મારા ધ્યાનમાં હતું. આખા ગુજરાતની એક કરોડની પ્રજામાં અમારા પાંચ જિલ્લાનું સંખ્યાબળ તો આશરે ૩૦ લાખનું જ હતું. બાકીના ૭૦ લાખમાં સૌરાષ્ટ્રની વસ્તી મોટામાં મોટી હતી. અમૃતલાલ

સૌરાષ્ટ્રની તેમજ વડોદરા–કચ્છ જેવા બીજા રજવાડી મુલકની પણ રામકહાણીઓ છાપવાના હતા. આ બધું મારા ધ્યાનમાં આવતાં તરત જ અમૃતલાલનો ખભો થાબડીને કહ્યું : 'તમારા પત્રની જરૂર છે જ; તરત જ કાઢો; હું તમારા 'સૌરાષ્ટ્ર'ને ફતેહ ઇચ્છું છું.'૧

અમૃતલાલ શેઠ ખુશ થઈને રાણપુર ગયા અને તરત તેમણે નવું પત્ર પ્રકટ કરવાની તૈયારીઓ કરવા માંડી. પહેલા જ અંકથી તેની સફળતાની આશા બંધાઈ. સૌરાષ્ટ્રનું નવું ઘડતર કરવામાં એ પત્રે યશસ્વી ભાગ લેવા માંડયો.

સ્વદેશીનું વિરાટ આંદોલન ચોપાસ જામતું હતું, તેમાં સામેલ રહીને મેં અંત્યજ અને પછાત વર્ગના વસતિગૃહ સ્થાપવાની શરૂઆત કરી, અને તેના પર વિશેષ ધ્યાન આપવા માંડયું. આ નવી પ્રવૃત્તિના પ્રેરક માનસ વિષે ખુલાસો કરવો જોઈએ.

હિન્દ સેવક સમાજમાં ઠક્કરબાપાના સત્સંગથી દલિત જાતિની ઉન્નતિ માટે શીંદેએ યોજેલા વિદ્યાર્થીગૃહની ઉપયોગિતા મારા મનમાં વસેલી. ઠક્કરબાપાએ માંડવી તાલુકાના ગોડસંબા ગામે સ્થપાયેલી સરકારી

---

૧. અમૃતલાલ શેઠે વરસો પછી 'જન્મભૂમિ' અને 'નૂતન ગુજરાત'ના (૧૨–૮–૪૨)–અગ્રલેખમાં તે મેળાપ વિષે લખ્યું : 'મને પ્રેરણા જોઈતી હતી...(અમદાવાદમાં) કેટલાંક સ્થાનોમાં હું રખડયો પણ મારી તૃષા છીપાવવાનાં જળ મને કયાંય ન સાંપડયાં...પછી હું શ્રી ઇન્દુલાલની કુટિર પર ચડી ગયો ત્યાં સ્નેહનાં, સત્કારનાં અને પ્રેરણાનાં વારિ એણે મને ધરાઈ ધરાઈને પાયાં. મારી નિરાશા નાશ પામી. હું નવો માનવી થઈને ત્યાંથી નીકળ્યો...

'તે વખતના ઇન્દુલાલ એક અદ્ભુત વ્યક્તિ હતા. એમનું ઘર એક અખાડો હતું..ઇન્દુલાલ તો આખા ગુજરાતમાં ભટકયા કરે...પછી તો મેં 'સૌરાષ્ટ્ર' શરૂ કર્યું.'

રાનીપરજ બોર્ડિંગ વિષે લેખ લખેલો તે 'નવજીવન'માં પ્રકટ કરેલો. મોતીભાઈ અમીનની પેટલાદ બોર્ડિંગે સારા ચરોતરના વિકાસમાં આપેલા ફાળાનો હું સાક્ષી હતો. આણંદના વિદ્યાર્થીગૃહનો અને સુરતના અનાવિલ અને પાટીદાર વિદ્યાર્થી આશ્રમનો રોજબરોજ અતિથિ બનતાં આવી પ્રવૃત્તિનો હું રસિયો બન્યો હતો.

ઠક્કરબાપા સાથે હું ૧૯૧૭માં પહેલી વાર દાહોદ ગયેલો ત્યારે ખ્રિસ્તી પાદરીઓએ, ભીલ કન્યાઓ માટે કાઢેલી બોર્ડિંગ અને મુઆળીઆ તળાવ પાસે લોકલ બોર્ડ તરફથી ચાલતી ભીલ છોકરાની બોર્ડિંગ મેં જોયેલી. ૧૯૧૯થી મેં આ પ્રદેશમાં બે વખત દુકાળનિવારણનું કાર્ય કરેલું ત્યારથી ભીલોની કાયમી સેવા માટે કોઈક સંસ્થા સ્થાપવાનું હું વિચારતો. ૧૯૨૧ના ઑગસ્ટ માસમાં બધાં રાહતકેન્દ્રો સમેટવાને હું નીકળ્યો ને ખાસ કરીને કરસનદાસ અને પુરુષોત્તમદાસને વિદાય આપવાને હું પાવડી ગયો ત્યારે અમે બધાંએ મળીને વિચાર કર્યો: આ ત્રણ વરસમાં બબ્બે વખત દુકાળ પડતાં આપણે કેટલી બધી મહેનત કરીને દરેક વખતે દશબાર ગામે સ્વયંસેવકોને નવેસર કામ કરવા મૂક્યા! કેટલો ખરચ કરીને તેમની રહેવાની અને રાહતકેન્દ્રની સગવડ કરી આપી! હજારો લોકોને કંતામણની અને કાપડની, અનાજની અને ઘાસની રાહત આપવાને હજારો રૂપિયા ખર્ચ્યા! અને કામ પૂરું થયા પછી કાયમનું કોઈ કેન્દ્ર રહેતું નથી તેથી ફરી કામ શરૂ કરતાં કેટલી બધી અગવડ પડે છે? બરાક વરસાદ ખેંચાતાં હંમેશના દુખિયારા ભીલો ફરીફરીને ભૂખમરામાં સપડાવાના જ, તો કોઈ કાયમની સંસ્થા કેમ ન કાઢવી? દાહોદમાં અને ગરબાડામાં રાહતકામને અંગે શાળાઓ સ્થાપી છે તેને તો કાયમ રાખવી જ જોઈએ! જો પરદેશી પાદરીઓ ભીલોને વટાળવાને માટે લાખો રૂપિયા ખરચીને અનેક મોટી મોટી શાળા–બોર્ડિંગ ને દેવળો ચલાવે તો આપણા માડીજાયા ભીલોને શિક્ષણ આપવાને આપણે કાયમનો એક વિદ્યાર્થી આશ્રમ કેમ ન સ્થાપીએ? અને જરૂર પડે ત્યારે ત્યાંથી જ રાહતકામ તરત કેમ ન ઉપાડીએ?

આવા વિચારો અનેક સાથીઓ સાથે મેં કર્યા ને તેમની વિદાયગીરી પછી તે મારા દિલમાં ઘોળાતા ગયા. ચોમાસુ બેઠા પછી હું ફરી દાહોદ આવ્યો ત્યારે કંઈક શરૂઆત કરવાનો મેં નિશ્ચય કર્યો. શ્રાવણ માસમાં એક દિવસ હળવો ઝરમર વરસાદ વરસતો હતો ત્યારે કંઈક અજબ પ્રેરણાના બળે સુખદેવે અને મેં એક ઘોડાગાડી ભાડે કરીને દાહોદથી ઝાલોદને રસ્તે હંકારવા માંડી. સાતેક માઈલ ગયા પછી રસ્તાની જમણી બાજુએ મેં એક સરસ છાજેલું ઝૂંપડું જોઈને ઘોડાગાડી થોભાવી અને તે વિષે સુખદેવને પૂછ્યું. એ મુક્તિફોજ[1]ની શાળાનું છાપરું છે એવી ખબર પડતાં જ મેં કહ્યું : 'સુખદેવ! આની સામે જ આપણી છાવણી નાખો. અહીં જ આપણો આશ્રમ શરૂ કરો.' આવી રીતે મંગલાચરણ કરવાનું નક્કી કરીને અમે પાછા ફર્યા.

થોડા દિવસમાં રસ્તાની ડાબી બાજુના ખેડૂતને સુખદેવ મળ્યા અને તેના ખેતરમાં અમારા કેન્દ્રના પ્રતીકરૂપ એક વાંસડો તેમણે ઊભો કર્યો. પણ સરકારી તલાટીએ આ વાંસડો જોઈને ખેતરના ભીલને ધમકાવ્યો કે આવું કંઈ ધિંગાણું કરીશ તો તારું નવી શરતનું ખેતર[2] જપ્ત થશે! બિચારો ભીલ ડરી ગયો અને વાંસડો ઊડી ગયો!

પણ સુખદેવ નવી યોજના પાર પાડવાને કૃતનિશ્ચયી હતા. બીજી જમીનની તપાસ કરતાં તેમને માલમ પડ્યું કે સામેના ટેકરા પર આવેલી પાંચેક વીઘા જમીન એક શાહુકારે રૂા. ૨૦)ના લહેણા પેટે લેવાનું ગોઠવ્યું છે. તરત જ સુખદેવે તેને રૂા. ૨૦) અને ખેડૂતને વધારાના રૂા. ૧૧) આપી કુલ ૩૧)માં તે જમીન ખરીદી લીધી. પછી મારી સૂચનાથી એ જમીન પર કામચલાઉ બાંધકામ કરવાને માણેકલાલે જરૂરી રકમ સુખદેવને આપી. થોડાં અઠવાડિયામાં ત્યાં પતરાનું છાપરું બંધાઈ ગયું.

૧. Salvation Army.

૨. તેના માલિકના હક મર્યાદિત હોય છે–તે વેચી કે ગીરો મૂકી શકે નહિ કે કોઈને ખેડવા આપી શકે નહિ.

એવામાં સખી દિલના સોપારીવાળાએ[1] દુકાળમાં એક ગામે કૂવો કરવાને કંઈ રકમ આપેલી તેની વધેલી રકમમાંથી એ જમીન પર એક કાચો કૂવો પણ શરૂ કરવામાં આવ્યો.

તે વખતે એક સ્વયંસેવક નંદલાલ ઠાકોર દાહોદમાં હાજર હતા. તેમણે એ મકાનમાં રહીને આજુબાજુનાં ગામોનાં બાળકો ભેગાં કરીને શાળા ચલાવવાનું કામ ઉપાડ્યું. ભરચોમાસામાં આવી નવી શાળા ચલાવવાનું કામ મુશ્કેલ નીવડ્યું. કાદવકીચડમાં રખડીને એક દિવસ થોડાં છોકરાં ભેગાં કરે તે બીજે દિવસે ન આવે. છેવટે તેમણે નાનામોટા જે ભીલ આજુબાજુ રહેતા તેમને ભેગા કરીને રોજ રાતે રામાયણ જેવા પુસ્તકની કથા કરવા માંડી. આવી રીતે મીરાખેડીના 'રાષ્ટ્રીય ભીલ આશ્રમ'નું મંગલાચરણ સ્વરાજના વરસમાં જ થયું.

સુખદેવ અને માણેકલાલની સાથે બેસીને એ જમીન પર ખાણના કાળા પથ્થરનું નાનું પાકું મકાન બાંધવાની અને વીસેક ભીલ વિદ્યાર્થીને ત્યાં મફત રાખીને ભણાવવાની યોજના મેં ઘડી કાઢી. પહેલા વરસનો આશરે રૂપિયા ૫૦૦૦)નો ખરચ અમે આંકાર્યો. વળી તેમાં દાહોદની અંત્યજ શાળાનો અને ગરબાડાની ભીલ શાળાનો વરસનો ખરચ ઉમેર્યો. દાહોદની સમગ્ર યોજનાના ખરચના કાગળો પ્રાંતિક સમિતિને સોંપવાને હું પાછો રવાના થયો.

ભીલોના કરતાં અંત્યજોની સેવામાં હું વધારે વરસથી રોકાયો હતો. ગોધરામાં પહેલી અંત્યજ શાળા ૧૯૧૭ની આખરે સ્થપાઈ હતી. ત્યાં મામા ફડકે બે શિક્ષકોની મદદથી બે શાળા ચલાવતા અને પોતે જ્યાં રહેતા ત્યાં પાંચ-૭ અંત્યજ બાળકોને સારા સંસ્કાર આપવાને નિભા-

૧. વરસો સુધી તે કોંગ્રેસના અને બીજી સાર્વજનિક સંસ્થાના હિસાબ મફત તપાસી આપતા. કૂવા બંધાવવાને તેમણે ખૂબ દાન કર્યાં છે.

વતા. નડિયાદની અંત્યજ શાળામાં જમનાદાસ ભગત જેવા પ્રખર પ્રચારકના પ્રયાસથી વધારે બાળકો ભણતાં હતાં. ખેડા જિલ્લામાં પાદરીઓ હજારો અંત્યજ બાળકોને પોતાની સંસ્થાઓમાં રાખીને સામાન્ય તેમજ ઔદ્યોગિક કેળવણી આપતા. તેથી એ જીલ્લાના મુખ્ય નગર નડિયાદમાં અંત્યજ વિદ્યાર્થી આશ્રમ સ્થાપવાનો મેં નિર્ણય કર્યો.

આવા આશ્રમ માટે યોગ્ય મકાન મેળવતાં મુસીબત પડી. એવી સંસ્થા અંત્યજોના વાસથી દૂર રખાય તો જ તેમનાં બાળકોને સારા સંસ્કાર આપી શકાય. પણ બીજા લોકો અછૂતોને માટે કંઈ મકાન આપે ? છેવટે અમે ડભાણને રસ્તે, મિશનના દવાખાનાથી આગળ, રામતલાવડી પાસે એક વોરા ગૃહસ્થનો બંગલો માસિક રૂ. ૮૦ ના ભાડાથી રાખ્યો ( ૧૫–૮–૧૯૨૧ ), અને જમનાદાસને જ વિદ્યાર્થીઓની ભરતી કરી નવી સંસ્થા ચલાવવાની કુલ જવાબદારી સોંપી. સુરત જિલ્લાના કાર્યકરોના રોજિંદા સંપર્કને લીધે તે પ્રદેશના ખાલપા વિદ્યાર્થીઓ તરત સારી સંખ્યામાં આવતા ગયા. વળી કપડવંજ તાલુકાના છીપીઆલ ગામના ભંગી ભગત રવાજી પોતાના કુટુંબના ચારેક વિદ્યાર્થી લઈને મુંબઈ જવાના ઇરાદાથી નડિયાદ જમનાદાસને મળવા આવ્યા ત્યારે નવી અંત્યજ બોર્ડિંગની ખબર પડતાં એ છોકરાને લઈને ત્યાં આવી ગયા. થોડા જ વખતમાં વિદ્યાર્થીઓની સંખ્યા ત્રીસેક પર પહોંચી ગઈ. તે બધાય રોજ આખું નડિયાદ શહેર ઓળંગી મરીડા ભાગોળે અંત્યજ શાળામાં ભણવા જતા. નવી સંસ્થા સપાટાબંધ ખીલતી ગઈ, માત્ર તેના ભારે માસિક ખરચથી હું મૂંઝાતો ગયો.

તે અરસામાં સ્થાનિક કાર્યકરોની માગણી અને સહાયથી વરસોડા ( મહીકાંઠા એજન્સી ), સારોદ ( તા. જંબુસર ), મહેમદાવાદ અને નગરામા ( તા. માતર )માં અંત્યજ શાળાઓ ઉઘાડવામાં આવી.

તે વખતે ગોધરા અને નડિયાદની જૂની અંત્યજ શાળાઓનો

વહીવટ ગુજરાત વિદ્યાપીઠે[1] આગલા જૂનથી સંભાળી લીધો હતો. તેથી દાહોદ, મીરાખેડી, નડિયાદ વગેરે સંસ્થાના એક વરસના ખરચનું અંદાજપત્ર મેં તૈયાર કર્યું. તેમાં મીરાખેડીમાં બાંધવાના પાકા મકાનનો અને બીજા વિદ્યાર્થી આશ્રમ ચલાવવાનો પૂરો ખરચ સામેલ કરીને અંત્યજ કાર્યાલયને નામે, આ બધી સંસ્થાઓની લેખિત યોજના મેં વલ્લભભાઈ આગળ રજૂ કરી.

વલ્લભભાઈ આટલી નવી સંસ્થાઓ માટે આવા ભારે ખરચની માગણી જોઈને ચકિત થઈ ગયા. દુકાળનિવારણનું કામ તો માણસ ને ઢોરના જિવારા માટે તાકીદનું ગણાય. પણ આવી શાળાઓ અને વળી નવી મફત બોર્ડિંગો કાઢવાની પ્રવૃત્તિ તેમને છેક જ અપ્તરંગી લાગી. તેમના મત મુજબ કૉંગ્રેસે તો અંત્યજોની અસ્પૃશ્યતા નાબૂદ કરવાની ઝુંબેશ ઉપાડી છે, પણ તેમને માટે આવી ખર્ચાળ સંસ્થાઓ કાઢીને તેનો ભારે વાર્ષિક ખરચ કરવાનો કોઈ આદેશ નહોતો આપ્યો. વળી આ વરસમાં તો અંગ્રેજો પાસેથી સ્વરાજ લેવાને બધી શક્તિ અને સામગ્રી એકાગ્ર કરવાની છે તેવે વખતે આવી નવી આડીતેડી જવાબદારી આપણાથી કેમ લઈ શકાય? આ દૃષ્ટિથી તેમણે પ્રાંતિક

---

૧. તે જ રીતે ગુજરાત વિદ્યાપીઠે ગુજરાત કેળવણી મંડળની સારંગપુરની નવી ગુજરાતી શાળાનો પણ વહીવટ સંભાળી લેવાનો નિર્ણય ઑગસ્ટ (૧૯૨૧) માસમાં કર્યો. આ વિષે વિદ્યાપીઠને મેં વિનંતી કરી ત્યારે તે શાળા તપાસી હેવાલ રજૂ કરવાનું કામ કિશોરલાલભાઈને સોંપાયું. તેમણે તે જોઈ તપાસીને તે શાળાને અમદાવાદની આદર્શરૂપ પ્રાથમિક શાળા તરીકે ગણાવીને તેનો વહીવટ હાથ ધરવાની વિદ્યાપીઠને ભલામણ કરી. વિદ્યાપીઠની કમિટીમાં તે વિષે ચર્ચા થઈ ત્યારે નિયામક કમિટીના કેટલાક સભ્યોએ તે શાળાના શિક્ષકોના ભારે પગાર અને ભારે ખરચની અને મારી ખર્ચાળ નીતિની સખત ટીકા કરી. છતાં કમિટીએ કિશોરલાલભાઈની ભલામણને માન્ય રાખીને તે શાળાનો વહીવટ સ્વીકારવાનો ઠરાવ કર્યો.

સમિતિ તરફથી મારી યોજના મંજૂર કરવાનો ઇન્કાર કર્યો. છતાં ગુજરાત વિદ્યાપીઠ આવી સંસ્થાઓને યોગ્ય મદદ આપે તે માટે તે સંસ્થાને લખવા તેમણે મને સૂચવ્યું.

મેં સામી દલીલ કરવામાં બાકી ન રાખી. સરકાર અને શાહુકારોથી રોજ લૂંટાતા લંગોટિયા નિરાધાર ભીલો જરા જરા વરસાદ ખેંચાતાં છાશવારે ભૂખમરામાં હડસેલાય તે આપણે ક્યાં સુધી ટગરટગર જોયા કરવું? ત્યાં દર વરસે આગ લાગે ત્યારે કૂવો ખોદવાને બદલે એ પ્રજાનાં બાળકોને ભણાવીને સેવાભાવી કાર્યકર બનાવવાની અને તેમની જ મદદથી સારી પ્રજાને સબળ અને સ્વાશ્રયી બનાવવાની આપણી ફરજ નથી? જો ભીલોની હાલની કંગાલિયત અને હાલાકી કાયમ રહે તો તેમને માટે સ્વરાજનો શો અર્થ છે? ગાંધીજીએ આમજનતાની દૃષ્ટિથી જ સ્વરાજનો વિચાર નથી કર્યો? જો આપણે મુઠ્ઠીભર ભદ્ર લોકોને માટે નહિ પણ દરિદ્રનારાયણ માટે સ્વરાજની લડત આદરી છે તો તે લડતે લડતે પણ એ પછાત પ્રજા તરફ એકદિલીના પ્રતીકરૂપે થોડી આદર્શ સંસ્થા સ્થાપીને આપણી ભવિષ્યની કલ્યાણકારી નીતિનો પરચો તેમને બતાવવો જ જોઈએ.

એથીયે વધારે વજૂદથી મેં અંત્યજોની સંસ્થાઓ માટે દલીલો રજૂ કરી. અછૂતોને માત્ર સભાસરઘસમાં સાથે ભેળવવાથી તેમનો શો ઉદ્ધાર થવાનો છે? હાલની સભાઓમાં અછૂતો આવે છે ત્યારે ગાંધીજી જેવા કોઈ ખાસ આગ્રહ કરે તે સિવાય તેમને કેટલા દૂર બેસાડવામાં આવે છે? વળી ઘડીભર પાસે બેસાડવાથી કે તેમને સહેજ અડકવાથી તેમની શી ઉન્નતિ થઈ શકે? અસ્પૃશ્યતાના નિવારણનો યાંત્રિક અર્થ ન કરી શકાય—તેને તો કરોડો માનવીઓ તરફ નવી એકદિલી સાધવાના અને તેમનું બાવડું પકડીને તેમને પ્રજાસમસ્તમાં એકરસ અને એકદિલ બનાવવાના પહેલા પગલાં તરીકે જ ગણી શકાય. તેમના જ સેવાભાવી અને સંસ્કારી કાર્યકરો કેળવવા માટે આપણે થોડી સંસ્થાઓ સ્થાપવાને તો તૈયાર થવું જ જોઈએ. પરદેશી પાદરીઓ તેમને વટાળવાને કરોડો રૂપિયા

ખરચે છે. તો આપણે થોડા હજાર પણ ન ખરચી શકીએ? માત્ર સવર્ણોને, આભડછેટની ઉપરચોટિયા નાબૂદી કરવા સમજાવીને શું કરોડો અછૂતોને પ્રજામાં પૂરા ભેળવી, શક્તિશાળી નવરાષ્ટ્ર વિકસાવી શકીશું? જો ગાંધીજીએ ચાર વરસ પર ગુજરાતની પહેલી રાજકીય પરિષદને પ્રસંગે અછૂતોના ઉદ્ધાર માટે એક શાળા શરૂ કરી તો આજે મહાસભાએ તેમના ઉદ્ધારનો કાર્યક્રમ અપનાવ્યો છે અને આ વરસમાં રાષ્ટ્રીય સ્વરાજ લેવા આપણે નીકળ્યા છીએ ત્યારે પરદેશીઓની ઝળહળતી સંસ્થાઓને મુકાબલે ધરદીવડા જેવી બેચાર સંસ્થા પણ, આપણા પંદર લાખના ફાળામાંથી કેમ ન ચલાવીએ?

આવું આવું ઘણુંયે મેં વલ્લભભાઈને અને બીજા મિત્રોને કહ્યું. પણ તે સર્વ આખો સવાલ કોંગ્રેસના ઠરાવની અને વાસ્તવવાદી રાજકારણની દૃષ્ટિથી જ વિચારતા. તેમને મારી દલીલમાં હવાઈ કલ્પનાઓ અને વેવલા લાગણીવેડા જ દેખાયા. તેમની સૂચના માન્ય કરીને બધી સંસ્થાઓ માટે પૂરો ખરચ મંજૂર કરવાને મેં વિદ્યાપીઠને વિનંતી કરી ત્યારે તેમની જ સલાહથી તે સર્વેની જાતતપાસ કરી યોગ્ય મદદ આપવાની ભલામણ કરવાને છગનલાલ જોશીને[૧] નીમવામાં આવ્યા.

વિદ્યાપીઠ તરફથી તપાસ પૂરી થાય તે દરમ્યાન બધી સંસ્થાઓના શિક્ષકોના પગાર કેવી રીતે ચૂકવવા અને નડિયાદના અંત્યજ વિદ્યાર્થીગૃહનો ભારે રસોડા-ખર્ચ શી રીતે ચલાવવો? મીરાખડીના નિર્જન સ્થળમાં પાકું મકાન તો એક મહિનો મોડું બંધાય, પણ બાકીનો સેંકડો રૂપિયાનો માસિક ખર્ચ તો તરત જોઈએ જ. છેવટે ગાંધીજી આ સંસ્થાઓનો પૂરો ખર્ચ અપાવશે એવી મારી શ્રદ્ધા અચળ હતી. પણ તે વખતે ગાંધીજી દેશમાં દૂર દૂર સફર પર હતા; એટલે તેમનો સંપર્ક

---

૧. તે પીઢ કાર્યકર હાલ સૌરાષ્ટ્ર હરિજન સેવક સંઘના મંત્રી છે.

તરત સધાય એમ નહોતું. વળી વિદ્યાપીઠનો નિર્ણય ન જણાય ત્યાં સુધી તેમને લખવું પણ ગેરવાજબી લાગ્યું.

આવા સંજોગોમાં મારી રોજિંદી મુસીબત ટાળવાને હું શંકરલાલને મળ્યો. છેલ્લાં વરસોમાં તેમણે સંખ્યાબંધ મજૂરશાળાઓ શહેરમાં સ્થાપેલી, ત્યારે તેમાં સહાય કરવાને એક હોશિયાર વ્યવસ્થાપક મેં તેમને સોંપ્યા હતા. અંત્યજ અને દલિત પ્રજાની સેવાના મારા કાર્યમાં તે હંમેશ રસ લેતા. તેમની ભલામણથી અનસૂયાબેને તરત જ અંત્યજ કાર્યાલયની સંસ્થાઓ ચલાવવાને મને રૂપિયા પાંચ હજાર ઉછીના આપ્યા, ને મારું કામ પૂરપાટ આગળ ધપતું ગયું.

મારા કાર્યની જરૂરિયાત અને આખરી સફળતા વિષે મને પૂરી ખાતરી હતી, તેથી બીજા ગરીબ ને પછાતવર્ગ તરફ પણ મેં મારી નજર દોડાવવા માંડી. નડિયાદના વતની અને ખેડા જિલ્લાના કાર્યકર તરીકે અમારી અફાટ બારૈયા–ક્ષત્રિય વસ્તીને મોટા મેળામાં અને જંગી સભાઓમાં હું જોતો. આ લોકો ઘણા કદાવર અને લડાયક લાગતા. માથે મોટાં ફાળિયાં બાંધી અને હાથમાં ધારિયાં લઈને તે સીમમાં કે શહેરમાં ફરતા ત્યારે શહેરી લોકોને તે ઘણા બિહામણા લાગતા. છતાં મોટી પછેડીઓથી તેમની કારમી ગરીબાઈ ઢંકાઈ શકાતી નહોતી. તેમનાં માટીનાં ઘર, કરાંઠીનાં છાપરાં, ગાભા જેવી ગોદડીઓ અને બંટી-બાવટાના રોટલા તેમની કંગાલિયત ખુલ્લી કરતાં. મહુડાનો દારૂ પીવાનો અને ગેરકાયદે ગાળવાનો આરોપ તેમના પર મૂકીને તેમને હંમેશ બદનામ અને હેરાન કરવામાં આવતા. ભારે ધાડ ને ખૂનમાં મુખ્યત્વે બારૈયા જ સપડાતા અને દોષિત ઠરતા. અનેક જિલ્લામાં ફેલાયેલા આ જવાંમર્દ લોકો નશા અને ગુનેગારીમાં, અજ્ઞાન અને ગરીબાઈમાં સબડતા રહે એ સર્વાંગી સ્વરાજની દૃષ્ટિથી મને શરમરૂપ લાગતું. તેથી તેમની પણ ઉન્નતિ સાધવાને બારૈયા બાળકો માટે મહીનદીને કાંઠે એક વિદ્યાર્થીગૃહ સ્થાપવાનો મેં વિચાર કર્યો.

તે વખતે બોરસદ તાલુકામાં તેમજ મોડાસા તાલુકામાં ફરતાં બારૈયા લોકોના વિશેષ સમાગમમાં હું આવેલો. દારૂની લતને લીધે જ બારૈયા લોકો ગરીબાઈમાં સબડે છે અને હલકા ગણાય છે એવી સામાન્ય માન્યતા હતી. ગાંધીજીએ દારૂબંધીનો કાર્યક્રમ પાર પાડવાનો આદેશ આપ્યો હતો. તેથી જ્યારે બારૈયાની મોટી સભામાં અમે જતા ત્યારે દારૂ ગાળવા–પીવાની લત છોડવા અને ગુનાખોરીનો ત્યાગ કરવાને અમે તેમને બોધ આપતા. આર્થિક રીતે સ્વાશ્રયી થવાને અમે તેમની આગળ ચરખો રજૂ કરતા. પણ ભીલોમાં અને અંત્યજોમાં તેમ બારૈયામાં આવો નકારાત્મક અને ભાવનાશીલ પ્રચાર મને અપૂરતો લાગતો. બીજી પછાત જાતિની માફક બારૈયા કોમને પણ નવસંસ્કારથી રંગવા માટે અને તેમના પાણીદાર કુમારોમાંથી સેવાભાવી કાર્યકરો ખીલવવાને એક બે વિદ્યાર્થીગૃહ સ્થાપવાની તાકીદની જરૂર લાગી. કંઈ નહિ તો બોરસદ અને મોડાસા–એ બે તાલુકામાં એક એક બારૈયા વિદ્યાર્થીગૃહ સ્થાપવાનો મેં નિર્ણય કર્યો. માત્ર તે પ્રદેશમાં કોંગ્રેસ સિવાયનું બીજું કાર્ય મેં કરેલું નહિ, અને ત્યાં કોઈ માનવપ્રેમી સ્વયંસેવકો મને સાંપડ્યા નહિ. તેથી તે કાર્ય હું તરત શરૂ કરી ન શક્યો.

સપ્ટેમ્બર માસ આગળ વધ્યો એવામાં મારી સંસ્થાઓની જાત-તપાસ કરીને છગનલાલ જોશીએ તેમનો હેવાલ વિદ્યાપીઠને સુપરત કર્યો. મારી માહિતી પ્રમાણે ત્રણ છાત્રાલયમાંથી એકેનો રસોડાખર્ચ તેમણે મંજૂર કર્યો નહિ. મીરાખેડીની સંસ્થા માટે નિર્જન સ્થળમાં પાકું મકાન બાંધવાની જરૂર તેમને જણાઈ નહિ. પતરાંનું મકાન મેં માણેકલાલનું દેવું કરીને બાંધેલું, તેના ખર્ચની પણ તેમણે ગણતરી ન કરી. તેથી આ વિદ્યાર્થી આશ્રમ માટે મેં માગેલા આશરે રૂ. ૫૦૦માંથી તેમણે માત્ર રૂ. ૩૦૦ જ આપવાનું યોગ્ય ધાર્યું. આમ મારી યોજનાના

રૂા. ૨૨,૦૦૦ પૈકી થોડા હજાર આપવાની જ તેમણે વિદ્યાપીઠને ભલામણ કરી તે તેણે મંજૂર કરી!

હવે હું ખરેખર અકળાવા લાગ્યો. ગાંધીજીના દરિદ્રનારાયણની પોપટીઆ વાતો કરનાર ગુજરાતના કાર્યવાહકોએ મારી નાનીશી યોજનાને પીંખી નાખી તેથી હું ઘણો ચિડાયો. જે સાથીઓ આવી દરિદ્રનીતિ અપનાવે અને મને સરિયામ નાદારી અને નિષ્ફળતાના ખાડામાં ધકેલી મૂકવા ધારે, તેમની સાથે હવે કાંઈ દલીલ કરવાનો અવકાશ જ ન રહ્યો. તેમ મારી સંસ્થાઓને નિભાવવાને હું કોઈની આગળ નાકલીટી તાણવાને ટેવાયેલો નહોતો. જ્યારે વલ્લભભાઈએ ક્ષુલ્લક રકમ આપવા વિદ્યાપીઠનો નિર્ણય મને નિશ્ચયાત્મક શબ્દોમાં સંભળાવ્યો, ત્યારે તે ન સ્વીકારવાનો એવો જ સ્પષ્ટ નિર્ણય મેં તેમને જણાવી દીધો!

વિદ્યાપીઠની કંગાલ નીતિથી મારી શ્રદ્ધા જરાયે ડગી નહિ અને મારું કામ જરાયે અટક્યું નહિ. મારી સો ટકા ખાતરી રહી કે ગાંધીજી પાસે હું પહોંચીશ કે તરત જ મારે જોઈતી એકેએક પાઈ મને મળશે અને વરસભર બધી સંસ્થા નિરાંતે નભશે. વિદ્યાપીઠના વિરોધનું માત્ર એક જ પરિણામ આવ્યું: બારૈયા વિદ્યાર્થીગૃહનું નવું કામ શરૂ કરવાનું મેં માંડી વાળ્યું. શરૂ કરેલાં કામ પાર પાડવાને વધારાનું ઈષ્ટ કાર્ય છોડી દેવાની મને ફરજ પડી.

વલ્લભભાઈ પણ જાણતા હતા કે દુકાળરાહત માટે તેમ આ સંસ્થાઓ માટે હું ગાંધીજી પાસે પહોંચીશ. તેથી બને તો મને સમજાવી લેવાને તેમણે વિદ્યાપીઠનાં વર્તુલોમાં ચર્ચા કરવા માંડી. બીજી પાસ આચાર્ય ગિદવાણી સાથે મારું મન મૂળથી મળેલું હતું. મેં તેમની આગળ મારા મનની વરાળ કાઢી, ત્યારે તેમને પણ ઘણું દુઃખ થયું. વલ્લભભાઈ અને મારા જેવા બે જૂના કાર્યકરો વચ્ચે હવે કાયમની તૂટ પડશે અને તેથી ગુજરાતના કામને નુકસાન થશે એવી ફાળ તેમને પડી. મારા તરફ તેમની દિલસોજી અપાર હતી. એમ વલ્લભભાઈનો

પ્રતાપ પણ તે સારી રીતે પિછાનતા. તેમણે વલ્લભભાઈ તેમ જ વિદ્યાપીઠના અને સાબરમતી આશ્રમના મિત્રો સાથે આ ઉગ્ર મતભેદ ટાળવા વિષે ચર્ચા કરી. પરિણામે આ તીવ્ર બનતા કુટુંબી કલહનો નિકાલ કરવાને બધાંને મળવા મને બોલાવવાનું તેમણે ઠરાવ્યું. ગિદવાણીની સૂચના મળતાં જ એક દિવસે, મહા વિદ્યાલયના મકાનમાં સુયોગ્ય સમાધાન કરવાની આશાથી હું મિત્રોને મળવા પહોંચી ગયો.

ગિદવાણી સાથે વલ્લભભાઈ, બળવંતરાય ઠાકોર અને જીવણલાલ દીવાન ત્યાં હાજર હતા. ગાંધીજીના આશ્રમમાંથી કાકા કાલેલકર, નરહરિભાઈ અને કિશોરલાલ મશરૂવાળા આવી ગયા. સર્વના વદન પર વિષાદની ઘેરી છાયા પથરાયેલી હતી. ગિદવાણીએ આ મિલન યોજવાનો ઉદ્દેશ દર્દભરી ભાષામાં રજૂ કર્યો. તે પછી ચર્ચાનો દોર વલ્લભભાઈએ હાથમાં લીધો. તેમણે મારી યોજના પોતાની ભાષામાં બધાની આગળ રજૂ કરી અને માગેલા ખર્ચના આંકડા જણાવ્યા. પછી તેમણે આખી યોજનાની વહેવારિકતા વિષે સર્વનો અભિપ્રાય પૂછ્યો.

વલ્લભભાઈના વિચાર તો હું જાણતો હતો તેથી તેમના બોલથી મને કંઈ નવાઈ થઈ નહિ. પણ જે આશ્રમ સ્થાપીને ગાંધીજીએ દેશ સમસ્તને અછૂતોદ્ધારનો નવો કડક પેગામ આપ્યો, અને જે આશ્રમના એક અંતેવાસી મામા ફડકે સાબરમતીની સુંવાળી ગોદ છોડીને ગોધરાના ભંગીવાસમાં શાળા ચલાવતા અને થોડાં ભંગી છોકરાંને પોતાનો રોટલો ખવડાવતા, તે જ આશ્રમના વિદ્વાનો એક પછી એક મારી યોજનાની વિરુદ્ધ મત આપતા ગયા, તેથી હું આભો બન્યો. તેમનાં વચનોનો સાર એ હતો કે હાલ આવી સંસ્થાઓ માટે યોગ્ય શિક્ષકો નથી, બીજી જરૂરી તૈયારી નથી, અને જરૂરી નાણું પણ મળી શકશે નહિ. સર્વે થોડા જ માસમાં સ્વરાજ સ્થાપવાની આશા સેવતા, તેથી આવું બધું કામ સ્વરાજ સ્થપાયા પછી સરસ થઈ શકે, તો તે માટે થોડા મહિના શા માટે ન ખમી જવાય ?

આ બધું હું સાંભળતો ગયો તેમ મને પારાવાર દુઃખ થતું ગયું. માત્ર ગિદવાણી તટસ્થ રહ્યા. તેમના સિવાય સર્વેએ એક કે બીજા શબ્દોમાં મારી યોજના ને પ્રવૃત્તિને સિદ્ધાંતે ઇષ્ટ માની પણ તત્કાળ છેક જ બિનજરૂરી અને અવહેવારિક ગણી કાઢી.

આ બધીય અણગમતી ચર્ચા હું પૂરી ખામોશીથી સાંભળી રહ્યો. છેવટે વલ્લભભાઈએ જરા ખિન્ન છતાં નિશ્ચયાત્મક સૂરમાં મને પૂછ્યું: 'કેમ! આ બધા કહે છે તે સાંભળ્યું? હવે તો તમે સમજ્યા ને?'

મેં જવાબ આપ્યો: 'હું સમજી ગયો.'

તરત જ આત્મશ્રદ્ધાની પૂરી ખુમારીથી મારી ઝોળી ખભે ભેરવીને હું ઊભો થઈ ગયો.

વિચક્ષણ વલ્લભભાઈ મારા ચહેરાના ભાવ પરથી કળી ગયા કે મારા પર ધારેલી અસર નથી. થઈ તેથી હું દરવાજે પહોંચ્યો એટલામાં તેમણે પૂછ્યું: 'શું સમજ્યા?'

હવે મેં પણ સહેજ ગુસ્સાના આવેશમાં કહ્યું: 'હું એ સમજ્યો કે તમે કંઈ જ કરવા માગતા નથી.'

વલ્લભભાઈએ જરા ચિંતાતુર થઈને પૂછ્યું: 'અને તમે?'

મેં કહ્યું: 'હું તો મારું ધારેલું બધું જ કામ ચોક્કસ કરીશ જ.'

વલ્લભભાઈએ સહેજ ચિડાઈને પૂછ્યું: 'ત્યારે તો બધી વાત ભૂલમાં જ જતી હતી. પાછા જરા બેસો.'

તરત હું પાછો બેસી ગયો એટલે તેમણે ઉમેર્યું: 'ત્યારે અમે આટલા બધા અહીં બેઠા છીએ તેમના સર્વના મતની તમને કંઈ કિંમત જ નથી?'

મેં કહ્યું: 'તમે બધા ડાહ્યા માણસો છો. પણ હું ઘણો દિલગીર છું કે તમારી સાથે આ બાબતમાં સંમત થઈ શકતો નથી. અનેક

સંસ્થાઓના મારા અનુભવ પરથી હું તમારા બધાથી છેક જ જુદા નિર્ણય પર આવ્યો છું.'

વલ્લભભાઈના હાથ હવે હેઠા પડ્યા. પછી સર્વેના પર એક ઊડતી નજર નાખીને હું ઝડપી પગલે ચાલ્યો ગયો.

વલ્લભભાઈ સમજી ગયા કે હવે આ વાત ગાંધીજી આગળ પહોંચશે. થોડા દિવસમાં પ્રાંતિક સમિતિમાં કંઈ કામે જતાં તેમણે મને ટોણો માર્યો: 'આમ ક્યાં સુધી અમારી ઉપરવટ થઈને ગાંધીજી મારફત કામ કરશો?'

આ કઠોર શબ્દો સાંભળતાં મારા દિલમાં હાડોહાડ ઝાળ લાગી ગઈ. મને થયું: 'ગાંધીજીને જોઈને તો આ સમિતિમાં આવ્યો છું—તેમની સૂચનાથી હું મંત્રી નિમાયો છું. તમે બધા તેમના અંતરની વાત ન માનો અને મારી સામે થાઓ ત્યારે હજારની ઉપરવટ થઈને ગાંધીજીને કેમ ન મળું? છતાં તમે બધા સાથીઓ મારાથી નારાજ હો તો ઊંચા દિલે સમિતિમાં શા માટે રહેવું? મને મંત્રીપદનો કયો મોહ છે? જ્યાં પ્રેમ ને આદર નથી ત્યાં શા માટે એક ઘડી પણ ટકવું?'

સપ્ટેમ્બર માસમાં મારી તબિયત લથડતી ગઈ. મારા જમણા સાથળની વળમાં નાની ગાંઠ જણાઈ અને તેમાં દુઃખાવો વધતો ગયો. છતાં હું એકલે હાથે મારા નિશ્ચિત કાર્યનો ભાર ઉપાડતો અને કંઈક મુસાફરી પણ કરતો. આવા સંયોગોમાં વલ્લભભાઈના શબ્દોથી મારા અંતરમાં ક્ષોભ વધતો ગયો. હવે મને સાફ રોશન થયું કે પ્રાંતિક સમિતિમાં કે વિદ્યાપીઠમાં મારા મતનું—મારું કોઈ જ નથી; તેમાં મારું કોઈ સ્થાન રહ્યું નથી; હું નર્યો એકલો ને અટૂલો છું. જે ગાંધીજીને લીધે જ આ બધા સાથીઓને હું પિછાનતો થયો, તેમનો જ સીધો સંપર્ક એ મારો ગુનો ગણાય! મેં મારું જુદું કાર્યાલય પણ રચ્યું હતું. કેટલાયે વખતથી પ્રાંતિક સમિતિનું મારું મંત્રીપદ નામનું જ બની ગયું હતું. તેમ અમદાવાદમાં કોંગ્રેસની વાર્ષિક બેઠક મળવાની હતી તેની

સ્વાગત સમિતિનું તેમજ જિલ્લા સમિતિનું મંત્રીપદ પણ મને હવે અર્થહીન લાગ્યું. થોડા જ દિવસમાં એકી કલમે ત્રણે સંસ્થાના મંત્રીપદનાં રાજીનામાં મેં સમિતિના કાર્યાલયમાં સુપરત કર્યાં. કેટલાયે વખતથી મને ગૂંગળાવતી સમિતિનો ભાર હળવો કરીને મેં છુટકારાનો દમ ખેંચ્યો.

આ વખતે નડિયાદનો અંત્યજ આશ્રમ જ મારા આરામવિરામનું ખરું સ્થાનક બની રહ્યો વખતોવખત રામતલાવડી પાસે આવેલા આશ્રમને બંગલે હું જતો અને રવા ભગત સાથે ભંગી લોકોનાં દુઃખદર્દ વિષે વાતો કરતો. અંત્યજ બાળકો સાથે હું ગમ્મત કરતો અને જમનાદાસ ભગત સાથે આશ્રમના વહીવટની ચર્ચા કરતો. જમનાદાસની તબિયત પણ સારી નહોતી—ઝીણા ક્ષયના રોગથી તે પીડાતા. પણ અદમ્ય ઉત્સાહથી રોજ બધાં બાળકોનું સરઘસ કાઢીને મરીડા ભાગોળે બધાને લઈ જતા. પાણી ભરવાને બાળકો રામતલાવડીના કૂવા પર જતા, ત્યાં ક્વચિત સવર્ણો તેમને હેરાન કરતા. કોઈવારે આશ્રમ પર રાતે પથરા પડતા. પણ જમનાદાસ ને રઘાજી પોતાના કાર્યથી જરાયે ડગતા નહિ કે મારી આગળ ફરિયાદ કરતા નહિ. એ બંને તો તેમના આશ્રમના કામને એક ધર્મયુદ્ધ ગણતા અને પૂરી હિંમત અને બાહોશીથી બધી મુસીબતો સામે લડયે જતા. હું નિર્દોષ અંત્યજ બાળકોના પ્રેમરસનું પાન કરીને દરેક વખતે તાજો થઈ ઘેર પાછો આવતો.

સપ્ટેમ્બરના બીજા અઠવાડિયાથી મારું દર્દ વધી ગયું. મેં કોચરબનું મકાન બંધ કરીને રીચીરોડ પર મારા મિત્ર બાલાભાઈ નાણાવટીને ઘેર ત્રીજે માળ રહેવા માંડ્યું. સાંધામાં ગાંઠ વધતી ગઈ તેમ તેના દર્દથી તાવ આવતો ગયો. બાલાભાઈએ અને તેમનાં કુટુંબીઓએ સારવાર કરવામાં, ને દાક્તરોની સલાહ લેવામાં મણા ન રાખી. છતાં થોડા દિવસમાં હું લગભગ પથારીવશ થઈ ગયો. વલ્લભભાઈ સાથે ઉગ્ર મત-

મેદની અને મારા રાજીનામાની વાત ફેલાતી ગઈ તેમ ગુજરાતભરના ઘણા મિત્રો ચિંતાતુર થયા. તેમાંથી કોઈ મારા મકાન પર મારી તબિયતની ખબર કાઢવા આવતા અને રાજીનામું પાછું ખેંચવા સમજાવતા.

એ વરસનું ચોમાસુ બહુ સખત હતું. એક રાતે મુશળધાર વરસાદ વરસ્યો. તેની સાથે ગાજવીજ અને વીજળીનું ભારે તોફાન જામ્યું. હું ત્રીજે માળ સૂતો હતો ત્યારે ઓચિંતો એક કાન ફાડી નાખે એવો ક–ડ–ડ–ડ–ડ અવાજ સંભળાયો ત્યારે મને બીક લાગી કે કદાચ અમારું ઘર પણ તૂટી પડશે! સવારે માલમ પડયું કે રાતે પ્રખ્યાત વકીલ નવલશંકરનો ત્રીજો માળ તૂટી પડ્યો અને તેના પર સૂતેલા વકીલ છાપરા નીચે દબાતાં ગંભીર રીતે ઘવાયા.[1]

ઓક્ટોબરના આરંભમાં કોઈ મોટા દાક્તરે મારી ગાંઠ કાળજીથી તપાસીને તરત મુંબઈ જઈ સારા દાક્તરની પાસે તે કપાવવાની સલાહ આપી. તરત મુંબઈના યોગ્ય દાક્તરનો મેં વિચાર કરવા માંડ્યો તેવામાં દા૦ ચંદુભાઈ મને મળી ગયા. જરાક વાત કરતાં તેમણે મુંબઈના પ્રસિદ્ધ દાક્તર દેશમુખ પર યોગ્ય સારવાર માટે ભલામણપત્ર લખી આપ્યો.

બેચાર દિવસમાં જ મારા રાજીનામાનો વિચાર કરવાને ગાંધીજીની હાજરીમાં પ્રાંતિક સમિતિની સભા મળવાની હતી. તેથી તેમાં હાજરી આપવાની મારી ફરજ સમજીને હું અમદાવાદ રોકાઈ ગયો. એ સભા પૂરી થતાં તે જ રાતે સીધો મેલમાં મુંબઈ જવાની બધી ગોઠવણ કરીને હું ઓક્ટોબરની છઠ્ઠી તારીખે સમિતિની સભામાં ગયો.

હું ત્યાં પહોંચ્યો ત્યારે સંસારસુધારા હોલ સભ્યો અને કાર્યકરોની મોટી મેદનીથી ચિક્કાર ભરાઈ ગયો હતો. હું માંદો અને દુઃખી હતો તેથી કોઈને પણ મળ્યા સિવાય સભાની વચમાં કંઈક જગ્યા

---

૧. બેત્રણ અઠવાડિયાં સુધી રિબાઈને તે મરણ પામ્યા હતા.

શોધીને ચૂપચાપ બેસી ગયો. થોડાંક કામ પત્યાં પછી મારું રાજીનામું રજૂ થયું. સભામાં સંપૂર્ણ શાંતિ વર્તી રહી. ચર્ચા શરૂ કરતાં ગાંધીજીએ કહ્યું :[1] 'ભાઈ ઇન્દુલાલ જેવો ઉદ્યમી માણસ બીજો એક પણ નથી તેમાં શંકા નથી. તેમજ તેમના જેવો પ્રામાણિક માણસ પણ ન મળી શકે તેમાં પણ શંકા નથી. તેમને ગુમાવી દેવાનું ગુજરાતને પાલવે તેમ નથી. પણ તેમની અને વલ્લભભાઈની વચ્ચે સ્વભાવફેરના પરિણામે તે બન્ને સાથે કામ કરી શકે તેમ નથી. એટલે ઘણાં દુઃખની સાથે ભાઈ ઈન્દુલાલનું રાજીનામું સ્વીકારવું એવી મારી સલાહ છે...'

'લગભગ પાંચસો ગુજરાતીઓની સભા વિચારમાં પડી ગઈ. કોઈ ભારે ઘા માથે પડ્યો હોય અને દિશાશૂન્ય બની જાય તેવી દશા થઈ. વયોવૃદ્ધ અબ્બાસ સાહેબે શાંતિ તોડી. ઈન્દુલાલને માટે થોડુંક કહ્યા પછી મહાત્માજીની સલાહ દરખાસ્તરૂપે રજૂ કરી. ભાઈ દયાળજીએ દુઃખ સાથે અનુમોદન આપ્યું

'ફરી સભામાં શાંતિ પથરાઈ. આ શાંતિ ભારે દુઃખજન્ય શાંતિ હતી. હાજર રહેલાઓના મોટા ભાગથી આ પ્રસંગ સહન ન થઈ શક્યો. અનેક ખિસ્સાઓમાંથી રૂમાલો નીકળવા માંડ્યા, તેની નીચે અનેક આંખો છુપાવા લાગી.

'વલ્લભભાઈ ઊઠ્યા.

૧. અમૃતલાલ શેઠે 'સૌરાષ્ટ્રના' તા. ૯-૧૦-૨૧ના અંકમાં આ સભાનું જે તાદૃશ વર્ણન આપ્યું હતું તેમાંથી નીચેનો ઉતારો લીધો છે. તેના આરંભમાં તેમણે લખેલું : 'ગુજરાતના જાહેરજીવનમાં એક અગત્યનો પ્રસંગ ગયા ગુરુવારે બન્યો. છેલ્લા આઠ વરસથી પોતાના અથાક ઉદ્યમ, અનુપમ સેવાભાવ, અડગ શ્રદ્ધાબળ અને અદ્ભુત પ્રેરણાશક્તિથી જાણીતા થયેલા ભાઈ ઇન્દુભાઈ યાજ્ઞિકે પ્રાંતિક સમિતિ, જિલ્લા સમિતિ તેમજ રાષ્ટ્રીય સભાના મંત્રી તરીકે રાજીનામાં આપ્યાં...' જુઓ ધનવન્ત ઓઝાકૃત 'આપણા ઇન્દુભાઈ,' પાન ૪૮-૯.

'અંતરના ભારે ખળભળાટને દબાવવા પ્રત્યક્ષ પ્રયત્ન કરતાં ભારે દર્દભર્યુ' તે બોલ્યા : 'રાજીનામું આપવું, આપો છૂટી જવું, તેના કરતાં રાજીનામુ' આપ્યા સિવાય અંદર રહેવું વધારે દુઃખદ છે. ઇન્દુલાલ મારા નાનાભાઈ છે. અમે આજ સુધી એ રીતે જ રહ્યા છીએ અને આજે આ પ્રસંગ આવે છે. હું શું કહું? મારાથી નથી બોલાતું. હું વધારે નહિ બોલી શકું.'

'કહી તે બહાદુર પાટીદાર, ગુજરાતના નાયક, આંખમાં ઊભરાતાં આંસુ રોકવા બેસી ગયા.'

ગાંધીજીએ અત્યંત કરુણ સ્વરે મારે વિષે બોલવા માંડ્યું ત્યારથી જ મારી આંખમાંથી આંસુ ગળવા માંડ્યાં. જ્યારે વલ્લભભાઈએ બોલવા માંડ્યું અને અમારી મીઠી મૈત્રીના જૂના દિવસો યાદ કરવા લાગ્યા ત્યારે માથું નીચું ઘાલીને અને આંખો પર રૂમાલ દાબીને હું ડૂસકે ડૂસકે રોતો ગયો. તે વખતે બધા મતભેદ અને સ્વભાવભેદ મનમાંથી સરી પડ્યા. સગા ભાઈની માફક તેમના ઘરમાં હું રહ્યો, સાથે ખાધુંપીધું અને રાતદિવસ સાથે મળીને કેટલાંય કામ વરસો સુધી કર્યાં, તે દૃશ્યો મનમાં પસાર થયાં જ કરે, અને આંખોમાં આંસુ ઊભરાય. સ્મશાનની શાંતિમાં મારું રાજીનામું મંજૂર થયું. એટલે તરત હું ઊઠી ઊભો થયો અને ગાંધીજીને અને વલ્લભભાઈને પ્રણામ કરીને હું ભરીસભામાંથી મુંબઈ ઉપચાર કરવાને ચાલી નીકળ્યો.

શરીરના અને દિલના દર્દથી પીડાતો હું મુંબઈની ગાડીમાં સ્થિર થયો, ત્યાં સુધીમાં વલ્લભભાઈ તરફનો અંગત ભાવ તો મારાં આંસુ વાટે ઝરી ગયો હતો. ધીમે ધીમે ઉત્કટ લાગણીના ભારણ નીચે વિચારોની ધારા રેલગાડીની ઝડપથી મારા મનમાં વહેવા લાગી.

વલ્લભભાઈ ને હું અમદાવાદ શહેરના રાજકારણના પ્રતીકરૂપે જોવા

લાગ્યો. વલ્લભભાઈનો વિયોગ એટલે શહેરના મારા પરિચિત સોબતીઓ સાથે સ્વભાવભેદ, મતભેદ—દૃષ્ટિભેદ. જ્યાં સુધી તેમની સાથે રહીને રાજકીય પરિષદનું અને મંડળનું, ખેડા સત્યાગ્રહનું અને દુકાળનિવારણનું—અર્થાત ગામડાંનું અને ખેડૂતોનું કામ મેં કર્યું ત્યાં સુધી સર્વેની સાથે મારી મહોબ્બત વધતી ગઈ. પણ કૉંગ્રેસના કામને અંગે સત્તાનું રાજકારણ અમારા મંડળમાં દાખલ થયું. મારું દિલ જૂની દિશામાં જ રહ્યું, ત્યારે બધા સાથી પોતાનું અસલ શહેરી આત્મસંતોષી માનસ સેવતા રહ્યા–જાણ્યે કે અજાણ્યે ગુજરાતની ગ્રામીણ પ્રજાને શહેરી દૃષ્ટિથી જ નિહાળતા ગયા. આ માનસિક ભેદ છેલ્લા વરસમાં વધતો જ ગયેલો, તે હવે મને સ્પષ્ટ દેખાયો. આવા શહેરી રાજકારણમાંથી મારું રાજીનામું કે બરતરફી મને અનિવાર્ય લાગી.

રેલગાડી જેમ કુદરતનો રમ્ય પ્રદેશ વીંધીને આગળ દોડતી ગઈ, તેમ હું ચોપાસ વિસ્તરેલાં ખેતરોની, ખેડૂતોની અને ગામડાંની દુનિયાના ધ્યાનમાં ડૂબી ગયો. અમદાવાદમાંથી મારો પગ સરી જતો લાગ્યો. પણ આ જુદી ગ્રામીણ દુનિયા અને દલિતપીડિત જનતા સાથે તેમ ગામડાંના દિલસોજ કાર્યકરો સાથે મારી એકદિલી કાયમ જ રહેશે, પ્યારી ધરતી માતાની ગોદમાં મને શરણું અને છાંયો મળશે જ—એવી શ્રદ્ધા મારા અંતરમાં ખીલી રહી.

છેલ્લે તો હું અંત્યજો અને ભીલોનો ચુસ્ત સેવક બન્યો હતો. મારું દિલ શહેરોનાં મહાલયોને બદલે બારૈયાની અને વાઘરીની, અછૂતની અને ભીલની ઝૂંપડીમાં રમતું—તેમનાં બાળકોને મારી છાતીએ ચાંપીને તેમને નવા માનવી અને સમાજસેવક બનાવવા હું તલસતો. ગાંધીજી પણ દેશમાં પર્યટન કરતાં, જીવતા હાડપિંજરમાં જ દરિદ્રનારાયણનું દર્શન નહોતા કરતા? તેની જ સેવા અને આરાધનાને જ સ્વરાજ્યની સાચી તાલીમ નહોતા ગણતા? એ પરમ સાધ્ય વિષે તેમની સાથે મારું દિલ એકતાર થયું. તેમના આશીર્વાદ મારી સમગ્ર પ્રવૃત્તિ પર ઊતર્યા.

હવે નીચેથી ધરતીમાતાએ તેમ ઉપરથી નજર નાખતા પરમપુરુષ ગાંધીજીએ આધ્યાત્મિક શાંતિ મારા સંતપ્ત જીવ પર વરસાવી. હજારોમાં એકલો હોવા છતાં મારું એકાકીપણું વીસરીને હું કુદરતને ખોળે રાચતો, અને દલિત જનતાના ઉદ્ધારમાં જ આઝાદીની સાચી લડત નિહાળતો નિદ્રાધીન થઈ ગયો.

## ૨. અમદાવાદની કૉંગ્રેસ

૧૯૨૧ના ઑક્ટોબરની સાતમી તારીખે હું મુંબઈના સ્ટેશને ઊતર્યો ત્યારે રાજકારણના તોફાની સાગરમાંથી શાંત સરોવરને કિનારે પહોંચ્યો હોઉં એમ લાગ્યું.

મુંબઈમાં સાન્તાક્રુઝ જઈ હું મારા જૂના બંગલામાં મનસુખલાલ માસ્તરનો મહેમાન થયો. તેમણે, તારાબેને અને સર્વ કુટુંબીઓએ હંમેશના પ્રેમભાવથી મને સત્કાર્યો. મારા ગંભીર દર્દની હકીકત જાણીને તારાબેનના ભાઈ ને મારા જૂના મિત્ર દાક્તર મંગળભાઈએ તરત મને તપાસીને તાત્કાલિક ઉપચાર કર્યા. દા૦ ખાંડવાલા અને તેમનાં પત્ની અંબાબેને મારા પર પરમ ભાવ વરસાવ્યો. કૉલેજ અને હાઈસ્કૂલમાં ભણતી તેમની પુત્રીઓ વાર્તાવિનોદ કરી મને આનંદ આપતી.

એકબે દિવસમાં દા૦ ચંદુભાઈનો પત્ર લઈને હું દા૦ દેશમુખને સેન્ડહર્સ્ટ રોડની તેમની હૉસ્પિટલમાં મળવા ગયો ત્યારે તેમણે મારી સાથળની વળમાં ક્ષયરોગની ગાંઠો પારખી. થોડા દિવસના ઉપચાર અને આરામ પછી તે કાપવાનું જણાવ્યું. ક્ષયના આવા ગંભીર દર્દમાં દાક્તરના મીઠા બોલથી દિલાસો મેળવીને હું માસ્તર-કુટુંબની મીઠી મહેમાનગતિ ભોગવવા લાગ્યો.

હિન્દ સેવક સમાજ છોડીને હું ગાંધીજી સાથે દેશસેવા કરવાને અમદાવાદ રહેવા ગયો તેથી મુંબઈના અનેક મિત્રો સાથે જૂનો સંબંધ ઘટ્યો હતો. પણ આ કુટુંબની જૂની મહોબત અને ઘરવટ વધતી જ

ગઈ હતી. તેના સ્નેહભાવથી ખેંચાઈને હું મુંબઈ બેચાર દિવસ આવતો ત્યારે દિવસે ક્વચિત શંકરલાલને ઘેર રહેતો તો પણ રાતે ખુલ્લા ઉપવનની મોજ માણવા મોડોવહેલો તેમને ઘેર જ હું સૂવા જતો. નાનાં છોકરાં સાથે હું તોફાનમસ્તી કરતો અને મારા સમવયસ્ક અને હસમુખા મંગળભાઈ સાથે ગમ્મત ઉડાવતો. મધ્યમ વર્ગના સમાજજીવન પર તીખા કટાક્ષ વેરીને હું સ્ત્રીવર્ગને હસાવતો અને તેમની પાસે માનીતાં ભોજન મેળવી પ્રસન્ન થતો. માસ્તર સાથે સાહિત્ય અને રાજકારણની ગંભીર ચર્ચામાં રોકાતો અને દેશપરદેશ વિષે વિવિધરંગી જ્ઞાન મેળવતો. હું ગમે ત્યારે ઘરમાં ઝળકી ઊઠતો અને મસ્તીતોફાન કરતો તેથી તારાબેન મને ભમતો ભૂત, ધબડધોકો રમતારામ કહેતાં, અને મારી વહેવારિક મૂંઝવણ સહેજમાં પિછાનીને મને મુસાફરીની ખરચી વણમાગી બંધાવતાં. આવા ચાલુ સંબંધને લીધે આ કુટુંબમાં દર્દી બનીને વિસામો લેતાં સર્વેએ પૂરા કુટુંબભાવથી મારી ખાતરબરદાસ્ત કરી.

આ કુટુંબમાં સુધારાનું જે વાતાવરણ અસલ જોયું હતું તે વરસો પછી, વધારે સરસ વિકસેલું દીઠું. મુંબઈ જ સમાજસુધારાની જન્મભૂમિ હતી. આ ઔદ્યોગિક નગરીનું માનસ તળ ગુજરાત કરતાં વધારે નિર્બંધ અને ઉદાર રહેતું. સર્વ સુધારકો જૂના રીતરિવાજ પર એકસરખો પ્રહાર કરતા. છતાં અહીં ભૂતકાલીન સંસ્કાર અને રૂઢિનું ભારણ ઓછું હોવાથી સુધરેલા સમાજમાં સ્ત્રીઓની અસમાનતા ઓછી રહેતી. આ કુટુંબમાં દા૦ ખાંડવાલાની આર્યસમાજી ભાવનાની સાથે માસ્તરની પશ્ચિમી સુધારાની માન્યતાઓનો સમન્વય થયેલો હોવાથી સુધારાની કંઈ ઓર જ ફોરમ મહેકતી હતી. માસ્તર અને તારાબેન એકબીજાને 'તારા' અને 'માસ્તર' કહીને બોલાવતાં. કુટુંબનાં છોકરા–છોકરીઓ સરખી સ્વતંત્રતાથી ઘરમાં આનંદપ્રમોદ કરતાં, શાળા કૉલેજમાં ભણતાં અને બહાર મિત્રો સાથે વિહરતાં. તેમની જુવાનીનો સ્વૈરવિહાર નિર્બંધ છતાં વિનયી અને સાત્ત્વિક હતો. વળી, તારાબેન અને તેમનાં વૃદ્ધ માતા, કોઈ ઘરરખુ ગૃહિણીઓને શરમાવે એવી સખત જાતમહેનત

ઘરમાં અને રસોડામાં કરતાં અને બહોળા કુટુંબનો વહેવાર ઘણી કુનેહ અને ચતુરાઈથી ચલાવતાં. વારતહેવારે ઘરની પુત્રીઓને પણ તે ઘર-કામની તાલીમ આપતાં અને સર્વે એકદિલે અને ખડેપગે મહેમાનોનું મીઠું સ્વાગત કરતાં.

દશેક દિવસમાં દા૦ દેશમુખની સૂચના મળતાં, હું તેમની ઇસ્પિતાલમાં રહેવા ગયો. બેએક દિવસમાં મને કલોરોફોર્મ આપીને, તેમણે પોણાએક કલાકમાં ક્ષયની ત્રીશેક ગાંઠો વળમાંથી કાપી કાઢી. કેટલાયે કલાકે હું ભાનમાં આવ્યો ત્યારે કલોરોફોર્મની બૂરી અસરથી હું થોડો વખત હેરાન થયો. ઘા સારી પેઠે ઊંડો હતો તેથી ત્રણેક અઠવાડિયાં સુધી દાક્તરે મને ત્યાં રાખ્યો, અને મારી સુખાકારી પર રાતદિવસ દેખરેખ રાખી.

ઇસ્પિતાલમાં માસ્તર અને મંગળભાઈ મારી ખબર કાઢતા. તારા-બેન અને તેમની કોઈ ને કોઈ બહેનો સવારે ને સાંજે મારી સારવાર કરતાં. રાતે ભાઈ પરમસુખ મારું ભોજન લઈને ત્યાં સૂવા આવતા અને હાસ્યવિનોદથી મારો ખંડ ભરી દેતા. આમ હું દિવસો પસાર કરતો હતો તે દરમ્યાન જ મારા રાજીનામાની સભાનો જે તાદૃશ હેવાલ ‘સૌરાષ્ટ્ર’માં પ્રકટ થયો હતો તે વાંચીને મને કંઈક દિલાસો મળ્યો.

નવેમ્બરની ચોથીએ દિલ્હીમાં મળેલી કોંગ્રેસની મહાસમિતિએ, ‘વર્ષની આખર પહેલાં સ્વરાજ્ય સ્થાપવાના રાષ્ટ્રના નિશ્ચયને પૂરેપૂરો અમલમાં આણવાને હવે એક માસથી બહુ વધારે સમય નથી અને અલીભાઈઓ અને બીજા નેતાઓ પકડાતાં અને કેદમાં પુરાતાં સંપૂર્ણ અહિંસાનું પાલન કરીને પ્રજાએ નમૂનેદાર આત્મસંયમ માટેની પોતાની શક્તિ બતાવી આપી છે’—એ ધ્યાનમાં લઈને પ્રાંતિક સમિતિઓને નિશ્ચિત શરતે સત્યાગ્રહ શરૂ કરવાની સત્તા આપવાનું ઠરાવ્યું.

પછી ગાંધીજી મુંબઈ આવ્યા ત્યારે વલ્લભભાઈ, શંકરલાલ, મહાદેવભાઈ વગેરે સાથીઓ સાથે તે ઇસ્પિતાલમાં મને જોવા આવ્યા. મને બિછાનામાં સૂતેલો જોઈને અને બેત્રણ બહેનોને મારી સારવાર કરતી જોઈને તે ખડખડાટ હસી પડ્યા. મને કાળજીથી જલદી શરીર સુધારવાની શિખામણ આપીને તે થોડી જ મિનિટમાં ચાલ્યા ગયા. તેમની ટૂંકી મુલાકાતથી મારા ખંડનું વાતાવરણ આનંદી બન્યું, અને મારા કામના ભાવિ સિદ્ધિની ઊજળી આશા બંધાઈ.

દિલ્હીના ઠરાવને સરકાર સામે ખેડું બંડ કરવાના નિર્ણયરૂપ ગણાવીને ગાંધીજીએ જોશીલી કલમથી તેનો પ્રચાર કરવા માંડ્યો : 'સત્યાગ્રહી બળવાખોર, રાજની સત્તાને ગણતરીમાંથી જ કાઢી નાખે; પોતે બહારવટીઓ બને અને નીતિનો બાધ ન હોય એવા રાજ્યના પ્રત્યેક કાયદા સામે બહારવટું કરે. દાખલા તરીકે તે રાજ્યના કર આપવા ના પાડે; પોતાના રોજના વહેવારની હરકોઈ બાબતમાં તેની આણ માનવા ઇન્કાર કરે, તે...લશ્કરી સિપાઈઓ સાથે ગુફતેગો કરવા સારુ તેમના ડેરાછાવણીમાં વગર પરવાનગીએ દાખલ થવા પોતાને સ્વતંત્ર સમજે.'[1]

સાથે સાથે ગુજરાતની પ્રજાને જાગૃત કરવાને તેમણે સમસમતો લેખ લખ્યો : 'ગુજરાતની પરીક્ષાના દહાડા નજીક આવતા જાય છે... કાયદાનો સવિનય ભંગ ? એથી પણ આપણે અજાણ્યા નથી.

'પણ માર્શલ લૉ થાય તો ? ગુરખા આવે તો ?...અને પછી ભાલા મારે, ગોળી છોડે, પેટે ચલાવે તો ? અરે ભલેને આવે. છો આવતો. પેટે ચલાવે તો વારુ ? મરીએ પણ પેટ ન ઘસડીએ. ભાલું મારે તો મારે. મરકીને બદલે ભાલે મરશું. ને ગોળીબાર કરે તો થોડા આપણે પીઠ ફેરવવાના હતા ? હવે તો જોર આવ્યું છે કે છાતી ખુલ્લી મૂકીને જેમ મોઈદાંડિયામાં મોઈ ઝીલીએ તેમ ગોળીને છાતીએ ઝીલશું...

'હું વિશ્વાસ રાખું છું કે ગુજરાત આ વખતે કરી બતાવશે. પણ

---

1. 'અસહકાર,' યુગધર્મ કાર્યાલય, પાન ૩૦૪-૫.

આ વચન લખતાંયે કલમ ભારે લાગે છે. ગુજરાતે બંદૂકના ભડાકા કયે દહાડે સાંભળેલા ? ગુજરાતે લોહીની નદીઓ ક્યારે જોયેલી ? ફટાકડાની જેમ બંદૂકો ફૂટતી હોય ને માટલીની માફક માથા ફૂટતાં હોય તે ગુજરાતથી જોયાં જાય કે ?

'બીજાનાં માથાં ફૂટતાં ગુજરાત જોઈ શકે તો એ ગરવી ગુજરાત મટે. પોતાનાં માથાં ફૂટતાં જુએ તો ગુજરાત અમરપદ મેળવે. તેને સારુ તાલીમ શી ?'[1]

આવાં તતાં તીર ગાંધીજી છોડતા ગયા તેની ચોપાસ વીજળિક અસર થતી ગઈ. ઇસ્પિતાલમાં સૂતે સૂતે પણ તેમના આવા શૂરા લેખ અને મર્મિક શૈલી પહેલી વાર વાંચતાં મારા મગજમાં ધાણીની માફક અવનવી ભાવિક કલ્પનાઓ તડતડતી ગઈ.

ગાંધીજીનું લડાયક પ્રચારકાર્ય પૂરપાટ આગળ ધપતું હતું. તેમાં ઓચિંતો વિક્ષેપ પડ્યો. નવેમ્બરની ૧૭મીએ ઇંગ્લંડના યુવરાજ મુંબઈ બંદરે ઊતર્યા ત્યારે કોંગ્રેસના ફરમાન મુજબ રાષ્ટ્રવાદી હિન્દુઓ અને ખિલાફતવાદી મુસ્લિમોએ મળીને સરકારી સન્માનસમારંભનો સખત બહિષ્કાર કર્યો. શહેરમાં સંપૂર્ણ હડતાલ પડી. તે વખતે કેટલાક તોફાનીઓએ જે પારસી, અંગ્રેજ, યહુદી વગેરે લોકો મોટરોમાં બેસીને યુવરાજનું સન્માન કરવા જતા હતા તેમને રોકવાને ખૂનામરકી આદરી. તેથી ભયંકર કોમી રમખાણો મારી પાસેના ગિરગામ વિભાગમાં જ થયાં. તેના ખબર ગાંધીજીને પડતાં તેમણે ઠામઠામ ફરીને તોફાની ટોળાંને કાબૂમાં રાખવા પ્રયત્ન આદર્યા. તે નિષ્ફળ થયા ત્યારે ગાંડાતુર ટોળાંની સાન ઠેકાણે લાવવાને તેમણે ઉપવાસ આદર્યા. થોડા દિવસમાં તોફાન શમી ગયાં અને શહેરના આગેવાનોની વિનંતીથી ગાંધીજીએ પારણાં કર્યાં. આ બધું ઇસ્પિતાલમાં સૂતે સૂતે અસહાય અવસ્થામાં સાંભળીને સૌ સાથીઓની માફક હું બહુ દુઃખી થયો. સાથે આ અણચિંત્યા અંત-

---

૧. 'અસહકાર,' યુગધર્મ કાર્યાલય, પાન ૩૧૧–૧૨.

રાય કેવી રીતે વટાવીને સ્વરાજની લડત આગળ ધપાવશે તે જોવા હું બહુ જ આતુર બન્યો.

યુવરાજના બહિષ્કારને અંગે મુંબઈમાં જંગી હડતાલ પડી અને ખૂનામરકી થઈ, તેનું બહાનું કાઢીને નવેમ્બરની ૧૯મીના રોજ સરકારે યુક્તપ્રાંત, બંગાળ વગેરે અનેક પ્રાંતમાં કોંગ્રેસ અને ખિલાફતનાં સ્વયંસેવક દળ ગેરકાયદેસર ઠરાવ્યાં. તેવામાં જ કંઈક ઠીક થતાં હું ઇસ્પિતાલ છોડીને માસ્તરને ઘેર રહેવા ગયો ત્યારે સરકારી શાસનના સણસણતા જવાબ દેશબંધુ દાસ ને મોતીલાલ નહેરૂ વગેરે અગ્રેસરોએ સરકારને પરખાવ્યા. તેમણે તોફાનો અને અવ્યવસ્થા માટે તેમના સ્વયંસેવક દળની જવાબદારીનો ચોખ્ખો ઇન્કાર કર્યો અને સરકારનો પડકાર ઝીલવાને કોંગ્રેસ સ્વયંસેવક દળમાં પોતાનાં જ નામ નોંધાવ્યાં.

રાજકીય પરિસ્થિતિ ઘેરી બનતી હતી ત્યારે મારી અંત્યજ-ભીલ સંસ્થાઓની ચિંતા મને કોરી રહી. મારી રૂા. ૨૨,૦૦૦ની યોજના વિષે તેમજ વલ્લભભાઈના પ્રતિકૂળ વલણ વિષે મેં ગાંધીજીને વિગતવાર કાગળ લખ્યો અને તેમને પૂરી રકમ મંજૂર કરાવવા દર્દભરી વિનંતી કરી. છેવટે મેં ઉમેર્યું કે, જો તેમના તરફથી યોગ્ય સહકાર મને નહિ મળે તો મારે ઝોળી લઈને ગામેગામ ફરવા નીકળવું પડશે, ને તેમાં કોંગ્રેસની–ગુજરાત સમિતિની શોભા રહેશે નહિ. ગાંધીજીને ઉત્તરના પ્રવાસ દરમ્યાન આ કાગળ મળતાં, તેમની વતી મહાદેવભાઈએ જવાબ આપ્યો. તેમાં મારી તબિયતની ખબર પૂછીને તેમણે મને ખાતરી આપી કે કોંગ્રેસની બેઠક પછી અમદાવાદમાં તમે જાતે મળશો ત્યારે ઘટિત સહાય આપવાની વ્યવસ્થા કરીશું. આથી મારે કાળજે ટાઢક વળી અને નિશ્ચિંતપણે સ્નેહીઓની છાયામાં હું સાજો થતો ગયો.

મારી તબિયત ઠીક સુધરતાં દા૦ મંગળભાઈની સલાહથી જાતે જ મારા ઘાની પાટાપિંડી કરવાનો નિશ્ચય કરીને હું અમદાવાદ ગયો. અહીં મારો ઘા જાતે બરાબર જોઈને સાફ કરી ન શકયો ને તરત દા૦

હરિપ્રસાદની સારવાર શરૂ કરી. પણ નદીપારથી રોજ દૂર ગામમાં જવાની તાકાત હજી નહોતી આવી. તેથી ઘેર બેઠે બેઠે દૈનિક ઉપચાર કરાવવાને હું સુરત જઈ મારા જૂના મિત્ર દા૦ કરસુખ વેરાનો મહેમાન થયો.

દા૦ કરસુખ અસહકારની લડતમાં ભળેલા નહોતા, છતાં અમારો અંગત સ્નેહભાવ અતૂટ રહ્યો હતો. વળી અમે બંને કર્વેની મહિલા-વિદ્યાપીઠ સાથે અમારી સંસ્થાઓ જોડીને એકતાર થયા હતા. મારી ખાસ ભલામણથી ભાવનગરના બે સંસ્કારી અને સુશિક્ષિત જુવાનો અમૃતલાલ દાણી[1] અને ભૂપતરાય મહેતાને[2] તેમણે મહિલાવિદ્યાલયમાં શિક્ષક તરીકે રોક્યા હતા. તે પૈકી દાણી વિદ્યાલયમાં કન્યાઓને ભણાવતા તેમ તેમનાં પત્નીને ઘરમાં શીખવતા. દાણીદંપતી વખતોવખત દા૦ કરસુખને ઘેર મને મળતાં ત્યારે અમે સર્વ મળીને સ્ત્રીકેળવણીની ઉત્સાહી ચર્ચાઓ કરતાં. જ્યારે કોંગ્રેસના મારા સાથીઓ દયાળજી, કલ્યાણજી વગેરે મને મળવા આવતા ત્યારે અમારી તુમુલ રાજકીય ચર્ચાઓથી ઘર ગાજી ઊઠતું.

આ ઘરમાં દા૦ કરસુખ, તેમના નાના ભાઈ સત્ત્વસુખરામ—સતુભાઈ વકીલ અને તેમનાં કુટુંબીઓ મારા પર ઘણો ભાવ વરસાવતાં.

---

૧. અમૃતલાલ દાણી પોતાના વતન ભાવનગરમાં જ કન્યાકેળવણીનું કાર્ય કરવાનો નિર્ણય કરીને સન ૧૯૨૫ના અરસામાં સુરતની સંસ્થા છોડી ગયા. તેમનાં ભણેલાં પત્ની જયાબેનના સહકારથી તેમણે ભાવનગરમાં ૧૯૨૬માં મહિલાવિદ્યાલયની સ્થાપના કરી. તેમના અકાળ અવસાન પછી આજસુધી જયાબેન એ સંસ્થા સાથે સંકળાયેલાં રહ્યાં છે. હવે રાજ્ય અને પ્રજાની ઉદાર સહાયથી એ સંસ્થાને પોતાનું સુયોગ્ય મકાન સાંપડ્યું છે.

૨. ભૂપતરાય મહેતા, સૌરાષ્ટ્રના જાણીતા રાજકીય અગ્રેસર બળવંતરાય મહેતાના મોટા ભાઈ છે. હાલ તે અમદાવાદ રહી થિયોસોફીના પ્રચારનું કાર્ય કરે છે.

પુરુષો દિવસે કામ પર જતા ત્યારે તેમની પત્નીઓ મારા આહારની અને સુખસગવડની સંભાળ રાખતી. તે બધાં કુમુદને સારી રીતે પિછાનતાં હોવાથી તેના ત્યાગ માટે મારા પર મીઠાં મહેણાં વરસાવતાં. સ્ત્રીમંડળમાં વધારેમાં વધારે પ્રભાવશાળી વ્યક્તિ વોરા ભાઈઓનાં વૃદ્ધ માતુશ્રી અનસૂયાબેન–ચીમુબહેન હતાં. મૂઠી હાડકાંના માજી કમ્મરે કૂંચીઓનો લૂમખો ખોસીને સવારમાં પૂજાપાઠ કરતાં કે હીંચકે ઝૂલતાં, વહુઓનાં ઘરકામ પર દેખરેખ રાખતાં, અને મળવા આવતા સ્નેહીઓ સાથે ગામગપાટા મારતાં. મારા અલ્પતરંગી સ્વભાવની અને રીતભાતની તે ઘણી મીઠી ઝાટકણી કાઢતાં. હું પણ તેમની આગળ લાડ કરીને સામા જવાબ આપતો ત્યારે તેમની રોકડિયા સુરતી જબાન સાંભળવાની મને મજા પડતી. વરસોના સહવાસથી હું ઘરનો કોળ બની ગયેલો. માળ પર શીકાં ખંખોળીને બિસ્કિટના કે ભૂસાના હું બૂકડા ભરતો, ગુજરાતી ફૂલકાં રોટલીની સખત ટીકા કરીને નોકરોના જુવારના રોટલા ભાવથી આરોગતો ને તેમને ખીજવવાને વિલાયતી ઢબે બે હાથે જમતો, ત્યારે માજીના મીઠા ઠપકાનાં વેણ હું મોજથી ઝીલતો.

દા૦ કરસુખ પાડોશના સાથી દા૦ મોહનનાથ દીક્ષિતના સહકારથી મારા ઘાની સારવાર કરતા અને સર્વે કુટુંબીઓ દિવસભર નબળા દર્દીની સેવા કરતાં. પણ મારું મગજ જાગૃત થતું ગયું તેમ છાપાં ને બીજાં મળે તે પુસ્તકો હું વાંચતો. વળી દા૦ કરસુખની બે ભાણેજ-કન્યાઓને સવારે ભણાવવાનું કામ મને સોંપવામાં આવ્યું. તેમને હું માસ્તરની કડકાઈથી ભણાવતો તેમ સવારમાં જે મોડે સુધી પથારીમાં અમળાયા કરે તેની સુસ્તી બગાડતો. કોઈ વાર રાતે સ્ત્રીવર્ગ ગરબા ગાવા જાય ત્યારે દ૦ કરસુખનાં પત્ની સરયૂબહેન તેમની નાની બાળકીના પારણાની દોરી મને પકડાવી તેને હીંચોળવાનું કામ સોંપી જતાં. મધરાતે હું જાગતો હોઉં ત્યારે દાંડીઓ[1] નગારી વગાડીને ચીમુબહેનને જગાડતો

1. સુરતમાં દાંડિયાની પ્રથા સન ૧૮૨૫ની આસપાસ શરૂ થયેલી. તે વખતે ચોર-લૂંટારાનો ત્રાસ ઘણો હતો. એક વાર ગોરા કલેકટરના બંગલામાં

અને મોટા સાદે તેમની સાથે વાતો કરતો, તે સાંભળતાં સુરતના ભૂત-કાળના સ્વપ્નામાં હું લીન થતો.

ડિસેમ્બરના પહેલા સપ્તાહમાં મોતીલાલ નહેરૂ, મૌલાના અબુલ કલામ આઝાદ, લાલા લજપતરાય અને ચિત્તરંજન દાસ વગેરે દેશના અનેક અગ્રેસરો સ્વયંસેવકોની બંદીના સરકારી હુકમોનો ભંગ કરીને સપાટાબંધ પકડાતા ગયા. તેવામાં એક દિવસ ગાંધીજી સુરત આવીને અનાવિલ બોર્ડિંગમાં ઊતર્યા. હું તેમની મંડળીમાં સહેજે ભળી ગયો અને રાતે ત્યાં જ સૂતો. દયાળજીએ ગાંધીજીની સગવડ સાચવવા બનતી તૈયારી કરેલી. પણ મચ્છરના ત્રાસથી તેમને બચાવવાને ખાટલા પર મચ્છરદાની બાંધવાની તે ભૂલી ગયા. તેથી મારા જેવા ઘણાની માફક ગાંધીજીએ પથારીમાં પછાડા મારીને રાત જેમતેમ વિતાવી.

સવારમાં પંજાબથી લજપતરાયનો ખાસ સંદેશો લઈને સ્વામી શ્રદ્ધાનંદ ગાંધીજીને મળવા આવ્યા. તેમની પડછંદ કાયા અને પ્રતાપી મુખમુદ્રા જોઈને અને જોશીલી જબાન અને ચર્ચા સાંભળીને મારો રાજકીય આવેશ તેજ થતો ગયો. પંજાબમાં સ્વયંસેવકોની લડતને અંગે સપાટાબંધ સેંકડોની ધરપકડ થતી હતી તેને અંગે તેમણે ગાંધીજી સાથે ચર્ચા કરી. ગાંધીજીએ લાલાજીનો સંદેશો વાંચી અને પંજાબની પરિસ્થિતિ સમજી લઈને યોગ્ય સૂચનાઓ લખાવવા માંડી. છેવટે તેમણે ઉમેર્યું :

ચોરી થતાં, તેમણે અરદેશર નામના બાહોશ અધિકારીને પૂરી સત્તા આપીને કોટવાળ નીમ્યો. તેણે રોજરોજ રાતે રોન ફરીને અને દાંડિયાની પ્રથા શરૂ કરીને એ ત્રાસ નાબૂદ કર્યો. રોજ રાતે હરિજનો મહોલ્લે મહોલ્લે ફરીને એક ઢોલક પર દાંડી પીટતા, ઢુમઢુમ કરતા ને બૂમો પાડતા. ખાસ કરીને ડોસાડોસીઓનાં નામ પોકારીને બોલતા : ‘ નથુ-ભાઈ શેઠ, કીકીબેન, જાગો છો કે ? અઢી વાગ્યા ! ’ એમ બોલીને ઢુમઢુમ નગારી વગાડતા રોન ફરતા. આથી ચોરીનો ત્રાસ ગયો અને લોકો ખરેખર ઉઘાડે બારણે સૂતાં. હવે આ પ્રથા નામશેષ થઈ છે. હરિજનો રાતે નવેક વાગે બૂમો પાડી માગવા આવે છે અને પછી છૂ થઈ જાય છે.

આ બધી શિખામણ દૂરથી આપું છું, પણ તમારે જ છેલ્લા સંજોગો જોઈને નિર્ણય કરવાનો રહેશે. આઝાદીની આવી લડાઈમાં શાસનની સાથે સ્વતંત્રતા આપવાની ગાંધીજીની નીતિમાં સાચી નેતાગીરી મને દેખાઈ.

મારો ઘા લગભગ રુઝાઈ ગયો ત્યારે હું દા૦ કરસુખના કુટુંબની મીઠી છાયા છોડીને અમદાવાદ પહોંચ્યો. તે વખતે, નાતાલમાં મળવાની કોંગ્રેસની તૈયારીઓ પૂરબહારમાં ચાલી રહી હતી. હાલની વાડીલાલ સારાભાઈ ઈસ્પિતાલને સ્થાને શુદ્ધ ખાદીનો ભવ્ય મંડપ રચાયો હતો.[1] રસ્તાની સામી બાજુએ હજારો પ્રતિનિધિઓ અને અગ્રેસરો માટે ખાદી-નગર બંધાયું હતું. સ્વાગત સમિતિની અને બીજી કચેરીઓ ત્યાં જ ગોઠવાઈ હતી. વલ્લભભાઈ, માવળંકર વગેરે સાથીઓ વખતોવખત રસ્તામાં મળતા ત્યારે અમે સામસામા હસીને નમસ્કાર કરતા. વધારે દોડધામ તો ચોપાસ સ્વયંસેવકોની અને સેવિકાઓની જણાતી. સફેદ ખાદીની ચડ્ડી અને પહેરણના ગણવેશમાં સજ્જ થયેલા ગુજરાતના જુવાનોએ અને તેવા જ કાપડની સાડી અને કબજામાં શોભતી યુવતીઓએ, ખભા પર ‘ કોંગ્રેસ સ્વયંસેવક ’ શબ્દથી અંકિત ત્રાંસા લીલા પટા પહેરીને, આ કોંગ્રેસની સૂરત તેજસ્વી બનાવી. કોંગ્રેસના સપ્તાહ દરમ્યાન એલિસ-બ્રિજની પાર બધાં વાહનો અને રાહદારીઓની અવરજવરનું નિયમન, પોલીસની જરાયે મદદ વિના સ્વયંસેવકોએ અજબ હોશિયારીથી પાર પાડ્યું. તેમ સ્વયંસેવિકાઓએ મંડપની અંદર દાખલ થતા અગ્રેસરોથી પ્રેક્ષકો સુધીના હજારો માણસોની સરસ વ્યવસ્થા અને સગવડ જાળવી. તેથી સ્વરાજની સાલની એ કોંગ્રેસ તવારીખને પાને ચિરસ્મરણીય થઈ.

હું બધી સમિતિઓના કારભારમાંથી ફારેગ થયેલો હોવાથી ઘેર આરામ લઈ તબિયત સુધારતો અને ખાસ મળતા મિત્રો સાથે ચાલુ

૧. હાલ ઇસ્પિતાલમાં દાખલ થતાં દેખાતો ફુવારો એ કોંગ્રેસ માટે અસલ બાંધવામાં આવ્યો હતો.

ચર્ચા કરતો. મારે બંગલે વસ્તીમાં કંઈક કંઈક વધારો થતો ગયો. પહેલાં દાહોદના જૂના સ્વયંસેવક રામપ્રસાદ વ્યાસ અને પછી સાથી નર્મદાશંકર ત્રિવેદી મારા મહેમાન બન્યા. કોંગ્રેસને ટાંકણે ભાઈ પરમસુખ મુંબઈના પુસ્તકના ધંધામાંથી છુટ્ટી મેળવીને ઘેર આવી પહોંચ્યા. તરત જ ઘરખર્ચ માટે હવે તેમને જ મળવાની સૂચના આશારામને આપીને મેં એ મહેમાનને યજમાન બનાવી દીધા. પહેલાં તે સહજ ચકિત થયા. પછી મારી પરિસ્થિતિ વર્તીને નાના ભાઈનો ધર્મ તેમણે અપનાવી લીધો.

ઘણા માસથી મારા અંત્યજ કાર્યાલયનો અને દુકાળરાહતનો કારભાર ચલાવનાર સાથી નંદલાલ રોજરોજ મને મળતા. તે અમદાવાદ જિલ્લા સમિતિના મંત્રીપદે કાયમ હતા. તેમની પાસેથી તેમના વહીવટની અને કોંગ્રેસના વાતાવરણની માહિતી મને મળતી. હવે મારી તબિયત પૂરી સુધરતાં, સર્વવ્યાપી રાજકીય પ્રવૃત્તિથી ગરમ થતું મારું મગજ કંઈ નવું કાર્ય ઝંખતું. તે વખતે કોંગ્રેસના મંડપમાં ને ખાદીનગરમાં માણસોની અને સ્વયંસેવકોની ભીડ જામતી ગઈ તેમ ચોપાસ રાતદિન રાષ્ટ્રગીતો બુલંદ અવાજે સંભળાતાં, તેમાં અનેક જૂનાં પરિચિત ગીતની સાથે—

સરફરોશી કી તમન્ના અબ હમારે દિલમેં હૈ;
દેખના હૈ જોર કીતના બાજુએ[1] કાતિલમેં હૈ,
વક્ત આને દે તુઝે, બતાદેંગે હમ આસમાં!
સિર્ફ મીટ જાનેકી હસરત,[2] યક દિલે બિસ્મિલમેં હૈ.
કયા તમન્નાએ શહાદતકી દિલે બિસ્મિલમેં હૈ.

—આ નવું ઉર્દૂ ગીત[3] ઠામઠામ પૂરજોશથી અને આલાપથી ગવાતું. તે સાંભળી મારા દિલના તાર ઝણઝણી ઊઠતા. તે દિવસે તેનો

૧. બાવડામાં.
૨. ઇચ્છા.
૩. અગાઉ આ ગીત આ સાલમાં સંગીતસમ્રાટ પંડિત ઓમકારનાથે

ખાસ અર્થ સર્વે સમજતા. ગાંધીજીએ એક વરસમાં સ્વરાજ લેવાની ઘોષણા કરી હતી. હવે ડિસેમ્બરની ૩૧મીએ વરસ પૂરું થતાં અમદાવાદમાં કોંગ્રેસ મળશે ત્યારે તે સ્વરાજનો ઝંડો ફરકાવશે એવી ભરપૂર શ્રદ્ધા દેશભરમાં વ્યાપી હતી.[1] આ ગીત ગાનારા અને સાંભળનારા બધા સ્વરાજ હાંસલ કરવાને પોતાની અમાપ શક્તિની અને શહાદતની તમન્નાની ઘોષણા કરતા. આ ગીત હજારોની જીભે અને હૈયે જામતું ગયું, તેમ આ કોંગ્રેસમાં, દેશની ખાતર કેસરિયા કરવાનું ગંભીર વાતાવરણ સર્જાતું ગયું.

આ ગીતથી મારું દિલ વલોવાતું ગયું, તેમ બાળપણથી સાંભળેલાં એવાં અનેક ગીત મારા અંતરમાં સળવળતાં ગયાં. તે પરથી દેશની મુખ્ય ભાષાનાં બધાં દેશાભિમાની ગીતોનો સંગ્રહ, કોંગ્રેસને પ્રસંગે પ્રકટ કરવાનો વિચાર મને સૂઝ્યો. તરત નંદલાલે અને બીજા મિત્રોએ આ વાત વધાવી લીધી. ગુજરાતીની સાથે હિન્દી, હિન્દુસ્થાની ને બંગાળી ગીતનો સંગ્રહ પ્રકટ કરવાનું અમે નક્કી કર્યું. શારદાબેને અને તેમની પુત્રીઓએ થોડાં બંગાળી ગીત પસંદ કરીને તરત મોકલી આપ્યાં. ટૂંક વખતમાં બને તેટલાં ગીત ભેગાં કરીને કોંગ્રેસની બેઠક પહેલાં 'રાષ્ટ્રગીત' નામથી આ સંગ્રહ નંદલાલે 'રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય' તરફથી પ્રકટ કર્યો.

પુસ્તકની પ્રસ્તાવનાના અંતમાં મેં લખ્યું :

'ગુલામીની બેડીઓ તોડી સ્વરાજને પૂરબહારમાં ખીલવવા પ્રજા

---

અમદાવાદના આનંદભુવન થિયેટરમાં ગાયેલું. તે વધુ લોકપ્રિય થતાં સરકારે તે ગાવાની બંધી કરી. છતાં ફરીથી પંડિતે ભગુભાઈના વંડામાં ગાયું ત્યારથી એ ગીતના સરોદ ચોપાસ સંભળાતા રહ્યા.

૧. ગુજરાત પ્રાંતિક સમિતિની એક બેઠકમાં, એક વરસની આ મુદત વિષે ટિળકપંથી પ્રો૦ જેઠાલાલ સ્વામીનારાયણે સહેજ અશ્રદ્ધા વ્યક્ત કરેલી, તેટલામાં તો તેમને ગાંધીજી અને સર્વે સભાજનોએ ખડખડાટ હસીને ભોંઠા પાડેલા.

આજે એક શ્વાસે તલસી રહી છે. પ્રજાસાગરમાં આજે જાગૃતિ અને આત્મબલિદાનનો મોટો જુવાળ આવ્યો છે. અને કારાગૃહને સ્વતંત્રતાદેવીનું સુવર્ણમંદિર સમજી આજે સેંકડો દેશભક્તો તેમાં પરવર્યા છે...ગુજરાત હજી સૌમ્ય, ગંભીર મૌન ધારણ કરીને બેઠું છે. પણ તેણે મહાસભાની અમર બેઠકને પોતાના પાટનગરમાં આમંત્રણ આપ્યું છે તે સાર્થક તો જ થશે જો તેનું વિસર્જન કરતે કરતે ગુર્જર પુત્રો કવિ નર્મદની વીર હાક ગજાવશે :

સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે,
યાહોમ કરીને પડો ફતેહ છે આગે.

'અને ગુર્જરપુત્રીઓ પણ અર્વાચીન કવિવરની પ્રેમશૌર્યભરી કડી ગાશે :

મ્હારા કેસરભીના કંથ હો!
સિધાવોજી રણવાટ.
એક વાટ રણવાટની
બીજી સિંહાસન વાટ,
ત્રીજી વાટ શોણિતની સરિતે
હો! શૂરના સ્નાનનો ઘાટ.

'–ગાશે તેવું કરશે અને ક્ષણિક દુઃખ અને બંધનો સ્વીકારી ગુર્જર નર-નારીઓ કાયમનું સ્વરાજ મેળવશે તો જ તેમની અને તેમના પૂર્વજોની આબરૂ સચવાશે.'

પુસ્તકપ્રકાશનની નવી પ્રવૃત્તિનો આનંદોત્સાહ મારા દિલમાં ઊભરાતો હતો તેવામાં દા૦ સુમન્ત વિલાયતથી પાછા ફરીને અમદાવાદ આવ્યા. આ વખતે તેમનામાં દેશભક્તિની ઓર તમન્ના વ્યાપી હતી. તે કંઈ પૂરા ગાંધીવાદી કે અસહકારી બન્યા ન હતા. તેમણે અનેકવિધ ચર્ચા કરીને મને કહ્યું : મેં હવે વડોદરા રાજની નોકરી છોડવાનો અને દેશના

કાર્યમાં ઝુકાવવાનો નિર્ણય કર્યો છે. તત્કાળ તો કોંગ્રેસની બેઠકની વાટ જોવાની જ હતી. તેથી તેનો નિર્ણય થયા પછી જ નવા વર્ષમાં ચોક્કસ કાર્યનો નિશ્ચય કરવાનું તેમણે ધાર્યું.

તે અરસામાં અમેરિકાના બિશપ હોલ્મ્સે ન્યૂયોર્કના કોમ્યુનિટી ચર્ચમાં ભાષણ કરતાં કહ્યું : આજે દુનિયાના ત્રણ મહાપુરુષોમાં ફ્રેન્ચ લેખક રોમાં રોલાંની સાથે હિન્દુસ્તાનના ગાંધીજીને હું ગણું છું.[1] આ સમાચારમાં રોમાં રોલાંને 'જોન ક્રિસ્ટોફર—' નામની વિશ્વવિખ્યાત નવલકથાના લેખક તરીકે વર્ણવેલા. આ ખબર વાંચતાં જ આ બીજા મહાપુરુષની નવલકથા વાંચવા હું ઉત્સુક બન્યો. સદ્‌ભાગ્યે બચુભાઈના પુસ્તકાલયમાં તેના નવા નક્કોર ચારે ભાગ મોજૂદ હતા. તે તરત લઈ ને હું લગભગ એકીશ્વાસે વાંચી ગયો. ટૉલ્સ્ટૉયની 'યુદ્ધ અને શાંતિ' નામની નવલકથાની માફક આ પુસ્તક જુદી જ રીતે શાંતિનો પયગામ આપે છે : ફ્રાન્સ અને જર્મની—એ પાડોશી દેશનાં સાહિત્ય અને સંસ્કૃતિ, સંગીત અને કલાની વચ્ચે સદીઓથી કેટલો બધો સંપર્ક રહ્યો અને વિનિમય થયો ?—બન્ને એકબીજાથી કેટલા રંગાયા છે ? અને છતાં એની વચ્ચે કાળજૂનાં ખૂનખાર ઝેરવેર અને યુદ્ધ કેમ ચાલ્યા કરે ?— આ સવાલની છણાવટ પ્રસિદ્ધ લેખકે અદ્‌ભુત કલાથી કરી છે. બે દેશની વચ્ચે ર્‌હાઈન નદી વહે છે તે તેમનાં દિલ જુદાં પાડવાને બદલે

---

૧. અમેરિકાના પાદરી હોલ્મ્સે પહેલી વાર ગાંધીજીને જગતના ત્રણ મહાન પુરુષમાં સ્થાન આપી બીરદાવ્યા. તેમના આ ભાષણમાં હિન્દના સ્વાતંત્ર્ય સંગ્રામમાં અમેરિકાની પ્રજાની વધતી સહાનુભૂતિ પણ હિન્દમાં પરખાઈ. અગાઉ અમેરિકાએ પણ ઈંગ્લેન્ડની જ ગુલામી સામે સંગ્રામ આદરેલો. થોડા જ વખત પછી અમેરિકાના એક લેખક સંડરલેન્ડે 'હિન્દની ગુલામી'-India in Bondage-વિષે એક સંગીન ગ્રંથ પણ પ્રકટ કર્યો. આવા અનેક સંયોગોને લીધે હિન્દમાં અમેરિકાના સ્વાતંત્ર્યપ્રેમી પ્રજાજનોની સહાનુભૂતિ પંકાતી ગઈ. આંતરરાષ્ટ્રીય તખ્તા પર ઈંગ્લેન્ડની સામે લડતમાં અમેરિકાની સહાનુભૂતિ અને સહાય વિષે સન ૧૯૨૧થી હિન્દીઓની શ્રદ્ધા વધતી ગઈ.

સ્નેહ અને સહકારથી સાંધે—એવી આશા લેખક ઉચ્ચારે છે. આ પુસ્તક કૉંગ્રેસની વધતી ધમાલની વચ્ચે હું વાંચતો ગયો અને જોન ક્રિસ્ટોફરની આશાનિરાશા અને સુખદુઃખનો દિનરાતનો સાથી બની ગયો.

કૉંગ્રેસને ટાંકણે રાજકીય પરિસ્થિતિમાં ઓચિંતો પલટો આવ્યો. ડિસેમ્બરની આખર સુધીમાં આશરે પચીસ હજાર સ્વયંસેવકો અને કેટલાયે આગેવાનો જેલમાં પુરાઈ ગયા હતા. તેથી નરમદળના અગ્રેસરોમાં પણ ઘણો ફડફડાટ થઈ ગયો. તેમના નેતા પંડિત માલવિયાજીએ, દમનના કાનૂન રદ કરવા, સભાસરઘસની સ્વતંત્રતા કાયમ કરવા અને સર્વ રાજદ્વારી કેદીઓને છોડી મૂકવા વાઇસરોય રેડિંગને વિનંતી કરી. તે વખતે તે હાકેમને બીજી જ ચિંતા હતી—તેમના યુવરાજ ડિસેમ્બરની ૨૪મીએ કલકત્તા પહોંચે ત્યારે કૉંગ્રેસે જાહેર કરેલી હડતાળ નિવારવાની. તેમણે માલવિયાજી આગળ સોદો રજૂ કર્યો: સરકાર કેદીઓને છોડી દે તેના બદલામાં કૉંગ્રેસ કલકત્તાની હડતાળ પાછી ખેંચી લે અને પછી રાજકીય પરિસ્થિતિની ચર્ચા કરવા સરકાર સર્વપક્ષીય પરિષદ બોલાવે. આવી સુલેહમાં દાસ અને ગાંધીજીની સંમતિ જોઈએ. તરત દાસે જેલમાંથી આવા કરારમાં સંમતિ આપી. પછી તે અભિપ્રાય ટાંકીને માલવિયાજીએ ગાંધીજીનો અભિપ્રાય તારથી પૂછ્યો. આ વાટાઘાટો કલકત્તાની હડતાળના દિવસ–ચોવીસમી ડિસેમ્બર પહેલાં અને પછી થોડા દિવસ સુધી ચાલેલી.

એવામાં હું આશ્રમમાં ગાંધીજીને મળવા ગયો ત્યારે ત્યાં રાજકીય ગરમી વધેલી લાગી. મેં એમ ધારેલું કે હવે વર્ષનો અંત નજીક આવતો જાય છે તેથી ગાંધીજી રણદુંદુભિ વગાડવાની તૈયારી કરતા હશે. આશ્રમમાં જતાં મારા જાણવામાં આવ્યું કે ગાંધીજી સ્વરાજસંગ્રામ માટે પૂરેપૂરા મરણિયા બન્યા છે, અને એકત્રીસમી ડિસેમ્બરે સ્વરાજ નહિ મળે તો

ગમે તે રીતે તેમનો દેહ પડશે એમ પણ કહે છે. બીજી પાસ તેમની એક આંખ દિલ્હીના સરકારીભવન પર ઠરેલી હતી અને ત્યાંથી કાંઈ સુલેહનું કહેણ આવે તેની આતુરપણે રાહ જોતા હતા. જ્યારે વાઈસરૉયનું સમાધાનનું કહેણ માલવિયાજી મારફત ગાંધીજીને મળ્યું ત્યારે તે ખુશખુશાલ થઈ ગયા. એક ક્ષણવારમાં એ રણશૂરા ક્ષત્રિય, સાત પેઢીના મુત્સદ્દી બની ગયા. પૂરી અક્કલ હોશિયારીથી શબ્દેશબ્દ તોળીને માલવિયાજીને તાર પર તાર કરતા ગયા.

દરમ્યાન ચોવીસમી તારીખ માથા પર આવતાં સરકારે દમનનો પંજો ઉગામ્યો. દાસનાં બહેન અને પત્નીની–કુલ આશરે ચાળીશ સ્ત્રીઓની ધરપકડના સમાચાર તારથી ગાંધીજીને મળ્યા. હું ગાંધીજીને મળ્યો ત્યાર તેમના આનંદનો પાર ન રહ્યો. હિંદ–સ્વરાજ્યની લડતમાં આટલી સ્ત્રીઓ પહેલી જ વાર જેલમાં સિધાવા તેથી જાણે સ્વરાજ્યનું ચોઘડિયું વાગી રહ્યું છે એમ તેમને લાગ્યું.[1]

થોડા દિવસમાં હું ગાંધીજીને ખાદીનગરમાં મળ્યો ત્યારે વળી બાજી પલટાયેલી લાગી. વાટાઘાટોની ચર્ચા કરતાં ગાંધીજીએ કહ્યું : 'કોંગ્રેસના બધા કેદીઓ છોડવા સરકાર તૈયાર હતી. પણ અલીભાઈઓ વગેરે ખિલાફતના કેદીઓને છોડવાની તેણે સાફ ના પાડી, તો પછી મારાથી સમાધાન કેમ થઈ શકે ? એ કેદીઓને પડતા મૂકવા મારા પર વાઈસરૉયે ઘણુંયે દબાણ કર્યું પણ તેને તાબે કેમ થવાય ?' આવા કડક સત્યાગ્રહી વીર પુરુષ માટે વિરલ ભાવથી મારું દિલ નમી પડ્યું.

યોજના મુજબ ચોવીસમીએ કલકત્તામાં વિરાટ હડતાળ પડી અને હતાશ સરકારે દમનનો કોયડો જોરથી ચલાવ્યો. તેવામાં જ સ્વયંસેવકોનાં દળ પર અને જાહેર સભાઓ ઉપર પોલીસની પહેલી લાઠીઓ વરસી.

૧. દક્ષિણ આફ્રિકાની લડતમાં એક વાર સુસ્તી વ્યાપી હતી, ત્યારે સ્ત્રી સત્યાગ્રહીઓએ સારી સંખ્યામાં જેલમાં જઈને સર્વે હિન્દીઓને જાગૃત કર્યા હતા. આવા અનુભવથી સ્ત્રીઓના સત્યાગ્રહ અને કારાવાસને ગાંધીજી ભારે મહત્ત્વ આપતા.

આમ એકત્રીસમો ડિસેમ્બર પહેલાં સ્વરાજની ઉષા પ્રકટી ગઈ છે એમ ગણીને, અસહકારની આખરી લડતનો કાર્યક્રમ કોંગ્રેસમાં રજૂ કરવાને ગાંધીજી પ્રવૃત્ત થયા.

ગાંધીજીની છાવણીની પાસે જ અરવિંદ ઘોષના સાથી પોલ રિશારનો મને ભેટો થયો. તાત્કાલિક રાજકીય પરિસ્થિતિમાં તેમને ખાસ રસ ન હતો. તે વખતે તોફાની બનેલા લોકસાગરના ઊછળતા તરંગોની ભીતરમાં વિવિધ સત્ત્વોનું તાત્ત્વિક દર્શન તે કરતા. તેમની સાથે મેં થોડીક વાતચીત કરી, તેમાં તેમણે કહ્યું : હાલ તો આંદોલનની સપાટી પર પુરુષવર્ગ મહાલે છે; પણ ભવિષ્યમાં સ્ત્રીઓની જાગૃતિનો જમાનો આવશે અને પછી શૂદ્રોનો—અંત્યજોનો—દલિતપીડિત સમાજનો. તેમની નજર વર્તમાનકાળને ભેદીને અદૃષ્ટ ભાવિ પર ઠરેલી લાગી. કોઈની સાથે વાત કરતા હોય ત્યારે પણ તે વિદ્વાન એક આર્ષ-દૃષ્ટા ઋષિની ઢબથી જાણે ઊંડા ધ્યાનમાંથી ધીમે ધીમે એક એક શબ્દ બોલતા. તેમની ઊંડી આધ્યાત્મિક છાપ મારા મન પર પડી તેથી કેટલાંયે વરસ સુધી તેમનાં લખાણ શ્રદ્ધાપૂર્વક હું વાંચતો.

અમદાવાદની કોંગ્રેસના વરાયેલા પ્રમુખ ચિત્તરંજન દાસ જેલમાં હતા. તેમને સ્થાને દિલ્હીના નેતા હકીમ અજમલખાનને આ બેઠકના પ્રમુખ ચૂંટવામાં આવ્યા. વિષયવિચારિણી સમિતિમાં ગાંધીજીના સામુદાયિક સવિનય ભંગ આદરવાના અને તેનું સંચાલન કરવાની કુલ નિમયક સત્તા તેમને જ સોંપવાના ઠરાવનો મહારાષ્ટ્ર પક્ષે સખત વિરોધ કર્યો. ગાંધીજીએ બહુ જ વિનયથી અને નમ્રતાથી વિરોધીઓની દલીલોના કડીતોડ રદિયા આપ્યા. વિરોધના મુદ્દા ધ્યાનમાં લઈને ગાંધીજીએ ઠરાવમાં જે સુધારા સૂચવ્યા તે સાથે તે, બહુમતીથી પસાર થયો.

ડિસેમ્બરની ૨૭મીએ જે ઐતિહાસિક ઠરાવ ગાંધીજીએ મહાસભાની ખુલ્લી બેઠક સમક્ષ રજૂ કર્યો તેની પ્રસ્તાવનામાં સરકારની દમનનીતિનો ઉલ્લેખ કરીને તેના સ્વયંસેવકસંઘો સંબંધી હુકમોનો સવિનય ભંગ



ગાંધીજી, વલ્લભભાઈ ને સરોજીની નેડુ
૧૯૨૧ની કોંગ્રેસના ધ્વજવંદન પ્રસંગે

કરવાને એલાન કરવામાં આવ્યું અને સ્વયંસેવકોને લેવાની કડક પ્રતિજ્ઞા રજૂ કરવામાં આવી. પછી સ્વરાજ હાંસલ કરવા માટે પ્રજાસમસ્તને લડાયક સંદેશ આપવામાં આવ્યો : ‘આ મહાસભાનો અભિપ્રાય છે કે કોઈ પણ વ્યક્તિ અથવા સંસ્થા તરફથી પોતાની સત્તાનો આપખુદી, જુલમી અને મર્દાની હરી લેનારો ઉપયોગ થતો અટકાવવા સારુ બીજા બધા ઉપાયો અજમાવી લીધા પછી હથિયારબંધ બળવાની અવેજીમાં કાયદાનો સવિનય ભંગ કરવો એ જ એકમાત્ર સુધરેલો અને અસરકારક ઉપાય છે. તેથી આ મહાસભા, દરેક કાર્યકર્તાઓ તથા બીજાઓ, જેમની શાંતિમય શ્રદ્ધા હોય અને જેઓની પાકી ખાતરી થઈ ગઈ હોય કે ચાલુ સરકારને હિન્દુસ્તાનના લોકો પ્રત્યેના કેવળ બિનજવાબદાર સ્થાનેથી ઉતારી પાડવાનો કોઈ ને કોઈ પ્રકારના આપભોગ સિવાય બીજો ઉપાય નથી, તેઓને સલાહ આપે છે કે તેમણે વ્યક્તિગત સવિનય ભંગ આદરવો અને જ્યારે તેમને લાગે કે લોકસમૂહ અહિંસાનું...તથા બીજી શરતોનું પાલન કરવા પૂરતો કેળવાયેલો છે ત્યાં સામુદાયિક સવિનય ભંગ પણ આદરવો.’

છેવટે આ નિર્ણયનો અમલ કરવાની અને બધી રીતે કૉંગ્રેસના સરમુખત્યારની સર્વ સત્તા ગાંધીજીને સોંપવાનું આ ઠરાવમાં જણાવવામાં આવ્યું. આ સમગ્ર ઠરાવ ગાંધીજીએ બહુ જ વિનયી છતાં નિશ્ચયાત્મક વાણીમાં રજૂ કર્યો અને તે ગગનભેદી હર્ષનાદો વચ્ચે પસાર થયો.

કૉંગ્રેસની ખુલ્લી બેઠકમાં મૌલાના હજરત મોહાનીએ કૉંગ્રેસના બંધારણમાં એવો સુધારો સૂચવ્યો કે તેના લખેલા ‘દ્વિઅર્થી’ સ્વરાજને બદલે ‘બ્રિટિશ સામ્રાજ્યની બહાર સંપૂર્ણ સ્વરાજ’ એવા શબ્દ મૂકવા. મૌલાનાએ ગાંધીજીની જરાયે શેહ કે શરમ રાખ્યા વિના જોશીલી જબાનમાં આ સુધારો રજૂ કર્યો. તેમની હિંમત પર હું ફીદા થયો, તેમ તેમની દલીલ એકંદર તર્કશુદ્ધ પણ લાગી. જે મુદ્દો બિપિનચન્દ્ર પાલે બંગભંગની લડત વખતે ઉઠાવ્યો હતો તે આજે અસહકારની

લડતના કાળે તો તદ્દન સ્વયંસિદ્ધ લાગ્યો. વળી જો અંગ્રેજ સલ્તનતની સામે આપણે આખરી યુદ્ધમાં ઊતરતા હોઈએ તો આપણે તેની છત્ર-છાયા નીચે સ્વરાજ મેળવવા કેમ ઈચ્છીએ ? છતાં ગાંધીજીએ તેમની લાક્ષણિક રીતે મૌલાનાના સુધારાનો સખત વિરોધ કર્યો, તેથી તે નામંજૂર થયો.

આ કોંગ્રેસમાં હું પ્રતિનિધિ તરીકે હાજર રહ્યો હતો. આરંભમાં મારી મનોદશા કોઈક અલિપ્ત પ્રેક્ષકની હતી. પણ અહીં લાખોની જાગૃતિ નિહાળતાં અને અનેકવિધ ભાષણો સાંભળતાં મારું રાજકીય માનસ ઘણું સતેજ થતું ગયું.

આ કોંગ્રેસ, સ્વરાજનો ઝંડો ફરકાવ્યા વિના વીખરાઈ ગઈ, તેથી દેશમાં કંઈક નિરાશા થઈ. પણ એક રણક્ષેત્રમાં સરકારને આખરી લડત આપવાની બુલંદ વીર હાકથી જન્મેલા આશાના ઉછાળામાં ક્ષણિક નિરાશા ઓસરી ગઈ દરમ્યાન ગાંધીજીએ માલવિયાજી સાથે ગોળમેજી પરિષદ ભરવા વિષે ચર્ચા ચાલુ રાખી. સન ૧૯૨૨ના જાનેવારીમાં હું મુંબઈમાં હતો તે અરસામાં જ નરમ અને તટસ્થ પક્ષના પ્રતિનિધિઓની સભામાં ગાંધીજીએ કોંગ્રેસ પક્ષની રજૂઆત અદ્ભુત ક્ષત્રિયવટથી અને ઝીણી મુત્સદ્દીગીરીથી કરી. પણ તેના પરિણામમાં મીંડું જ આવ્યું.

ત્યાં સુધીમાં ગાંધીજીએ સામુદાયિક સત્યાગ્રહ આદરવાને માટે ગુજરાતમાં ફરીને બારડોલી તાલુકો પસંદ કર્યો હતો. હવે તેમણે આ મનપસંદ રણક્ષેત્ર પર સરકાર સામે અભૂતપૂર્વ ધર્મયુદ્ધ શરૂ કરવાની ઝડપી તૈયારીઓ કરવા માંડી બીજા સર્વને આવી કોઈ લડત ન ઉપાડવા અને સંપૂર્ણ શાંતિ જાળવવા તેમણે શાસન આપ્યું. દેશસમસ્તની નજર બારડોલીની વ્યૂહરચના પર એકાગ્ર થઈ. એ જ સર્વની ચર્ચા અને આશાનો વિષય બની ગયો. આ આખરી સંગ્રામની સફળતા માટે સૌ પ્રાર્થના કરતા. ગાંધીજીની ક્ષણેક્ષણના બોલ અને કાર્ય પર સર્વ મીટ માંડી રહ્યા. ઇતિહાસની અણમોલ ઘડીને આરે કરોડોની પ્રજા ઊભી હોય એવી હવા દેશમાં ફેલાઈ રહી.

## ૩. અંત્યજ-સેવાની દીક્ષા

સન ૧૯૨૨નું નવું વરસ શરૂ થયું ત્યારે મારું પહેલું કામ તો આગલી સાલમાં દુકાળરાહતમાં ખર્ચેલા આશરે રૂ. ૮૮૦૦૦નો હિસાબ પ્રાંતિક સમિતિને સોંપવાનું હતું. વચગાળાના મહિના દરમ્યાન આ કાર્યના વ્યવસ્થાપક નંદલાલ અનેક કામમાં રોકાયેલા હતા. તેમના મદદનીશો આમતેમ વીખરાઈ ગયા હતા. હવે બધાં વાઉચર ને કાગળો ભેગાં કરી હિસાબનું સરવૈયું કાઢવાનું કામ મુશ્કેલ હતું. છતાં ગણિતશાસ્ત્રી નંદલાલે ખાતાવાર પાકો હિસાબ તૈયાર કર્યો. તેમાં એક પાઈની ભૂલ રહેલી તે રાત–દિવસ કરીને તેમણે સાફ કરી રાહતકામનો મારો હિસાબ છેવટે પ્રાંતિક સમિતિમાં જાનેવારીની આઠમીએ પસાર થયો.

રાજકારણમાં ને પ્રાંતિક સમિતિમાં હું કાયમ રહ્યો હતો. સમિતિની તે જ સભામાં, અમદાવાદની બેઠકના ઠરાવ મુજબ, સ્વયંસેવકોની ભરતી અને વ્યવસ્થા કરવાને જે ખાસ કમિટી રચાઈ તેમાં વલ્લભભાઈની સાથે મને ચૂંટવામાં આવ્યો.

જે અપૂર્વ જંગ ગાંધીજીએ નિર્ધાર્યો હતો તેના ખ્યાલથી મારી કલ્પનાશક્તિ ચકિત થતી. તેમ જે અંત્યજ–ભીલ સંસ્થાઓ મેં સ્થાપીને ખીલવી હતી તેને કાયમ કરવા અને તે માટે ગાંધીજીને મળવા હું અધીરો બન્યો. તેમને અનુકૂળ વખત મેળવીને એ સંસ્થાઓના આરંભ અને ખર્ચની, વલ્લભભાઈના વિરોધની અને ગિદવાણીએ યોજેલી વાટઘાટોની વાત મેં તેમની આગળ રજૂ કરી. તેમની સૂચનાથી મામા

ફડકેની સાથે હું તેમને ફરી મળ્યો ત્યારે તેમણે પૂરી ચર્ચા કરીને કહ્યું : ‘ તમે બંને આ યોજના પર સહી કરો અને તેના વહીવટ પર એકાગ્રપણે ધ્યાન આપવાની મને ખાતરી આપો એટલે હું પૂરી રકમ મંજૂર કરાવી આપું. ’

મામા તો વરસોથી અંત્યજ પ્રવૃત્તિમાં જ નિમગ્ન હતા. હું પણ નવી લડતનો રસિયો હોવા છતાં દલિત સમાજની આગેકૂચમાં સાચા સ્વરાજનું દર્શન કરતો, અને તે દૃષ્ટિથી મારી બાળ સંસ્થાઓને કાયમ કરવાની પહેલી ફરજ સમજતો. અમે બંનેએ ગાંધીજીની સૂચના મુજબ તે યોજના પર સહીઓ કરી એટલે તેમણે માગેલી રકમ મંજૂર કરવાની ખાતરી આપી. ત્યારથી ગાંધીજીના આદેશ મુજબ અમને ગુજરાત વિદ્યાપીઠ તરફથી જરૂરી રકમો મળતી ગઈ. થોડા વખત પછી તેની કમિટીએ રીતસર ઠરાવ કરીને સન ૧૯૨૧માં સ્થપાયેલી સંસ્થાઓના ખર્ચના રૂ. ૪૦૨૮-૫-૮ અને ૧૯૨૨ના ખર્ચના રૂ. ૧૮૭૧૫ મળી કુલ ૨૨૭૪૩-૫-૮ મંજૂર કર્યા. તે જ વખતે નડિયાદ અને ગોધરાની શાળાઓ પણ આ કાર્યાલયને સોંપી દેવામાં આવી.

મહિનાઓથી જે ચિંતા મને દમતી હતી તેનું નિવારણ થયું. તેવામાં ફરી વાર દાહોદ-ઝાલોદ વિભાગમાં દુકાળ પડતાં, રાહતનું કામ ઉપાડવાને હું તૈયાર થયો. સુખદેવનો તાકીદનો પત્ર મળતાં જ પ્રાથમિક રાહત સારુ તરત જરૂરી રકમ મેળવવાની ચિંતામાં હું પડ્યો. હવે પ્રાંતિક સમિતિ પાસેથી તો રાતી પાઈ મળવાની આશા નહોતી. અચાનક વલ્લભભાઈ સાથે વાત નીકળતાં તેમણે કહ્યું : ‘ આવું રાહતકામ ફરીફરીને તમેયે શી રીતે કરશો ? ’ પણ હું તો ભીલપ્રજાનો ભક્ત હતો તેથી જે બને તે કરવાને મેં કમર કસી.

થોડા દિવસમાં મેં મારો રાહ વિચારી લીધો. અગાઉ લક્ષ્મીદાસ આશરનો સાથ મેં મેળવ્યો હતો, તેમ આ વખતે ઠક્કરબાપાનો

સહકાર મેળવવાની મેં હામ ભીડી. મુંબઈ જઈને મેં તેમની આગળ ભીલોની વેદના રજૂ કરી. આગલા ઉનાળાના રાહતકાર્યની, મીરાખેડી આશ્રમની અને ચાલુ બધી હકીકત તેમને સંભળાવી.

ફરી વાર ગરીબ નિરાધાર ભીલો પર કુદરત અને સરકાર રૂઠયાં છે, તે કાળે એક મુરબ્બી અને દીનબંધુ તરીકે આ કામમાં સાથ આપવા મેં તેમને વિનંતી કરી. તે સ્વીકારીને, ઠક્કરબાપા મારી સાથે દાહોદના પ્રદેશમાં તપાસ કરવા નીકળી પડયા.

જાન્યુઆરીની આખરે દાહોદ જઈને અમારા ભોમિયા સુખદેવની સાથે અમે આખા પ્રદેશમાં ફરી વળ્યા ત્યારે પરિસ્થિતિ ધાર્યા કરતાં વધારે ભયંકર લાગી. કુદરતનો, સરકારનો અને શાહુકારોનો વિવિધ તાપ ચોપાસ વરસતો હતો. ઠક્કરબાપા તેમની રીત પ્રમાણે જ્યાં જ્યાં ફરતા ત્યાં જોયેલી અને જાણેલી પાકી હકીકત તેમની નોંધમાં ટાંકતા. પાંચ–સાત દિવસમાં અમે આ પ્રદેશમાં ફર્યા ત્યાં તો સરકાર સામે રોષથી અને ભીલોના અસહ્ય દુઃખથી અમારાં દિલ સળગી ગયાં.

સન ૧૯૧૯ થી પડેલા બે દુકાળને લીધે શાહુકારો અને સરકારનાં ભારે લહેણાં ચડયાં હતાં, તે વખતે ૧૯૨૧–૨૨ નું ચોમાસું નિષ્ફળ નીવડેલું. જુલાઈ સુધી વરસાદ ખેંચાયો તેથી જૂનું વાવેતર બળી ગયેલું. પછીથી જે ધોધમાર વરસાદ પડયો તેમાં કશું બરોબર પાકયું નહિ. જે મકાઈ થઈ હતી તે તો કયારનીયે મોટા ભાગના ખેડૂતોએ ખલાસ કરી હતી. ઘઉંચણાનું વાવેતર પ્રમાણમાં ઓછા ક્ષેત્રમાં થયું હતું, અને તેની સ્થિતિ અનિશ્ચિત હતી. મજૂરીનો દર ચારથી ત્રણ આના સુધી ઊતરી ગયો હતો. હજારો ચીંથરેહાલ સ્ત્રીપુરુષો અને બાળકો ખેતરોમાંથી ઘાસનાં બી વીણી લાવીને કે નિસત્ત્વ કંદમૂળ ઉપર ગુજારો કરતાં હતાં.

પ્રજાની આવી કારમી હાલત જોતાં છતાં, કાળમીંઢ કાળજાના મહેસૂલી અધિકારીઓએ પરેપૂરું મહેસૂલ—અને તે પણ એક જ હપ્તે—વસૂલ કરવાનું ઠરાવ્યું. તગાવીનો પૂરો હપ્તો પણ જાન્યુઆરીમાં જ

લેવાના હુકમ થયા. આંકણી ખાતા તરફથી ખેતરોના મોટા ભાગની માપણી કરીને તેના નકશા બનાવ્યા હતા. તે પણ જબરદસ્તીથી ભાગદાર ખેડૂતોને વળગાડીને ખેડુતો દીઠ પંદર આના વસૂલ કરવાને પણ આ જ મંગળ ચોઘડિયું પસંદ કરવામાં આવ્યું !

પણ અનાજ, વાસણ કે દાગીના વિનાના લંગોટિયા ભીલો પાસેથી તો કંઈ શી રીતે મળે? તેથી ગરીબ ભીલોને ગભરાવી-બિવડાવીને તેમના કર તેમના શાહુકારો પાસેથી જ કઢાવવાનો અમલદારોએ નિશ્ચય કર્યો. ખેડૂતોને વારંવાર ચોરે બોલાવી ધમકીઓ આપવામાં આવી. કેટલાકને આખો દિવસ અને મધરાત સુધી ભૂખ્યા-તરસ્યા ચોરે બેસાડી મૂકવામાં આવ્યા. કેટલાયને બિભત્સ ગાળો દઈને અમલદારોએ અંગૂઠા પકડાવ્યા ને આંકણી, લાકડી કે લાફાથી-જેમ ફાવે તેમ માર્યા.

આવા અત્યાચારોમાંથી સ્ત્રીઓ પણ કેમ બચી શકે? વડવાના તલાટીએ એક મરદની સાથે બે બુઢ્ઢી સ્ત્રીઓને પણ ચોરા પર બોલાવીને એકને મારી અને મધરાતે ઘેર જવા દીધી નેલસૂરના તલાટીએ એક ભીલના ઘરમાં ઘૂસી જઈને તેને માર્યો. અભલોટના તલાટીએ એક મરદની ગેરહાજરીમાં સંધ્યાકાળે તેના ઘરનાં નળિયાં અને માટીનાં હાંડલાં ભાંગી નાખ્યાં અને તેની સ્ત્રીને મારવાને છાપરીમાં ઘૂસતો હતો તેવામાં તેણે અંદરથી બારણું વાસી દીધું. તલાટીના જુલમથી ખૂબ ત્રાસીને એક ભીલ પોતાની દશ વર્ષની છોકરી નવ રૂપિયામાં વેચવા જેસાવાડા ગયો. તેના ખરીદનારને શાહુકાર પાસેથી તે જૂજ રકમ બે દિવસે મળી ત્યાં સુધી તે બિચારો તલાટીના ભયથી પોતાને ઘેર જ ન ગયો !

સરકારના ત્રાસથી ખેડૂતો શાહુકારોને શરણે ગયા, એટલે તેમને પણ તડાકો પડયો. તેમનું જૂનું લહેણું તો ચડેલું હતું જ. તેથી તેમણે મહેસૂલના જ પૈસા, સવાયા અને દોઢા ઉધારીને અને ખેતરમાં પાકતા ઘઉંચણા સસ્તા દરે ચોપડે લખાને ખેડુતોને નાણાં આપ્યાં. મહેસૂલની લહાયમાં ઢોર પણ પાણીને મૂલે વેચાયાં. એક ગોધો ચાર

રૂપિયે વેચાયો સાંભળ્યો. ધડોઈની એક નવસ્ત્રી સ્ત્રી ચાર રૂપિયાનું મહેસૂલ ભરવાને, તેટલી જ રકમનાં નળિયાં વેચી ગઈ. તેનો ધણી તલાટીની બીકથી ગામ છોડી ચાલ્યો ગયો હતો એટલે તેને તો શબ્દશઃ ઊંચે આકાશ અને નીચે ધરતી જ રહી!

આ મુલકનાં હજારો ભીલ સ્ત્રી-પુરુષ-બાળકોને નિરાધાર બની થોડા કાપડ અને ટુકડા રોટલાની શોધમાં નીકળી પડેલાં જોઈને ઠક્કરબાપા ને હું ખૂબ ચિંતામાં પડ્યા. સરકાર રક્ષક મટીને ભક્ષક બની છે ત્યારે કોની પાસે મદદ માગવી? પ્રાંતિક સમિતિ ન આપે તો આ ભૂખ્યાંને કામ ને અન્ન કેવી રીતે આપવું? સદ્ભાગ્યે અમારા આગળના શુભ કાર્યનાં નક્કર ફળ સામે જોઈને અમારા દિલમાં કંઈ હિંમત અને આશા આવી. ગરબાડામાં ને દાહોદમાં પહેલાં સ્થાપેલી શાળાઓ અને ખાદીકામ ચાલુ હતાં. વળી અનેક મુસીબતો વચ્ચે મીરાખેડીમાં સ્થાપેલી સંસ્થાનું પથ્થરનું પાકું મકાન હવે સુખદેવના ભાઈ જેઠાભાઈ ત્યાં રહીને બાંધી રહ્યા હતા અને કૂવો પણ કરાવતા હતા. સુખદેવ અને બીજા થોડા કસાયેલા કાર્યકરો પણ ત્યાં મોજૂદ હતા. અમે તરત જ સ્થાનિક કમિટીને ફરી વાર જાગૃત કરીને થોડું ઉઘરાણું કર્યું અને રાહતનું કામ શરૂ કરી દીધું. પછી બહારથી વધુ મદદ મેળવવાને અમે કમર કસી.

પ્રથમ તો ઠક્કરબાપાની પાકી નોંધને આધારે મુંબઈનાં વર્તમાન-પત્રો માટે પરિસ્થિતિનો વિગતવાર હેવાલ અમે ગુજરાતી અને અંગ્રેજી ભાષામાં ઘડી કાઢ્યો અને દાહોદની દુકાળ કમિટીને નામે મદદ માગી. મેં ગાંધીજીને પત્રના રૂપમાં જ 'નવજીવન' માટે એક લેખ તૈયાર કર્યો. 'નવજીવન'ની આશરે ચાળીસ હજાર નકલો તે વખતે પ્રગટ થતી. તેથી મારો પત્ર ગાંધીજીની ભલામણ સાથે પ્રગટ થાય તો રાહત-કાર્ય માટે જરૂરી નાણાં મળવાની અમને ખાતરી હતી. ઠક્કરબાપા છાપાની અપીલ લઈ મુંબઈ ગયા ત્યારે 'નવજીવન' માટે મારો પત્ર લઈને ગાંધીજીને રૂબરૂમાં મળવા હું બારડોલી ઊપડ્યો.

ફેબ્રુઆરીની ૧૨–૧૩ તારીખે હું દાહોદથી સીધો બારડોલી પહોંચ્યો ત્યારે ત્યાં ઇતિહાસ સર્જાઈ ગયો હતો. તે માસની પહેલી તારીખે ગાંધીજીએ બારડોલીમાં સામુદાયિક સત્યાગ્રહ શરૂ કરવાનું આખરીનામું વાઇસરોયને મોકલ્યું. તેના નિષ્ઠુર જવાબનો સખત રદિયો તેમણે તરત આપી દીધો. આઠમીએ ચૌરીચોરાના[1] તોફાની ટોળાના અત્યાચારની ખબર ગાંધીજીને પડી ત્યારે તેમના અંતરમાં પ્રચંડ દાવાનળ જાગ્યો. તરત જ ગાંધીજીએ બધુંયે સ્વાભિમાન અંતરમાં સમાવી દઈને બારડોલીની લડત બંધ કરવાનો નિશ્ચય કર્યો.[2] અગિયારમીએ કોંગ્રેસની કાર્યવાહક કમિટીએ ગાંધીજીના નિર્ણયને બહાલ રાખ્યો. થોડા દિવસમાં જ હું બારડોલી આશ્રમમાં પહોંચ્યો ત્યારે ત્યાં સ્મશાનની સૂમસામ શાંતિ પસરી હતી. મને મળતાં વાર શંકરલાલે લડતની પ્રગતિની અને તેની મોકૂફીની પૂરી વાત દુઃખી દિલે કરી. મારા દુકાળના કાર્યમાં પૂરી દિલસોજી દાખવીને

---

૧. સંયુક્ત પ્રાંતના ગોરખપુર જિલ્લાના ચૌરીચોરા ગામના લોકોનું સરઘસ પોલીસે અટકાવ્યું તેથી વીફરેલા હજારોનાં ટોળાએ પોલીસ પર હુમલો કર્યો. બધા પોલીસ એક ઘરમાં પેસી ગયા એટલે તે ઘરને આગ લગાડીને લોકોએ તેમને બાળી મૂક્યા.

૨. આ લડતની મોકૂફીને અંગે મને એક કામ સોંપાયેલું. વલસાડના જૂનામાં જૂના જોશીલા સ્વાર્થત્યાગી કાર્યકર બરજોરજી વિકાજીએ હોમરૂલ લીગના જમાનામાં (૯–૯–૧૭) ભૂલાભાઈ વગેરે આગેવાનોને બોલાવીને પહેલી રાજકીય સભા ભરેલી, અને પોતે બનાવેલો સ્વરાજનો ખાસ વાવટો ફરકાવેલો. ગોધરાની રાજકીય પરિષદમાં તે આવેલા. ગાંધીજીની અને કોંગ્રેસની લડતમાં તે હંમેશ સામેલ રહેતા. બારડોલીની લડતની તૈયારીઓ ચાલતી હતી ત્યારે તેમણે વલસાડ તાલુકામાં જમીનમહેસૂલ ભરવાનો અને ખજૂરાં છેદી તાડી વેચવાની બંધી પોકારેલી ને તે ઘણી અસરકારક નીવડેલી. ગાંધીજીએ લડત બંધ કરી ત્યારે પણ બરજોરજીએ તેમની લડત પાછી ખેંચી નહિ. પણ ગાંધીજીના આદેશથી હું વલસાડ ગયો ત્યારે બરજોરજીએ મને સાથ આપીને જાહેર સભા ગોઠવી. મેં કોંગ્રેસના આદેશ મુજબ બધી લડત બંધ કરવા સર્વેને સમજાવ્યું ને બરજોરજીએ માન્ય રાખ્યું પણ તે પોતાની જીભે આ વિષે એક અક્ષર બોલ્યા નહિ.

તેમણે ગાંધીજીને વિનાવલંબે મળવાની સગવડ મને કરી આપી.

ગાંધીજી ખૂબ જ દુઃખી, વ્યગ્ર અને થાકેલા હતા, તેમજ કામમાં ગળાબૂડ રોકાયેલા હતા. છતાં તેમણે મીઠું હસીને મને પાસે બેસાડ્યો. મેં દાહોદની સ્થિતિ વિષે ટૂંકી વાત કરી. મારો કાગળ તેમની આગળ રજૂ કરીને તે 'નવજીવન'માં પ્રકટ કરવા મેં વિનંતી કરી. આખો કાગળ તે સપાટાબંધ જોઈ ગયા. તેના પર બે અક્ષર લખીને આવતા અંકમાં તે પ્રકટ કરવાની ખાતરી આપી. તરત જ તેમને પ્રણામ કરીને હું ચાલી નીકળ્યો.

મારો પત્ર 'નવજીવન'ના ૧૯મી ફેબ્રુઆરીના અંકમાં પ્રકટ થયો. તેની પ્રસ્તાવનામાં ગાંધીજી સમક્ષ આગલે મહિને જ લીધેલા વ્રતનો મેં ઉલ્લેખ કર્યો: 'અંત્યજપ્રવૃત્તિ અને તેમાં સમાઈ જતી ભીલપ્રવૃત્તિને પ્રધાન સ્થાન આપવાનો નિશ્ચય આપની પ્રેરણાથી કર્યો ત્યારથી તે કાર્યમાં જ વધારે ને વધારે ગૂંથાતો જાઉં છું. મારા મનમાં એવો ભ્રમ હતો કે હવે આપણા રાજકારણના કંઈ ગંભીર તત્ત્વથી હું અલિપ્ત રહીશ—દેશમાં જે ભારે વાવાઝોડું ચાલી રહ્યું છે તેનો જરા પણ સૂસવાટ મારી શાંત ગુફામાં મને લાગશે નહિ. પણ ભીલ મુલકના છેલ્લા પાંચ દિવસના અનુભવ પરથી મારી એવી દૃઢ પ્રતીતિ થઈ ચૂકી છે કે દેશમાં જામી ગયેલા રાજતંત્રના સદંતર નાશ કે સાંગોપાંગ સુધારા સિવાય ભીલ લોકોનો પણ આરો નથી.'

પછી ભીલોના દુઃખદર્દનું વર્ણન કરીને છેવટે મેં લખ્યું: 'આ કાગળ પૂરો કરું છું ત્યારે ફરીફરીને લગભગ પૂરેપૂરી નગ્નાવસ્થા ભોગવતી તરુણ કુમારિકાઓ અને સ્ત્રીઓ શરમ અને ટાઢથી દૃષ્ટિ સંકોચતી મારી આંખ આગળ તરવરે છે; ચીંથરેહાલ દશામાં સ્ત્રીઓ અને બાળકોનાં ટોળેટોળાંને નીચાં નમી નમીને તળિયાઝાટક ખેતરોમાંથી માટી અને ઘાસ આખો દિવસ વાળીવાળીને પાશેર અડધો શેર ઘાસનાં બીજ ભેગાં કરતાં જોઉં છું; પાંચ પાંચ દશ દશ ગાઉ દૂરથી બે અઢી આનાના રોજને સારુ ઘરબાર છોડીને આવેલા સેંકડો પુરુષોને સડક

ઉપર અને ચુનાની ભઠ્ઠી ઉપર આખો દિવસ પથ્થર ફોડતા નિહાળું છું; કાંઈ પણ બિછાના વગર કડકડતી ટાઢમાંથી કંઈક બચવા માટે તાપણી પાસે ધરતીમાતાનું શરણ લઈ સૂતેલી અને પોતાનાં બાળકોને, પોતાનાં આછાં કપડાંથી ને હૂંફાળા અંગથી ઢાંકવાનો વ્યર્થ પ્રયત્ન કરતી સ્ત્રીઓની કલ્પના મારા મગજને ભમાવે છે. આ સ્થિતિ જોઈ કુદરત પણ લાજે, તો શું મનુષ્ય નહિ શરમાવ ?'

આ લેખ પ્રગટ કરતાં ગાંધીજીએ લખ્યું : 'નીચેનો પત્ર રા૦ ઇન્દુલાલે મોકલ્યો છે. તે જેવો મળ્યો છે તેવો જ છાપું છું. તેમાંની ઘટના કમકમાટી ઉપજાવે એવી છે. બારડોલીએ ધાર્યું હતું એક, અને ઈશ્વરે જુદું જ નિપજાવ્યું. ભીલોએ પોતાની મેળે જ છૂટવું જોઈએ. તેઓને અત્યારે તો જે બને તે મદદ કરવી જ રહી. દાહોદ દુષ્કાળફંડ ઊભું જ છે. તેમાં જેઓની પાસે પૈસો હોય તે ભરી દુષ્કાળફંડ કમિટીને અથવા 'નવજીવન'માં મોકલે. જો વેળાસર મદદ પહોંચે ને ભીલોની પાસેથી રેંટિયાનું કામ લેવામાં આવે તો તેઓ તરત ઊભા થઈ જાય.'

આ પત્રની અને બીજાં છાપાંની અપીલની વીજળિક અસર થઈ. તેના જોર પર ઠક્કરબાપા મુંબઈ અને અમદાવાદનાં બજારોમાં થોડુંક જ ફર્યા. મોટે ભાગે ટપાલથી જ અમને લગભગ રૂ. ૩૦,૦૦૦ ઉપરાંત રકમ થોડા જ વખતમાં મળી ગઈ. હવે પૈસાની બાબતમાં નિશ્ચિંત બનીને અમે રાહતકામમાં ઝંપલાવ્યું.

એ જ માસમાં મેં અને ઠક્કરબાપાએ દાહોદ જઈને રીતસર કામકાજ શરૂ કરી દીધું. તળાવની પાળ આગળ દૂધવાળાના મકાનનો મેડો[1] અમે ભાડે રાખીને ત્યાં અમારું નવું કાર્યાલય જમાવ્યું. ત્યાં

---

૧. એ મકાન તળાવે જવાના સરિયામ રસ્તા પર કાલિદાસ મીઠાલાલની હવેલીની સામે આવેલું છે. મકાન ભંગાર હાલતમાં હતું. ખંડની બહાર રસ્તા પર પડતી રવેશ ખરાબ હાલતમાં હતી. તેનો કઠેરો થોડા વાંસ કે લાકડાંની અસ્થિર આડનો જ હતો. આ રવેશમાં સ્ત્રીઓનાં કપડાંનો ઢગ અમે રાખતા અને તે શીવવાને દરજી બેસાડતા.

અમને ઉમરેઠના એક નવજુવાન સ્વયંસેવક ભગવતપ્રસાદ પંડ્યા આવી મળ્યા. આ ભાઈજ મકાનની સાફસૂફી કરતા ને રસોઈ કરતા, દુકાનોમાંથી આવતાં નાણાં રાખતા ને ચોપડા લખતા. જે કંઈ કામ સોંપાય તે પૂરા દિલથી અને ખંતથી તે કરતા. બીજા સેવક દલસુખરામ શાસ્ત્રી[1] આવી પહોંચ્યા. તે મીરાખેડી રહીને આશ્રમનું મકાન બાંધવામાં જેઠાભાઈને મદદ કરતા અને સ્થાનિક રાહતકાર્ય કરતા. અમારા જૂના ખજાનચી માણેકલાલ દ્વારકાદાસ બજારમાંથી મકાઈની ખરીદીનું કામ કરતા અને વહેવારિક સલાહ આપતા. આગલી સાલના સ્વયંસેવક મંગળદાસે જેસાવાડાનું કેન્દ્ર સંભાળ્યું. જૂના કાર્યકર નર્મદાશંકર ત્રિવેદી પોતાને ઘેર રહીને ઠક્કરબાપાના અને મારા મંત્રીનું અને દાહોદની દુકાનોની દેખરેખનું કામ પૂરી જવાબદારીથી કરતા. ભીલોના 'દાદા' સુખદેવ તો અમને શબ્દશઃ માર્ગદર્શન આપતા. તેમની અણમોલ સહાયથી ભીલોનાં દુઃખદર્દની પૂરી માહિતી અમે મેળવતા અને જરૂરી રાહતકાર્યો નવાં ક્ષેત્રોમાં વખતોવખત વિસ્તારતા.

આ બધું નક્કી કરીને પછી ઠક્કરબાપાએ મને બરોબર રપેટીમાં લીધો. હિન્દ સેવક સમાજના જૂના સંબંધથી મારા ગુણદોષ તે સારી રીતે જાણતા. રાહતકાર્યનું મંડાણ થયા પછી રખેને હું ખડકચામાંથી ખસી જાઉં એવો વસવસો તેમના દિલમાં હતો. તેથી તેમણે મારી દાહોદની કામગીરીનું ચોક્કસ સમયપત્રક બનાવી દીધું. વારાફરતી એકએક માસ અમારે બંનેએ દાહોદ આવીને રહેવું અને ફરવું, પહેલું મારે જ માર્ચના આરંભ સુધી રહેવું, પછી બધાં કામનો હવાલો તેમને સોંપીને હું જાઉં અને એક મહિનો ઠક્કરબાપા રહે—આમ તારીખવાર દાહોદમાં મારી હાજરીના દિવસો નક્કી કરીને તેના પાકા લખાણ પર મારી સહી તેમણે લીધી, ત્યારે જ તેમને સંતોષ થયો. પછી પહેલા મહિનાનું કામ મને સોંપીને તે મુંબઈ ગયા.

આગલી સાલ જ રાહતકાર્ય અમે ચારેક માસ સુધી ચલાવ્યું હતું. એટલે તે જ ધોરણસર ફરી વાર અમે બને તેટલાં રાહતકેન્દ્રો ખોલી

---

૧. શાસ્ત્રી હાલ ભરૂચ જિલ્લા સમિતિની કચેરીમાં કામ કરે છે.

દીધાં. હવે ભીલો છેક જ ભૂરી હાલતે પહોંચી ગયા હતા. આગલી સાલ સ્વરાજની હાકલ સાંભળીને આવ્યા હતા તેવા ખમીરના સ્વયંસેવકો હવે મળ્યા નહિ. રેંટિયાકામ પર ઘણું ઓછું ધ્યાન અપાયું. મુખ્યત્વે મકાઈ અને ઘાસ ખરીદીને ગરીબને સસ્તે ભાવે કે મફત આપવાનું કામ જ અમે કરતા. કાપડ દાનમાં મેળવી કે ખરીદીને તેનાં ભીલોડી કપડાં અમે સિવડાવતા અને નવસ્ત્રાંને તે વહેંચતા. આવું કામ ગરબાડા અને જેસાવાડાથી તે છેક ઝાલોદ સુધીના લાંબા ગાળામાં અનેક કેન્દ્રો સ્થાપીને બનતા પ્રમાણમાં અમે કરવા માંડયું.

હવે ઠક્કરબાપાના શાસન મુજબ પગ બાંધીને પૂરો એક માસ આ વિભાગમાં રહેતાં હું પાકો દાહોદિયો અને ભીલોડી બની ગયો. રોજબરોજ અવનવા પ્રદેશમાં સુખદેવની સાથે રખડવાની મને ખૂબ મજા પડતી. એક વાર ગરબાડાથી છેક જ ડુંગરાળ અને જંગલના પ્રદેશને વીંધીને ‘ ઘાટી ’ને માર્ગે અમે સીધા જેસાવાડા પહોંચ્યા. રસ્તામાં છેક કંગાલ અને કંઈક બિહામણા તીરકામઠાંવાળા ભીલ અમને મળ્યા. તેમની સાથે હળવી વાતો કરીને અમે તેમના દુઃખની બાતમી મેળવી ત્યારે ભારે સાહસ કર્યાનો રોમાંચ અનુભવ્યો.

ઝાલોદના બીજા રસ્તા પર મારે વધારે ઓળખાણ થઈ હતી. વચમાં મીરાખેડીનો આશ્રમ અને લીમડીનું કેન્દ્ર હતાં. તેથી આ વાટે હું ઘણી વાર એકલો ફરતો. ઝાલોદમાં છગનલાલ મજમુંદારને ત્યાંથી બરાબર કલાકે ચાર માઈલની ગતિથી ચાલી, દોઢ કલાકમાં હું લીમડી પહોંચતો. ત્યાં લુહાર તુલસીરામની દુકાને મગફળી અને દૂધનો નાસ્તો કરી અને સ્થાનિક કેન્દ્રનું કામ તપાસીને પાછો સડકે પડતો અને પોણા-બે કલાકમાં સાત માઈલ કાપીને મીરાખેડીમાં રાતવાસો કરતો. મીરાખેડીમાં જેઠાભાઈનું બાંધકામ હું તપાસતો અને નંદલાલ માસ્તર સાથે આસપાસનાં ગામે ફરી આવતો. તે વખતે મીરાખેડીના આશ્રમનું મકાન ઝટપટ પૂરું કરીને ભીલવસતીગૃહ ઉઘાડવાની અને તેને માટે વિદ્યાર્થીઓની ભરતી કરવાની તૈયારીઓ ચાલતી હતી. તેથી ત્યાં હું

વખતોવખત જતો રહેતો અને મારું સ્વપ્ન સિદ્ધ થતું જોઈને રાચતો. મીરાખેડીથી દાહોદનો આઠ માઈલનો રસ્તો તો રોજબરોજ વાટતાં મારે મન શહેરના રાજમાર્ગ જેવો બની ગયો.

દાહોદના વણકરવાસમાં અંત્યજ શાળા અને રેંટિયાવર્ગ ચાલુ જ હતાં. ત્યાં હું વખતોવખત જતો તેથી બાળકો અને તેમનાં માબાપ સાથે હું છેક હળી ગયો. થોડા વખતમાં મને માલૂમ પડયું કે છેક પરોઢિયામાં રેંટિયાકામ શીખવતાં અમારો સવર્ણ શિક્ષક એક હરિજન બાળાના મોહમાં પડયો હતો. તરત અમે લાઠીની શાળામાં તેની બદલી કરી ત્યારે તે એ યુવતી સાથે લગ્ન કરીને રવાના થઈ ગયો. ત્યાં તેની સ્ત્રીને સવર્ણ તરીકે ઓળખાવવાના બધા પ્રયાસ વ્યર્થ નીવડયા ત્યારે ત્યાંથી તે ભાગ્યો. વરસોના અમારા કાર્ય દરમ્યાન અપવાદરૂપ બનેલા આ કિસ્સા પરથી સામાન્ય રીતે અમારા સવર્ણ સ્વયંસેવકોએ અંત્યજ–ભીલ પ્રજા સાથે ગાઢ સંપર્ક દરમ્યાન જાળવેલી નીતિનું ઉચ્ચ ધોરણ ચોખ્ખું તરી આવે છે.

દાહોદમાં મને કંઈક નવરાશ મળતી ત્યારે બહોળા બનતા મિત્રમંડળમાં હું મોજથી ફરતો. કોઈ વાર હું વેપારી મહાસુખભાઈનો મહેમાન થતો તો કોઈ વાર ચુસ્ત મરજાદી નારણ શેઠ સાથે તડાકા મારતો. બાકી ગંદા સાંકડા સરિયામ રસ્તા પર, ભરચક વસ્તી વચ્ચે ભંગાર મકાનમાં માલસામાન અને ચોપડાની વચ્ચે રહેતાં મને ક્વચિત કંટાળો આવતો. પણ પાસે જ આવેલા ખુલ્લા ખેતરાળુ રસ્તે અને તળાવની પાળે હું ફરવા જતો ત્યારે બધી વિટંબણા ભૂલી જતો અને રાતે વૈરાગીવૃત્તિથી નાણાંના ખડખડાટ અને કપડાં–અનાજની ગુણો વચ્ચે ઘસઘસાટ ઊંઘી જતો.

ફેબ્રુઆરીની આખરે મહાસમિતિ દિલ્હીમાં મળી ત્યારે લડત મોકૂફ રાખવાની ગાંધીજીની નીતિ પર સખત પ્રહાર થયા. માર્ચ માસમાં દાહોદની મારી મુદત પૂરી થવા આવી તેવામાં ગાંધીજીની ધરપકડની અફવા જોશભેર ફેલાવા લાગી. ‘જો હું પકડાઉં તો–’ એ મથાળા

નીચે ગાંધીજીએ 'નવજીવન'માં લેખ પ્રગટ કર્યો તેથી ઊડતી વાતોને સમર્થન મળ્યું. દશમી તારીખે ગાંધીજીની અને શંકરલાલની ધરપકડના સમાચાર વાંચીને મારા પેટમાં તેલ રેડાયું. તેવામાં ઠક્કરબાપા તેમના કાર્યક્રમ પ્રમાણે દાહોદ આવી પહોંચ્યા. તેમને બધું કામ સોંપીને હું અમદાવાદ ઊપડી ગયો.

ત્યાં સુધીમાં કોચરબનો બંગલો છોડીને કરકસર કરવાને હું મારા કાર્યાલયને ત્રીજે માળ રહેવા આવી ગયો હતો. ત્યાં પહોંચતાં મારી ધરપકડનો પણ સંભવ મને લાગ્યો. 'યંગ ઇન્ડિયા'ના જે ત્રણ અંગ્રેજી લેખ માટે ગાંધીજીને પકડવામાં આવ્યા હતા,' તેનાં ગુજરાતી ભાષાંતર 'નવજીવન'માં પણ પ્રકટ થયાં હતાં. હજી 'નવજીવન'ના પ્રકાશક તરીકે મારું જ નામ તેના પર છપાતું. પણ પોલીસ મારે દાદરે ચડી નહિ. તેથી ૧૮ મીએ ગાંધીજીનો મુકદ્દમો જોવાને હું મિત્રો સાથે શાહીબાગ ગયો.

તે દિવસે કાંપના સરકારી ભવનનો[1] વિશાળ ખંડ ઘણા નામાંકિત અગ્રેસરો અને કાર્યકરોથી ચીકાર ભરાઈ ગયો હતો. અંગ્રેજ ન્યાયાધીશ બ્રુમફીલ્ડ આગળ ગાંધીજી અને શંકરલાલ હાજર થયા. તે પછી સરકારી ધારાશાસ્ત્રી સ્ટ્રેંગમેને બહુ જ શાંતિથી કામ ચલાવ્યું. ગાંધીજીએ રાજદ્રોહ પ્રવર્તાવવાનો ગુનો તો કબૂલ કર્યો તેથી કાર્યવાહી ટૂંકી બની ગઈ. તેમણે શાંત સ્વરે તેમનો ઐતિહાસિક એકરાર વાંચીને અંગ્રેજ સરકાર પર તહોમતનામું ફરમાવ્યું. તેમના એકરારની કેટલીક કંડિકાઓ મારા દિલમાં ઊંડી વસી :

'એક ચુસ્ત રાજનિષ્ઠ અને સહકારી શહેરી મટીને આજે હું કટ્ટો રાજદ્રોહી અને અસહકારી શા સારુ બન્યો છું...હિંદુસ્થાનમાં કાયદાથી સ્થપાયેલી સરકાર સામે અપ્રીતિ ફેલાવવાના આરોપને શા કારણે હું સ્વીકારી લઉં છું એ મારે જણાવવું જોઈએ.

'હિન્દુસ્થાન આજે એટલું તો નાદાર બની ગયું છે કે તેનામાં

---

૧. હાલ આ મકાન 'સરકીટ હાઉસ' તરીકે ઓળખાય છે.

દુષ્કાળોની સામે ટકવાની પણ શક્તિ નથી રહી...હિન્દની અધપેટે રહેનારી આમપ્રજા કેવા ધીમે ધીમે મૃતપ્રાય થતી જાય છે, એની શહેરના રહેનારાઓને ભાગ્યે જ ભાળ છે. તેઓને ખબર નથી કે તેમને ભોગવવા મળતા ક્ષુદ્ર એશઆરામ, તેઓ હિન્દને ચૂસનારા પરદેશી મૂડીદારોનાં ઘર ભરવા જે મહેનત કરે છે, તેની દલાલી સિવાય બીજું કંઈ નથી. અને પેલાઓનો બધો નફો તેમજ આમની દલાલી બન્ને હિંદની પ્રજાને નીચોવીને જ નિતારી કાઢેલાં હોય છે. તેમને ગમ નથી કે બ્રિટિશ હિન્દમાં કાયદાથી સ્થપાયેલી સરકાર, એ ગરીબ આમપ્રજાને આ રીતે ચૂસવાની ખાતર જ ચાલી રહી છે. ચાહે તેવા વિતંડાવાદથી આંકડા—અહેવાલોનાં ચાહે તેવાં માયાવી કોઠાકોથી, આજે જે પુરાવો હિંદના ગામડાંઓ પોતાનાં ચાલતાં બોલતાં હાડપિંજરોથી નરી આંખને આપી રહેલ છે, તેને ઢાંકી શકાય તેમ નથી. મારા મનને તો છાંટાભાર શક નથી કે ઈશ્વર જેવો કોઈ માલિક જો દુનિયાને માથે હોય તો તેના દરબારમાં ઇંગ્લેંડ તેમજ હિન્દુસ્થાનનાં આ બધાં શહેરોના વસનારાઓને...આ ગુના માટે—ઇતિહાસમાં ક્યાંય જેની જોડ ન મળી શકે એવા આ માનવજાતિ સામેના ગુનાને માટે—જવાબ દેવો પડશે; ખુદ કાયદો પણ આ દેશમાં હિન્દને ચૂસી લેનાર પરદેશીઓને અર્થે જ વપરાય છે...

'બ્રિટિશ હકૂમત હેઠળ, હિન્દમાં અગાઉ કોઈ કાળે ન થયેલી મર્દાનગીનો લોપ થયો છે. આવી મારી માન્યતા હોવાથી આવા રાજતંત્ર વિષે મનમાં પ્રીતિ હોવી એને હું પાપ ગણું છું...'[1]

છેવટે ન્યાયાધીશે લોકમાન્ય ટિળકનો મુકદ્દમો યાદ કરીને ગાંધીજીને છ વરસની સજા કરી ત્યારે ગાંધીજી, ટિળકની સાથે કરેલી સરખામણીથી ઘણા રાજી થયા. પણ સર્વ શ્રોતાજનો ગાંધીજીના છ છ વરસના વિયોગની કલ્પનાથી સ્તબ્ધ થઈ ગયા. જ્યારે સર્વ એક પછી એક ગાંધીજીને પ્રણામ કરીને તેમની રજા લેતા ગયા, ત્યારે તેમની આંખો-

---

૧. 'અસહકાર', પ્રકાશક યુગધર્મ કાર્યાલય, પાન ૮૦૨–૩.

માંથી આંસુ વહેવા લાગ્યાં. ગાંધીજી સિવાય ભાગ્યે જ કોઈની આંખ ભીની નહિ થઈ હોય. રાજેન્દ્રબાબુ અને સરલાદેવી તો વિદાય પ્રસંગે ડૂસકે ડૂસકે રોયાં. મેં પણ સજળ નયને ગાંધીજીને પ્રણામ કર્યાં.

ગાંધીજીના કારાવાસથી મારા દિલમાં જે મંથન થયું તે મેં તરત જ 'નવજીવન'ના ૨૨ મી માર્ચના અંકમાં વ્યક્ત કર્યું. 'ઘેરાં વાદળ –' એ મથાળા નીચે લખતાં, ગાંધીજીના મુકદ્દમાને પ્રસંગે કચેરીમાં થયેલા ઊંડા શોકના વાતાવરણનું વર્ણન કરીને મેં લખ્યું: 'ગુજરાતના ઊજળા ઉત્સાહમાં શોક અને શંકાની ઘેરી ભાત પડતી જાય છે. આ વાદળ જામશે કે વીખરાશે?–' આ સવાલનો જવાબ આપતાં 'કુદરતી ઘટમાળમાં પંજાબના સપ્તાહના દિવસો ફરી પાછા પાસે આવે છે' તે યાદ કરી મેં સૂચવ્યું: 'સારા હિન્દુસ્થાનની આબરૂ સાચવવી હોય તો આપણે ફરીથી નિશ્ચય કરીશું કે... આવો કારમો કેર હરગીઝ નહિ થવા દઈએ.' ખિલાફતની બાબતમાં ગ્રીસના લશ્કર સામે તુર્કીના કમાલ પાશાની થતી આગેકૂચનો નિર્દેશ કરીને મેં લખ્યું: 'થ્રેસ, સ્મર્ના અને એશિયા માઈનરમાંથી ગ્રીક લોકોએ ભાગવું જ જોઈએ; ઝઝીરત્-ઉલ-આરબ ગેરમુસલમાનોની સત્તામાંથી મુક્ત થવું જ જોઈએ.' સ્વરાજની મૂળભૂત માગ વિષે મેં ઉમેર્યું: 'આ ગુલામીનું તંત્ર સત્વર તોડવાનો આપણે ફરીથી દારુણ નિશ્ચય કરવો ઘટે છે.'

લેખનો ઉપસંહાર કરતાં, જેલખાનામાં ગાંધીજીની તપસ્યાનો મેં નિર્દેશ કર્યો: 'એ તપસ્યાનો કંઈક અંશ આપણામાં ઊતરે, એ પ્રાર્થનાના કંઈક સૂર દૂરથી આપણે સાંભળીએ, આ ગિરફતારીનાં વાદળની પાછળ હસતા સૂર્ય સમાન તેમના વદનનું દર્શન કરી આપણે પ્રોત્સાહિત થઈએ, તો જ તેમના અમૂલ્ય વારસાને આપણે દીપાવી શકીએ.'



મીરાખેડી ભીલ વિદ્યાર્થી આશ્રમ

## ૪. ભીલની સેવામાં

ગાંધીજીના કારાવાસ પછી દાહોદના દુકાળગ્રસ્ત પ્રદેશમાં અમારી પ્રવૃત્તિ વધતી ગઈ.

ગાંધીજીની વિદાયને બીજે જ દિવસે–માર્ચની ૧૯મીએ–ઠક્કરબાપાએ મીરાખેડીના ભીલ વિદ્યાર્થીગૃહનું રીતસર ઉદ્ઘાટન કર્યું. તે પ્રસંગનું વર્ણન કરતાં તેમણે નવા આશ્રમની નોંધપોથીમાં લખ્યું : ‘આજરોજ ફાગણ વદી ૭ને રવિવારે ભીલ આશ્રમની શરૂઆત (કરતાં) નીચે પ્રમાણે ચાર છોકરાઓને દાખલ કર્યા :

| | |
|---|---|
| વેસ્તા કમજી | વર્ષ ૮ |
| ચુનીલાલ કમજી | ,, ૫ |
| માનજી નેલીઆ | ,, ૧૦ |
| જલીઆ થનજી | ,, ૧૨ |

‘આ ચાર છોકરાઓ ને બીજાં પાંચ છોકરાઓને બપોરે બે વાગે નવરાવી, ચાંદલા કરી, ગોળ ખવડાવ્યો. ઉપરના ચાર છોકરાઓને નવાં કપડાં પહેરાવ્યાં, પ્રાર્થના કરાવી અને આજથી આશ્રમ ખોલ્યો.

‘નીચેના ગૃહસ્થો હાજર હતા :

ભાઈ જેઠાલાલ વિશ્વનાથ
ભાઈ સુખદેવ વિશ્વનાથ
ભાઈ દલસુખરામ કેશવરામ પુરોહિત (શાસ્ત્રી)
આચાર્ય નંદલાલ હરજીવનદાસ ઠાકોર

'દાહોદના નારાયણ છજમલજી દલાલ તરફથી મળેલ ગોળ શેર ૨ાા આ પ્રસંગને માટે ભેટ મળ્યો છે.'

મહિનાની આખરે કંઈક વહેલો હું દાહોદ ગયો ત્યારે તરત એ આશ્રમની મુલાકાતે હું દોડી ગયો. ઠક્કરબાપાએ મને કહ્યું : 'વાણિયા-બ્રાહ્મણ જેવાં કપડાં પહેરેલા એ ભીલ બાળકોને જોઈને મને બહુ જ આનંદ થયો.' ભીલસેવાને માર્ગે એક ડગલું આગળ ભરીને અમે હરખાયા.

ઠક્કરબાપા પાછા મુંબઈ સિધાવ્યા અને મેં પાછી કામગીરી હાથમાં લીધી. તે વખતે સખત તાપ પડતો હતો અને ભીલોની દશા વધારે બગડતી હતી. જરૂર મુજબ અમે વધારે મકાઈ અને ઘાસ વેચવા અને વહેંચવા માંડ્યાં, કપડાં પણ વધારે મેળવીને છૂટથી આપવા માંડ્યાં, અને તે સારુ વધારે સ્વયંસેવકો રોકી વધારે રાહતકેન્દ્ર અમે ઉઘાડ્યાં. આ અરસામાં નડિયાદના ચીમનલાલ નરખી[1] અમારા કાર્યમાં જોડાયા અને વરસો સુધી ભીલોની સેવામાં રોકાઈ રહ્યા.

આવાં ચાલુ કામ કરતાં મને કવચિત નવી ભીલશાળા સ્થાપવાનું મન થતું. એક દિવસ ભરબપોરે મીરાખેડીથી હું મુંડાહેડા ગામે ગયો ત્યારે ચોપાસ ઘણાં છોકરાંને રમતાં જોયાં અને ઢોરનો એક માંડવો સૂનો પડેલો દીઠો. કુદરતી ઉમળકાથી મેં બધાં છોકરાં પાસે ઢોરનો છાણપૂંજો સાફ કરાવ્યો અને ત્યાં જ તેમને બેસાડી ભણાવવા માંડ્યું. આવું કામ છોકરાંને અને તેમનાં વડીલોને ગમ્યું તેથી મેં તરત એક

---

૧. એ સાલમાં દુકાળનું કામ પૂરું થયા પછી ભાઈ નરખી ભીલસેવામાં ચાલુ રહ્યા. સન ૧૯૨૩માં ભીલ સેવામંડળની રીતસર સ્થાપના થઈ ત્યારે તેમાં ત્રણ વર્ષ માટે તે જોડાયા. સન ૧૯૨૭માં તેમાંથી છૂટા થયા પછી સન ૧૯૨૮માં અંત્યજ સેવામંડળમાં જોડાયા અને નડિયાદ કઠલાલ, બાનેર વગેરે સ્થળે હરિજન સેવાની પ્રવૃત્તિ કરી. સન ૧૯૩૨માં ખેડા જિલ્લા હરિજન સેવક સંઘની સ્થાપના થઈ ત્યારે તેના મંત્રી નિમાયા. સન ૧૯૩૯માં સંઘમાંથી ફારગ થઈને તેમણે સહકારી તેમજ અંગત ધંધાદારી પ્રવૃત્તિ આદરવા માંડી.

સ્વયંસેવકને તે ગામે મોકલીને શાળા કાયમ કરી. તે ગામના લોકો સાથે હું એટલો હળી ગયો કે કોઈ વાર ચાંદની રાતે બેચાર ભાઈઓ સાથે મોટા ઝાડ નીચે કંઈક પાથરીને સૂઈ જતો અને કોઈ ભીલ ભક્ત એકતારાના તાલ સાથે ભજન ગાતો, તે સાંભળતો ઊંઘી જતો.

મહિનાની આખરે ઠક્કરબાપા પાછા દાહોદ આવ્યા ત્યારે આ વધારેલો ખરચ જોઈને મને ઠપકો આપવા લાગ્યા : 'તને વહેવારનું ભાન જ નથી; ઉનાળો આવ્યો એટલે રાહતનો ખરચ તો વધે, તે જ વખતે નવી નિશાળ શું કામ કાઢી? દર મહિને હું બધું સરખું કરીને જોઉં છું ત્યારે તું પાછો બધું સખળડખળ કરી નાખે છે. હવે વધારાના ખરચની રકમ ક્યાંથી લાવીશું ?'

દર વખતે હું કંઈક કામ વધારું તેથી ઠક્કરબાપા જરા ચિડાય, ને છેવટે તેની રીતસર તેવડ કરે—આમ વખતોવખત ચાલતું. પછી થોડા જ દિવસમાં નવી સંસ્થાને પૂરા દિલથી અપનાવીને તે તેના રસિયા બનતા.

દાહોદથી અમદાવાદ જતાં-આવતાં હું ઘણી વાર વડોદરે ઊતરી ડા૦ સુમંત અને શારદાબહેનને મળતો. ગુજરાત કેળવણી મંડળની અનેક શાળાઓ ગુજરાત વિદ્યાપીઠે આગલી સાલ સંભાળી લીધી હતી. તેનાં પુસ્તકાલયો અને વ્યાયામશાળાઓ સ્થાનિક લોકના સહકારથી જ ચાલતાં હતાં. હવે મહિલા પાઠશાળા ચલાવવાની ભારે જવાબદારી મંડળને શિરે રહી હતી. શારદાબહેન વડોદરે રહેતાં હોવાથી મારા એકલાથી તેના કામને પહોંચી શકાતું નહોતું. ડા૦ સુમંતને ઘેર વારંવાર આ વિષયની ચર્ચા કરીને અમે ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ નામથી નવી સંસ્થા સ્થાપી તેને આ પાઠશાળા સોંપી દેવાનું વિચાર્યું.

તે મુજબ મેની આઠમી તારીખે સ્ત્રીકેળવણીમાં રસ લેતા અમદાવાદનાં સ્ત્રીપુરુષોની પહેલી સભા અમે મેળવી. બીજે જ દિવસે નવા મંડળનું બંધારણ પસાર કરીને તે મુજબ સભાસદ નોંધવાનું અમે શરૂ કર્યું. દીવાન મનુભાઈનાં પુત્રી હંસાબેન મહેતા શ્વેત વસ્ત્રોમાં સજ્જ થઈને ગાંધીજીની સજાને દિવસે અમદાવાદની કચેરીમાં આવેલાં ત્યારથી મેં તેમનો સંપર્ક સાધેલો. મેં તેમને નવા મંડળના સભ્ય થવા અને બધી રીતે સહાય કરવા વિનંતી કરી તે તેમણે ખુશીથી સ્વીકારી અને બીજા સભ્યો નોંધવામાં મદદ કરી. અમદાવાદના અને બહારગામના સભ્યો સારી સંખ્યામાં નોંધાયા પછી મંડળની સામાન્ય સભામાં (૧૩-૮-૨૨) કાર્યવાહક મંડળ ચૂંટાયું. તેણે પાઠશાળાના આશરે રૂા. ૩૭૮૦ના દેવા સાથે તેનો વહીવટ સ્વીકારવાનું ઠરાવ્યું. આમ આ કામના ભારમાંથી હું છૂટો થયો, અને તે સંસ્થા સુયોગ્ય ને સ્થાયી કાર્યવાહકોને સોંપતાં તેની ઉત્તરોત્તર પ્રગતિ નિશ્ચિત થઈ.

ખરો ઉનાળો બેઠો ત્યાં સુધીમાં મારું ઘર વળી મેં બદલ્યું હતું. વરસો સુધી નદીપાર રહ્યા પછી મારા કાર્યાલયનો શહેરી વાસ મને ન જ ગોઠ્યો. માર્ચની આખરથી પાલડીના હાલના બસ-સ્ટેન્ડની ઉત્તરના એક ખૂણા પર આવેલા, પતરાંની અગાશીવાળા, સારાભાઈ ડાહ્યાભાઈના મકાનમાં હું રહેવા ગયેલો. શહેરમાં હોઉં ત્યારે કોઈ વાર સુરતના જાણીતા કાર્યકર દા૦ સુમંત રાયજીનો જુવાન પુત્ર મનોજ[1] અને દાક્તરી શાળાનો તેનો સહાધ્યાયી ગિરીશ મુનશી[2] ઘણી વાર મારે ઘેર રાત રહેતા, તેથી મને આ હવડ ઘરમાં કંઈક ગમતું.

---

૧. મનોજ દા૦ સુમંતનો ભાણેજ છે. તેના પિતાને સુરતને ઘેર જતાં તેનું ઓળખાણ થયેલું.

૨. મુનશીના પિતા અમદાવાદના એક દવાખાનામાં નોકરી કરતા.

ઉનાળાની રજામાં આ જુવાનિયા સુરત ગયા ત્યારે એ ઘર મને ખાવા ધાતું.

ગુજરાતના રાજકારણમાંથી ફારગ થઈને અમદાવાદમાં ફરજિયાત નિવૃત્ત જીવન ગાળતાં હું કંઈક બેચેન બન્યો. જૂના સાથીઓ સાથે મતભેદને લીધે મારો રાજકીય આવેશ રૂંધાતાં હું ગૂંગળામણ અનુભવતો. અમારા રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય તરફથી પુસ્તકો પ્રકટ કરવાનું કામ નંદલાલ હોંશભેર કર્યે જતા. હું તેમાં રસ લઈને જરૂરી સલાહસૂચના આપતો. પણ તેમાં મારો થોડો જ વખત જતો. હવે એકલવાયું જીવન ગાળતાં તે ખાલીખમ લાગવા માંડ્યું. કદાચ પહેલી વાર સુખી ઘર અને કુટુંબજીવનની ભૂખ ક્વચિત મારા દિલને કનડતી. તેનું મારણ કરવાને હું મુંબઈ જઈ રોયલ એશિયાટિક સોસાયટીના પુસ્તકાલયમાંથી બુદ્ધના જીવન અને આદેશ વિષે દશબાર પુસ્તક લઈ આવ્યો. અમદાવાદના મારા સૂમસામ મકાનમાં તે વાંચવાની મજા ન પડે તેથી મે માસના ત્રીજા અઠવાડિયામાં સુરતમાં ડુમસને રસ્તે 'લાઈન્સ'ના કોઈ બંગલામાં રહેવાનું મન થયું. દા૦ કરસુખે કોઈ મિત્રના બંગલામાં રહેવાની સગવડ મને કરી આપી. એટલે નોકર આશારામ અને રસોઈનાં થોડાં સાધન લઈને એ બંગલામાં રહેવા ગયો.

સુરતની પ્રમાણમાં ઠંડી હવામાં કુદરતને ખોળે બાંધેલા આ સુંદર બંગલામાં રહેવાનું મને બહુ ગમ્યું. સવારે અને સાંજે ડુમસના સરિયામ રસ્તા પર કે પાસે તાપીને કિનારે હું ફરવા જતો. કોઈ વાર પાસેના 'રામનાથ ઘેલા' નામે ઓળખાતા મહાદેવના મંદિરમાં વિસામો લેતો અને આખો દિવસ બુદ્ધનાં પુસ્તકો વાંચતો. સાંજે ઘણુંખરું મનોજ, ગિરીશ અને તેમનો એક સંસ્કારી મિત્ર શિરીષ[1] મળવા આવતા તેમની

1. શિરીષ તે વખતે ૧૬ વરસનો કોડીલો, આશાવંત સાહિત્યપ્રેમી યુવક હતો. બે વરસ પછી ઇન્ટરમાં પાસ થઈ આગળ ભણવાની તૈયારી કરતો હતો ત્યારે તેનું અકાળે અવસાન થયું. હું તેને બહુ જ સુકુમાર અને મોજિલા યુવક તરીકે ચાહતો. તેના અવસાન પછી મને ખબર પડી

સાથે વાર્તાવિનોદ કરતો. સમી સાંજે સુરતી બિસ્કિટ અને ચા-ભૂસાનો નાસ્તો કરીને હું સંતોષ માનતો.

બુદ્ધના ગ્રંથો વાંચતાં ધીમે ધીમે મારા સંતપ્ત દિલમાં શાંતિ પસરવા લાગી. ઘણે વરસે ધાર્મિક સાહિત્ય વાંચતાં અસલી આધ્યાત્મિક ભાવના અંતરમાં જાગૃત થઈ. બુદ્ધના જીવન અને સંવાદોમાં તરી આવતો વૈરાગ્યભાવ મારા મનમાં સ્થિર થતો ગયો. સંસારના વિષય અને ઐહિક સુખતૃષ્ણા પરથી મનની વૃત્તિઓને પાછી ખેંચી લેવાનો, ઘર છોડીને ઘર વિનાના બનવાનો[1] તેનો સનાતન બોધ મારા મનમાં ઊંડો ઊતરતો ગયો. માત્ર કર્મના સિદ્ધાંતથી મને પૂરો સંતોષ થતો નહિ. સગુણ કે સાકાર બાહ્ય ઈશ્વરની કે કોઈ દૈવીશક્તિની પ્રાર્થના કરવામાં બુદ્ધની માફક હું પણ નહોતો માનતો. જગતના આદિ કારણ વિષે બુદ્ધ અજ્ઞાતવાદ ઉપદેશે છે, તેનો લાભ લઈને મારું મન આત્મા-પરમાત્માની જૂની સીડીએ ચડીને અદ્‌ભુત શાંતિ મેળવતું ગયું. વળી દરેક વિષયમાં ગાંધીજીના અંતિમ રાહથી જરા જુદો બુદ્ધનો મધ્યમ માર્ગ મને બહુ જ અનુકૂળ અને વહેવારિક લાગતો.

દા૦ સુમન્ત ત્યાં આવીને મારી સાથે થોડા દિવસ રહ્યા ત્યારે અમે ઘણી મોજ કરી. રોજ સાંજે રામનાથ ઘેલાની પાસે નદીતટે ફરવા જતા અને પારમાર્થિક ને સામાજિક વિષયની ચર્ચા કરતા. એક દિવસ અમે પગે ચાલતા ડુમસ ગયા ત્યારે ગામને નાકે જ અમદાવાદનાં લીલાબહેન મળ્યાં. બહુ આગ્રહ કરીને તે અમને પોતાને ઘેર લઈ ગયાં.

કે તે ચૌદ વરસની વયથી મજાનાં કાવ્યો રચતો અને 'છોટા કલાપી' થવાની આશા આપતો. તેનાં કાવ્યોનો સંગ્રહ તેના શોકગ્રસ્ત પિતાએ 'સૌદામિની' નામથી પ્રકટ કર્યો છે. આ ત્રણ મિત્રોની ત્રિપુટી કહેવાતી, તે પૈકી મનોજ રાયજી હાલ મુંબઈમાં અને ગિરીશ મુનશી અમદાવાદમાં નોકરીધંધો કરે છે.

૧. 'Leave the home for the homeless state.'

મારું જે રેખાચિત્ર તેમણે તાજું જ લખ્યું હતું તે તેમણે વાંચી સંભળાવ્યું. ત્યાંથી અમે દાક્તરના મામા વિનાયક[1] નંદશંકરને મળવા ગયા. સાંજે પાછા ચાલતા જ અમે સુરતને બંગલે પહોંચ્યા.

સુરતની આ સફર પહેલાં દા૦ ચંદુભાઈના આમંત્રણથી ગુજરાતના કાર્યકરોની એક નાની સભા ભરૂચમાં મળી. તેમાં હું દા૦ સુમન્તની સાથે ગયો. હિન્દ સેવક સમાજના ધોરણે ગુજરાતનું સ્થાયી સેવકમંડળ સ્થાપવાનો અમારો જૂનો વિચાર તે સભામાં ચર્ચાયો. ઘણા ભાઈઓ આવી સંસ્થા રચવા અને તેમાં જોડાવા ચાહતા હતા. છતાં સર્વ કાર્યકરો વચ્ચે પૂરી એકદિલીના અભાવે અને આર્થિક મુસીબતને લીધે આ કામમાં કંઈ પ્રગતિ થઈ નહિ.

સુરતની સફરથી પ્રફુલ્લ ચિત્તે હું અમદાવાદ પાછો આવ્યો ત્યારે ગાંધીજીના કારાવાસની ઘેરી અસર ચોપાસ દેખાવા લાગી એકંદર રાજકારણનો અને રચનાત્મક કાર્યનો પ્રવાહ સુસ્ત બન્યો હતો. આમ પ્રજાને તો જાણે આટઆટલાં વરસે સ્વરાજનો અમૃતપ્યાલો હોઠે આવેલો તે ચૌરીચોરાના અકસ્માતથી ઢોળાઈ ગયેલો લાગ્યો. ગાંધીજી છ વરસ માટે જેલમાં પુરાયા તેથી પ્રજા શોક અને નિરાશામાં ડૂબી ગઈ. કોંગ્રેસના કાર્યકરો ઝડપી બનાવોથી પહેલાં સ્તબ્ધ થયા. પછી આપબુદ્ધિથી વિચાર કરવા લાગ્યા, ત્યારે તેમનામાં ઉપસતા મતભેદ વખત જતાં વધારે ઊંડા અને સખત થતા ગયા.

બંગાળ અને મહારાષ્ટ્રના દેશભક્તો અસલથી જ રાજપ્રકરણમાં જહાલવૃત્તિ તેમજ સ્વતંત્રબુદ્ધિ સેવતા. ગાંધીજીની વિલક્ષણ નીતિ જેમ

---

૧. વિનાયક નંદશંકર તે ગુજરાતની પ્રથમ નવલકથા 'કરણઘેલો'નાં લેખક નંદશંકર મહેતાના પુત્ર અને વડોદરાના દીવાન મનુભાઈ નંદશંકરના ભાઈ. તેમણે નંદશંકરનું જીવનચરિત્ર લખ્યું છે. તે કાળે તેઓ યુ.પી.માં કમિશનરને દરજ્જે હતા.

ટિળકને અને અરવિંદને તેમ તેમના નવા અનુયાયીઓની ધર્મવૃત્તિને કે રાજકીય બુદ્ધિને માફક નહોતી. તેમણે જ અસહકારના આરંભે કલકત્તામાં ગાંધીજીના ત્રિવિધ બહિષ્કારની નીતિનો સખત વિરોધ કરેલો. દેશ સમસ્ત ગાંધીજીના નવા રાજકારણમાં ખેંચાયો ત્યારે તેમણે અંગત શંકાઓને બાજુએ મૂકીને પૂરા જોસથી નવી લડતમાં ઝુકાવેલું. પણ બારડોલીના બનાવો પછી તેમણે જેલમાંથી અને બહારના મિત્રો મારફત ગાંધીજીની લડતમોકૂફીની નીતિ પર સખત મારો ચલાવેલો. ગાંધીજી જેલની દીવાલો પાછળ લાંબા કાળ માટે અદૃશ્ય થયા પછી આ અગ્રેસરોએ અસહકારના સમગ્ર કાર્યક્રમ પર સખત પ્રહાર કરવા માંડ્યા. જૂનની ૬–૮ તારીખે લખનૌમાં ગાંધીજી-વિહોણી મહાસમિતિ પહેલી વાર મળી ત્યારે કોંગ્રેસમાં સખત મતભેદના સૂર સંભળાયા.

આ બેઠકમાં જે ભાષણો થયાં તેમાં રચનાત્મક કાર્ય પર અને સત્યાગ્રહની લડત પર બધાએ ફૂલ વરસાવ્યાં. કેટલાકે સત્યાગ્રહના પ્રણેતાની લાંબી ગેરહાજરી દરમ્યાન ધારાસભામાં અને બહાર વાસ્તવવાદી રાજકીય લડત ચલાવવાની હિમાયત કરી. પણ ગાંધીજીની પીઠ ફર્યા પછી ત્રણ જ મહિનામાં તેમના કાર્યક્રમ પર ઘા થતાં શ્રદ્ધાળુ જનતા વિફરી જાય એવી દહેશત ટીકાકારોને લાગી. તેથી સમિતિએ સરકારી દમનનીતિનો સખત વિરોધ કરીને સર્વાનુમતે એવો નિર્ણય કર્યો કે કોઈ પણ રૂપમાં સત્યાગ્રહ કરવાની જરૂર તો છે, પણ તેના ચોક્કસ સ્વરૂપનો કે એવાં કોઈ બીજાં પગલાંનો છેવટનો નિર્ણય કરવાનું મુશ્કેલ કામ મહાસમિતિની આવતી બેઠક પર મુલતવી રાખવું અને વચગાળામાં દેશમાં ફરીને એકંદર પરિસ્થિતિની તપાસ કરી, ભલામણ કરવાને થોડા સભ્યોને નીમવાની સત્તા પ્રમુખને આપવી. બીજે જ દિવસે પ્રમુખ હકીમ અજમલખાને મોતીલાલ નહેરૂ, વિઠ્ઠલભાઈ પટેલ, રાજગોપાલાચારી, દા૦ અન્સારી વગેરે સભ્યોની એક કમિટીની નિમણૂક કરી.

આ ઠરાવોની ખબર અમદાવાદમાં પડી ત્યારે તેમાં કંઈ ઊંડો ભેદ કોઈને જણાયો નહિ. વિઠ્ઠલભાઈ પટેલ મુંબઈ–પૂનાના મહારાષ્ટ્ર

પક્ષ સાથે ભળીને સીધી કે આડકતરી રીતે ધારાસભાવાદી રાજનીતિનો પ્રચાર કરતા હતા એ સર્વ જાણતા. પણ બીજા સર્વેને ગાંધીજીના શ્રદ્ધાળુ અનુયાયી તરીકે જ અમે ઓળખતા. એટલે આ કમિટીની નિમણૂકથી વિઠ્ઠલભાઈની કંઈ બાજી સફળ થવાનો જરાયે સંભવ ન લાગ્યો. ગુજરાતના બીજા સાથીઓની માફક હું પણ પાકો ગાંધીવાદી રહીને, નવી કમિટીની નિમણૂકથી જરાયે ગભરાયા વિના મારું નિશ્ચિત કાર્ય કર્યે ગયો.

જૂન માસમાં હું માસિક ક્રમ મુજબ પાછો દાહોદ ગયો ત્યારે મીરાખેડી આશ્રમના ચાલુ વિકાસથી હું પ્રોત્સાહિત થયો. પણ વિદ્યાર્થીઓ વધતાં મને સુશિક્ષિત ગૃહપતિની ખોટ લાગી. બાકી ઠક્કરબાપાના આદેશ મુજબ વિદ્યાર્થીઓના જીવનક્રમ અને આહારવિહારની સારી વ્યવસ્થા જોવામાં આવી. વરસાદ પડતાં રાહતકાર્ય સમેટવાનું કામ અમે હાથમાં લીધું. બને તેટલી શાળાઓ અને રેંટિયાવર્ગ કાયમ કરવાનું અને બને તેટલા સ્વયંસેવકોને તેમાં રોકવાનું અમે ઠરાવ્યું. જો ઠક્કરબાપા વધારાના ખરચની આનાકાની કરે તો નવી સંસ્થાઓને અંત્યજ કાર્યાલયમાં સામેલ કરવાનું અમે વિચાર્યું.

જુલાઈ માસમાં હું પાછો અમદાવાદ આવ્યો ત્યારે અમારી કાયમની સંસ્થાઓ ખીલવવા અને વધારવા પર હું એકાગ્ર થયો. થોડા જ દિવસમાં આશરે ૨૧ વરસના નાજુક બાંધાના એક તેજસ્વી જુવાન— ડાહ્યાભાઈ નાયક આચાર્ય ગિદવાણીની ચિઠ્ઠી લઈને મને મળવા આવ્યા. તેમની હકીકત મુજબ ૧૯૨૦ની આખરમાં તે સુરતમાં જુનિયર બી.એ.નો અભ્યાસ કરતા; ગાંધીજીની હાકલ સાંભળીને પ્રો૦ મંજુલાલ દવે અને અનાવિલ આશ્રમના બીજા ૩૬ વિદ્યાર્થી સાથે તેમણે કોલેજ છોડેલી; ૧૯૨૧માં મહાવિદ્યાલયમાં અને ત્યાંથી સ્વરાજ આશ્રમમાં જોડાયેલા; પછી સુરત જિલ્લામાં ખાદીકામ અને દારૂનિષેધની પ્રવૃત્તિમાં રોકાયેલા

અને તાજેતરમાં થોડા દિવસ વીરમગામની રાષ્ટ્રીય શાળામાં રહીને ત્યાં ન ફાવવાથી મારી પાસે યોગ્ય કામગીરી મેળવવા આવ્યા.

તે વખતે મારા મનમાં મીરાખેડીનો આશ્રમ રમી રહેલો હોવાથી મે તેમને પૂછ્યું : 'દાહોદથી દૂર ગામડે ભીલ વિદ્યાર્થીઓના આશ્રમમાં સંચાલકનું કામ માફક આવશે ?'

તેમણે ઘણી જ હોંસથી મારી સૂચના સ્વીકારી લીધો. તરત મેં તેમને મીરાખેડી આશ્રમમાં કામ સોંપવાને સુખદેવ પર કાગળ આપીને દાહોદ રવાના કર્યા. જુલાઈની ૧૨મી તારીખે તેમણે નવી કામગીરી સંભાળી લીધી. પછી મેં મીરાખેડીની મુલાકાત લીધી ત્યારે તેમને ત્યાં બરાબર ગોઠવાયેલા અને આશ્રમને ઉત્સાહથી ખીલવતા જોતાં આ નિમણૂક સાર્થક થયેલી લાગી.

તેવામાં જ અંત્યજ કાર્ય વિકસાવવાની એક નવી તક સાંપડી. સન ૧૯૧૭માં હોમરૂલ લીગની સભા ભરવાને હું અબ્રામા ગયેલો ત્યારથી તેના આગેવાન ડાહ્યાભાઈ સુંદરજી દેસાઈને અને સ્થાનિક કેળવણી મંડળના આચાર્ય અંબેલાલ પટેલ સાથે મારો પરિચય વધેલો. પછી અનેક વાર અબ્રામા અને ખરસાડ ગામે જતાં, એ બે ગામની અધવચમાં કુદરતી બહારમાં બાંધેલાં હાઈસ્કૂલનાં મકાનો મને બહુ ગમી ગયેલાં. હવે કેટલાક વખતથી કંઈક કારણસર એ હાઈસ્કૂલ બંધ પડી હતી, અને તેનાં મકાનો ખાલી હતાં. ત્યાં સુરત જિલ્લા માટે નવો અંત્યજ આશ્રમ સ્થાપવાનું મેં નક્કી કર્યું. તેને માટે લાયક શિક્ષક રામભાઈ પટેલ તરત મળી ગયા. સ્થાનિક કાર્યકરોના સહકારથી યોગ્ય બાળકોની ભરતી કરી નવો આશ્રમ શરૂ કરવાને તે અબ્રામા રવાના થયા. ત્યાં તેમણે અંત્યજ આશ્રમ ખોલવાની તૈયારી કરી, ત્યારે તેનું રીતસર ઉદ્ઘાટન કરવાની જરૂર લાગી. અકસ્માત સાથી મામા ફડકે અમદાવાદમાં આવી મળ્યા, ત્યારે તેમને જ મેં, આ નવી સંસ્થાની મંગળવિધિ કરવા વિનંતી કરી.

ઠક્કરબાપાની માફક મામા, પૈસાની બાબતમાં બહુ ચીવટ રાખતા. આ નવી સંસ્થાના ખરચની જોગવાઈ અમાગ અંદાજપત્રમાં નહિ હોવાથી તે ચૂકવવાની મુસીબત તેમને ખટકી. ખુલાસામાં મેં કહ્યું : કશીયે યોજના કોઈએ મંજૂર નહોતી કરી તેવે વખતે આટલી સંસ્થા શરૂ કરી હતી; તો હવે હજારોની રકમ રીતસર મળે છે ત્યારે બીજી સંસ્થામાંથી કંઈ કંઈ રકમ બચાવીને આ નવો આશ્રમ જરૂર ચલાવી શકીશું. આ શબ્દોથી મામાનું મન માન્યું તો નહિ પણ મારા પ્રત્યે આદરને લીધે તેમણે અબ્રામા જઈ નવો આશ્રમ ખુલ્લો મૂકયો.

નવા આશ્રમને પૂરતા વિદ્યાર્થી મળતાં વાર ન લાગી. નડિયાદ અને ગોધરાના આશ્રમમાં રહેતા સુરતના ઘણા અંત્યજ—ખાસ કરીને ખાલપા કોમના—વિદ્યાર્થી તરત અબ્રામા ગયા. બીજા પણ, તે જિલ્લાની અછૂત પ્રજામાંથી મળી આવ્યા. રામભાઈએ અને તેમનાં પત્ની કાશીબેને આશ્રમ ચલાવતાં બહુ મહેનત ઉઠાવી. બધાં બાળકોને તે પોતાનાં બચ્ચાંની માફક ઘણા જ વાત્સલ્યભાવથી પાળતાં. શરૂઆતમાં મીરાખેડી આશ્રમના આરંભે કવચિત નાની ચોરી થતી અને પથરા પડતા, તેવા કડવા અનુભવ અહીં પણ થયા. નવાસવા વિદ્યાર્થીઓની આવજાવની કનડગત તો હોય જ. વળી ચરોતરના વતનીને સુરત જિલ્લાનાં ગામડાંનો ખોરાક તરત ન ગોઠે. છતાં વીર દંપતીએ આ આશ્રમ પૂરી હિંમત અને એકનિષ્ઠાથી લગભગ દોઢ-બે વરસ સુધી ચલાવ્યો. દરમ્યાન કાશીબેન અકાળે ગુજરી ગયાં, તેથી સર્વને ભારે ખોટ પડી પછીથી એ આશ્રમ અબ્રામાથી નવસારી ખસેડવામાં આવ્યો ત્યારથી તેની પ્રગતિ થતી ગઈ.

તે જ અરસામાં ગોધરાની શાળાનો પણ વિકાસ કરવાનું બની શકયું. મામા ફડકે પોતાની સાથે થોડા અંત્યજ બાળકો રાખતા હતા. કાળક્રમે તેમને રીતસર અંત્યજ વિદ્યાર્થી આશ્રમ સ્થાપવાની જરૂર લાગી. મામા જ સર્વોત્કૃષ્ટ અંત્યજ સેવક હતા અને તેમની સંસ્થા અંત્યજ પ્રવૃત્તિનું મુખ્ય ધામ બને એમ હતું. તેથી શેઠ રૂસ્તમજીની રૂા. ૪૦,૦૦૦

ની સખાવતમાંથી ગાંધીજીએ સારો હિસ્સો ગોધરાના આશ્રમ માટે આપ્યો અને તે વડે તેનું પાકું મકાન બાંધવાની શરૂઆત થઈ.

અમરેલીના ખાદી કાર્યાલયને લાઠીના વણકરોનો સીધો સંબંધ થયેલો તેથી તે ગામમાં અંત્યજ શાળા આગલી સાલ સ્થપાઈ ને બંધ થયેલી. હવે તે શાળા પણ અંત્યજ કાર્યાલય તરફથી સજીવન કરવામાં આવી. સદ્ભાગ્યે આ કાળે જ આ પ્રવૃત્તિ માટે પ્રાંતિક સમિતિ તરફથી કંઈક વધારાની રકમ અમને મળી ગઈ. મામાના ગોધરાના આશ્રમનાં મકાનો બાંધવાને તેમજ અમારા કાર્યાલયના વધતા ખરચને પહોંચી વળવાને અમે થોડા વખતથી પ્રાંતિક સમિતિ આગળ ટહેલ નાખેલી. તે ઉપરથી સમિતિએ જુલાઈની ર૩મીએ, ગોધરાના અંત્યજ કાર્ય માટે મંજૂર થયેલી રકમમાંથી ગોધરાના આશ્રમ માટે જરૂરી નાણાં આપવાનું અને વધે તે અમારા કાર્યાલયને સોંપવાનું ઠરાવ્યું. નવા કામની સાથે નવી રકમ પણ મળી ગઈ તેથી અમે કંઈક નિશ્ચિંત થયા.

હવે નડિયાદના આશ્રમમાં વધારે રહેતા તેના પ્રાણરૂપ રઘાજી ભગતે તેમની ખાસ મુસીબત મારી આગળ રજૂ કરી. આગલી સાલ તેમના કુટુંબના ચાર છોકરાની સાથે તે આશ્રમમાં આવી રહેતા અને ત્યાં તેમનો સર્વેનો સુખેથી નિર્વાહ થતો. વૈરાગી રઘાજીને તેમના છોકરાની કેળવણી વિષે અમે નિશ્ચિંત કર્યા, તેથી તેમને કંઈ માસિક દરમાયો આપવાની જરૂર અમને લાગેલી નહિ પણ બીજા કાર્યકરોને માસિક વેતન મળે તો મને પણ દેવું ચૂકવવાને કંઈ કેમ ન મળે?–એ સવાલ રઘાજી વખતોવખત મારી આગળ મૂકતા. હવે જરા નવરાશ મળતાં, આ ભગતની માગણી બરાબર ચકાસવાને અમે બંને તેમને ગામ ગયા.

કપડવંજ તાલુકાના છીપીઆલ ગામમાં વાત્રક નદીની ઊંચી ભેખડ ઉપર બાંધેલા ભગતના છાપરામાં હું મોજથી એક દિવસ રહ્યો.

તેમનો શાહુકાર મને મળવાને ઝૂંપડાથી દૂર આવીને બેઠો અને રસ્તાજીના દેવાનો આંકડો બતાવ્યો. એ ભંગીના મહેમાનને બીજા કોઈ સવર્ણ તો શાના મળે? હું ત્યાં સાદું ચરોતરિયું ભોજન આરોગી અને રાતવાસો કરીને પ્રસન્નચિત્તે પાછો નડિયાદ આવ્યો અને ત્યારથી ભગતનો[1] રૂા. ૫ નો માસિક પગાર બંધાયો.

આ વખતે નડિયાદના આશ્રમમાં બે નવા સ્વયંસેવકો ખરા દિલથી કામ કરતા : ભીલ સેવક ભગવતપ્રસાદના ભાઈ ભાનુપ્રસાદ પંડ્યા અને અમદાવાદના વતની પ્રભાકર બિહારીલાલ.[2] ભાનુપ્રસાદ ખેડા જિલ્લાના ખડતલ યુવાન કંઈક ધાર્મિક ભાવનાથી પ્રેરાઈ ને અંત્યજ સેવામાં જોડાયા હતા. સાથી પ્રભાકર કંઈક સુકોમળ શરીર અને દિલના ભાવિક જુવાન હતા અને તે વધુ વખત આ કાર્યમાં ટક્યા હતા. આ બન્ને સવર્ણ જુવાનો અસ્પૃશ્ય બાળકોને આત્મભાવથી ચાહતા, પાળતા અને પોષતા. તેમની કામગીરી જોઈ ને હું ઘણો આનંદ પામતો, અને તેમની બિરાદરીથી ખેંચાઈ ને હું ઘણી વાર નડિયાદના આશ્રમમાં રાતવાસો કરતો.

૧. ભગતનો પગાર પછી દર સાલ વધતો ગયો. નડિયાદનો આશ્રમ સન ૧૯૨૪માં બંધ થયો ત્યારથી તે આજ સુધી 'નવજીવન' કાર્યાલયમાં તે કામ કરે છે.

૨. સન ૧૯૨૧ની આખરે ધોળકા તાલુકાનું પ્રચારકાર્ય છોડીને પ્રભાકર નડિયાદના અંત્યજ આશ્રમમાં જોડાયેલા. જમનાદાસ ભગત મંદવાડને લીધે ફારગ થયા તે પછી તેમના ભાઈ ચુનીલાલ થોડો વખત આશ્રમનું સંચાલન કરતા. સન ૧૯૨૨ના આરંભથી પ્રભાકર આશ્રમના વ્યવસ્થાપક તરીકે નિમાયા અને ભાનુપ્રસાદ તેમની સાથે કામ કરતા. તે વરસની આખરે ભાનુપ્રસાદ વીરમગામ તરફ કામ કરવા ગયા. પ્રભાકર સન ૧૯૨૩ના આરંભે અંત્યજ સેવામંડળમાં જોડાયા ને તે કાર્યમાં સન ૧૯૨૪ના એપ્રિલ સુધી કાયમ રહ્યા.

ચોમાસામાં દુકાળના કામની સાથે જ મારો તેમ ઠક્કરબાપાનો દાહોદનો વસવાટ પૂરો થાત. પણ વચગાળામાં એક વાર મીરાખેડી આશ્રમમાં થોડા દિવસ રહેતાં બાપાએ ભીલોના ઉદ્ધાર માટે 'ભીલ સેવામંડળ' જેવી કાયમની સંસ્થા સ્થાપવાનું વિચાર્યું. તે વિષે એક વિગતવાર યોજના સ્વયંસેવક નર્મદાશંકરને અંગ્રેજીમાં લખાવી તે ટાઈપ કરવા મુંબઈ મોકલી. પછી તરત તેનો અમલ તેમણે શરૂ કર્યો. દાહોદમાં જ થાણું નાખીને તેમણે દુષ્કાળરાહતના કાર્યાલયને નવા સ્થાપવા ધારેલા મંડળની કચેરીમાં ફેરવી નાખ્યું અને તે માટે જૂના ને નવા સ્વયંસેવકો રોકવા માંડ્યા.

રાહતકામ પતી જતાં અને અંત્યજ કાર્યાલયનું કામ થાળે પડતાં જે 'યુગધર્મ' માસિક મેં વિજયાદશમીથી–ઑક્ટોબર માસથી શરૂ કર્યું તેના ત્રીજા જ અંકમાં ઠક્કરબાપાની ભીલ સેવામંડળની વિગતવાર યોજના પ્રકટ થઈ.

આરંભમાં પછાત વર્ગને માટે સરકારે સ્થાપેલા ગોડસંબા અને દાહોદ( મુવાલીઆ )નાં બે વસતિગૃહોનો ઉલ્લેખ કરીને ઠક્કરબાપાએ લખ્યું : 'ગયા માર્ચ માસમાં મારે દુકાળનિવારણના કામ પ્રસંગે મીરાખેડી ભીલ આશ્રમમાં જવું થયું. ત્યાં એક બ્રાહ્મણ પતિપત્ની ભીલ બાળકોને શીખવતાં તથા કથા સંભળાવતાં તે જોઈને નીચે જણાવેલી ભીલ સેવામંડળ સ્થાપવાની યોજના સૂઝી આવી.' ભીલોમાં ગુરુ ગોવિંદે કરેલી જાગૃતિનો ઉલ્લેખ કરીને અને ૧૯૧૯ અને ૧૯૨૨ના દુકાળનો અનુભવ ટાંકીને તેમણે તેમની આર્થિક અને સામાજિક સ્થિતિનું વિગતવાર વર્ણન કર્યું : 'રક્ષક પોલીસખાતું તો તમામ ભીલને ચોર જ ગણે છે. સારું પાક્યું હોતું નથી ત્યારે જ કાયમ અધપેટે રહે છે અને પછી बुभुक्षितो किम् न करोति पापं? ( ભૂખ્યો માણસ કયું પાપ નથી કરતો ? )'

નવા મંડળની વિગતવાર યોજના રજૂ કરતાં તેમણે લખ્યું : 'દાહોદ અને ઝાલોદ તાલુકામાં વસતા ભીલ તથા પટેલીઆ (જે ભીલ જેવી જ પણ સહેજ ચડતી કોમ છે) અને જેમની કુલ વસતિ આશરે એક લાખની છે, તેમની સ્થિતિ સુધારવામાં સહાય કરવાના કામ માટે એક બંધારણવાળું મંડળ (મિશન) સ્થાપવાનું છે. આ સેવામંડળના પ્રમુખ તરીકે હિન્દ સેવક સમાજનો એક સભ્ય રહેશે... આ મંડળ માટે હાલ તરત જોઈતા બાર સેવકો તે પસંદ કરી કામમાં યોજશે અને ૮–૧૦ મધ્યસ્થ ગામડાં ચૂંટી કાઢીને દરેક ઠેકાણે એકેક સેવકને રાખશે. દરેક સેવકે ઓછામાં ઓછાં ત્રણ વર્ષ સુધી સેવા કરવા બંધાવું જોઈશે...

'મુખ્ય કાર્ય, ભીલોની સામાજિક તથા આર્થિક સ્થિતિ સુધારવા ઉપાયો યોજવાનું છે. રાજકીય ચળવળને કાર્યક્ષેત્રની બહાર રાખવામાં આવશે. કામની વિગત નીચે પ્રમાણે રહેશે :

(૧) ગાઢ સમાગમથી તથા ઉપદેશથી શારીરિક સ્વચ્છતાના વિચાર ફેલાવવા તથા દારૂ અને માંસભક્ષણથી તેમને દૂર કરવા...

(૨) શાહુકારોના જબરજસ્ત વ્યાજના પંજામાંથી ભીલોને બચાવવા; પોલીસ, જંગલ તથા મહેસૂલ ખાતાના નાના અમલદારોના ત્રાસમાંથી તેમને બચાવવા...

(૩) એક ગામ અથવા ફળિયાના લોકોની ચીજ તથા રોકડની જરૂરિયાત પૂરી પાડવાને પરસ્પર સહકારી મંડળીઓ કાઢવા કોશિશ કરવી.

(૪) ખેતીવાડી ઉપરાંત નવરાશના વખતમાં ધંધો મળે તે માટે સૂતર કાંતવાનું અથવા એવા જ બીજા ઘરગથ્થુ ધંધા માટે સગવડ કરી આપવી...

(૫) સાંજે ગામલોકોને ભેગા કરી તેમને રામાયણ, ભાગવત વગેરેની કથા સંભળાવવી...

(૬) ભીલ લોકોની રહેણીકરણી સંપૂર્ણ જાણી લેવા માટે અભ્યાસ બારીકાઈથી કરવો...

(૭) સાધારણ દવાઓનું એક નાનું સરખું દવાખાનું ચલાવવું.

(૮) ઢેડ, ચમાર ... અને એવી અસ્પૃશ્ય ગણાતી કોમના મિત્ર બનવું......'

પછી તેમણે બાર સ્વયંસેવકો અને એક પ્રમુખના અને તેમની કચેરી વગેરેના ત્રણ વરસના ખર્ચની ગણતરી કરીને કુલ રૂા. ૫૨,૦૦૦ ની માગણી પ્રજા સમક્ષ રજૂ કરી. છેવટે તેમણે લખ્યું : 'અનુભવથી આટલું તો કહી શકું છું કે જો આ કામને માટે ગુજરાતના યુવકવર્ગમાંથી બાર એવા સેવકો નીકળી આવશે કે જેઓ ભીલભાઈઓની ઓછામાં ઓછાં ત્રણ વર્ષ સુધી સેવા કરવાનું વ્રત લેશે તો પૈસા તો જરૂર મળી રહેશે.'

આ યોજના ગુજરાતીમાં લખીને મને ઠક્કરબાપાએ મોકલી ત્યારે તો તેમણે રીતસર નવા મંડળની કચેરી દાહોદમાં ખોલી દીધી હતી અને સુખદેવ વગેરે સ્વયંસેવકોની સહાયથી તેમનું જીવનકાર્ય શરૂ કરી દીધું હતું.

ઠક્કરબાપા ભીલોની સર્વાંગી સેવા અને ઉન્નતિ કરવાની યોજના ઘડતા હતા તેવામાં હું દાહોદ ગયો. મબલખ વરસાદથી ધરતી અને ભીલો લીલા થયા હતા. હું ટાઢીશાળીને દિવસે દાહોદ પહોંચ્યો ત્યારે ગોકળઆઠમ ઊજવવાની તૈયારી શહેરમાં ચાલતી હતી. જન્માષ્ટમીના શહેરી ઉત્સવ તો મેં ઘણા જોયેલા. સવારથી દાહોદનાં વૈષ્ણવ મંદિરોમાં અને ઘરેઘરમાં જે પૂજા–દર્શન ચાલી રહ્યાં તેમાં મને કંઈ રસ નહોતો.

આઠમની સવારથી જ ભીલોનાં ટોળેટોળાં દરેક ભાગોળેથી શહેરમાં ઊતરી આવતાં જોઈ ને મને નવાઈ લાગી. દિવસ ચડતો ગયો ત્યારે હજારો ભીલ સ્ત્રી-પુરુષ-બાળકોથી દાહોદનાં બજાર અને રસ્તા ચિકાર ભરાઈ ગયાં. ગઈકાલે દુખિયારા દેખાતા ભીલો આજે તો આછાં કપડાંના અને ભરપૂર આનંદોત્સાહના વાઘા સજીને ચોપાસ ઘૂમવા લાગ્યા. મોટેરા લંગોટી પર નાનીમોટી પછેડીઓ ઓઢીને ને માથે ફાળિયું બાંધીને ફરતા.

સ્ત્રીઓ અને કુમારિકાઓ રંગબેરંગી ઘાઘરા–કાપડાં પહેરીને ઊંચા સૂરે ભીલોડી ગીત ગાતી. જુવાનિયા કાનમાં ને માથામાં ભાતભાતનાં ફૂલ-પાન ખોસીને પાવાના મીઠા સરોદથી શેરીઓ ગજાવતા. કૃષ્ણ જેવા શામળા તરુણો અને તરુણીઓ આંખે કાજળ આંજીને અને મદમસ્ત બનીને જાણે કામદેવનો ઉત્સવ માણવા લાગ્યાં

સાંજ પડતી ગઈ તેમ ભીલપ્રજા આનંદને હિલોળે ચડી. શહેરની બધી ભાગોળે વિશાળ ચોગાનમાં સેંકડો જુવાનો અને જુવતીઓને હાથમાં હાથ મિલાવી ઢોલકના તાલ સાથે કુંડાળામાં ફરતાં, ગાતાં, નાચતાં અને કૂદતાં મેં જોયાં ત્યારે મારું દિલ પ્રેમાનંદથી છલકાઈ ગયું. આવાં નિર્દોષ મનુજબાળની જીવનભર સેવા કરવાની તમન્ના અંતરમાં ઊછળી રહી.

ભીલ સેવામંડળ રીતસર સ્થાપવાની તૈયારીઓ દાહોદમાં ચાલી રહી હતી તેવામાં જ અંત્યજોની કાયમી સેવા માટે પણ એક મંડળ નડિયાદમાં સ્થાપવામાં આવ્યું. સન ૧૯૨૧માં અંત્યજ કાર્યાલયના નામથી અંત્યજોની અને ભીલની સંસ્થાઓ સ્થાપીને મેં તેને માટે વિદ્યાપીઠની મદદ મેળવેલી. સન ૧૯૨૨ દરમ્યાન મામા ફડકે, ઠક્કરબાપા અને બીજા અનેક સાથીઓ આ કામમાં આવી મળ્યા, તેથી આ સંસ્થાઓનાં કાયમી સંચાલન માટે રીતસર મંડળ સ્થાપવાની જરૂર લાગી.

આ વિષે નિર્ણય કરવાને અમારી સંસ્થાના સર્વે કાર્યકરો નડિયાદના અંત્યજ આશ્રમના મકાનમાં ૧૬–૧–૨૩ના રોજ મળ્યા ત્યારે તેમણે, ‘અંત્યજ સેવામંડળ’ સ્થાપવાનું અને અંત્યજોની સેવા ત્રણ વર્ષ સુધી કરવાની પ્રતિજ્ઞા લે તેમને આ મંડળમાં દાખલ કરવાનું ઠરાવ્યું. તેના પ્રમુખ તરીકે ઠક્કરબાપા અને મંત્રી તરીકે હું ચૂંટાયા.[1]

---

૧. ઉપરાંત આ સંસ્થામાં નીચેના કાર્યકરો જોડાયા: મામા ફડકે (ગોધરા અંત્યજ આશ્રમ), મનસુખરામ કાશીરામ પંડ્યા (પહેલા નિરીક્ષક), રામપ્રસાદ વ્યાસ (ગોધરા આશ્રમ), ચુનીલાલ ભગત (નડિયાદ શાળા) પ્રભાકર બિહારીલાલ (નડિયાદ આશ્રમ), રામભાઈ પટેલ અને કાશીબહેન રામભાઈ પટેલ (બંને અમ્રામા આશ્રમ).

ભીલોની સેવા માટે ભીલ સેવામંડળ જેવી સંસ્થા સ્થપાયેલી હોવાથી મીરાખેડી આશ્રમનો વહીવટ તે મંડળને સોંપવામાં આવ્યો. અંત્યજ કાર્યાલયની બાકીની સંસ્થાઓ તેનાં મકાન અને માલસામાન સાથે અંત્યજ સેવામંડળને સોંપાયાં. તે સંસ્થાઓના નિભાવ માટે કુલ ખરચનું અંદાજપત્ર પ્રાંતિક સમિતિને સુપરત કરવામાં આવ્યું. સમિતિએ ફેબ્રુઆરીની ૧૯મીની સભામાં આ મંડળની માગણી મુજબ કુલ રૂ. ૨૨૧૮૦ મંજૂર કર્યા.[1]

વરસેકથી દલિતસેવાની જે પ્રવૃત્તિ હું કરતો તેને આઝાદીની લડતના અંગરૂપ જ હું ગણતો. છતાં સીધી રાજકીય લડતના આવેશનો આતશ નિરંતર મારા દિલમાં ધૂંધવાયા કરતો. સન ૧૯૨૨ની આખરે અનુકૂળ સંયોગો સાંપડતાં તે ઓચિંતો ભભૂકી ઊઠયો અને શીળું સેવા-કાર્ય છોડી હું નવે પંથે પડયો.

૧. આ મંડળ અને તેના ખરચની આવી વ્યવસ્થા સન ૧૯૩૩ સુધી ચાલુ રહ્યાં. તે સાલમાં ગાંધીજીએ ‘હરિજન સેવક સંઘ’ની સ્થાપના કરી ત્યારે તે સર્વ સંસ્થાઓનો વહીવટ નવા સંઘે સંભાળી લીધો.

## ૫. કારાવાસને માર્ગે

સન ૧૯૨૨નું ચોમાસુ પૂરું થવા આવ્યું ત્યારે પ્રાંતિક સમિતિના મંત્રીપદનું રાજીનામું આપ્યે એક વરસ થયું. તે વખતે રાજકારણમાં પલટો આવતાં ફરીથી તેમાં ઝંપલાવવાની મને ફરજ પડી.

વલ્લભભાઈ સાથે સ્વભાવભેદથી અગાઉ રાજકાજમાંથી હું ફારેગ થયેલો. હવે તેમના જ આગ્રહથી ફરી વાર હું તેમાં સામેલ થયો.

કોંગ્રેસના પ્રમુખે નીમેલી સત્યાગ્રહ કમિટીના પ્રવાસ અને કામગીરીના જે હેવાલ અમદાવાદમાં મળતા ગયા તે પરથી તેના પરિણામ વિષે અમંગળ શંકા વધતી ગઈ. હવે વિઠ્ઠલભાઈ સત્યાગ્રહનો બધો સ્વાંગ છોડીને ચોખ્ખી રીતે કોંગ્રેસની નીતિ બદલવા વિષે અને ધારાસભાનો જંગ ખેલવા વિષે સર્વે સાક્ષીઓને સવાલો પૂછતા. ઑગસ્ટ માસમાં આ કમિટી અમદાવાદ આવી ત્યારે ઘણા કાર્યકરોની માફક મને પણ તેની આગળ જુબાની આપવાનું આમંત્રણ મળ્યું. મેં મારા વિચારોનો મુસદ્દો ઘડીને કમિટીને સાદર કર્યો અને પછી મૌખિક જુબાની આપવા હું તેની સમક્ષ હાજર થયો.

વલ્લભભાઈ સાથે મારા મતભેદની અને પ્રાંતિક સમિતિના મંત્રીપદના મારા રાજીનામાની કંઈક હકીકત વિઠ્ઠલભાઈ જાણતા હતા. તે

પરથી તેમણે મારી પાસેથી કંઈક નવા ધારાસભાવાદી વિચારની જે આશા રાખી હશે તે મારા નિવેદનથી મેં નાબૂદ કરી. હું પહેલાંના જેવો પાકો અસહકારી રહ્યો હતો તેમજ ગાંધીજીની ગેરહાજરીમાં તેમના આદેશનો ડંકો જોરશોરથી વગાડવાની મારી ખાસ ફરજ સમજતો. તેથી મેં કમિટી આગળ ધારાસભાના સંપૂર્ણ બહિષ્કારની ઝનૂની હિમાયત કરી. તેની સાથે સત્યાગ્રહની લડત માટે દેશને તૈયાર કરવાની પણ મેં ભલામણ કરી.

આ ભૂમિકા પરથી મને હઠાવવાને વિચક્ષણ વિઠ્ઠલભાઈએ કોશિશ કરી તે નિષ્ફળ નીવડી. વલ્લભભાઈ સાથે અમુક કાર્યની વહેવારિકતા વિષે જ મારે મતભેદ હતો પણ આ મૂળભૂત સિદ્ધાંત પરત્વે હું તેમની સાથે સોએ સો ટકા સમંત હતો એમ મેં કમિટીને સાફ જણાવ્યું.

કેટલીક ગૌણ બાબતોમાં મેં નવી ભાત પાડી. તે વખતે કૉંગ્રેસના અગ્રેસરો શહેરની સુધરાઈઓની ચૂંટણી એક કે બીજે નામે લડતા અને તેનો અંકુશ મેળવવાને કોશિશ કરતા. હવે મેં ખેડૂતોના હિતનું રક્ષણ કરવાની અને ગ્રામપ્રદેશ ખીલવવાની દૃષ્ટિથી લોકલ બોર્ડની ચૂંટણી લડવાની ખાસ ભલામણ કરી. તે જ પ્રમાણે સહકારી તંત્રમાં તવંગર ને ગરીબ વચ્ચે સમાનતા અને ન્યાયનું તત્ત્વ વધારે સચવાતું હોવાથી હું તેનો પાકો હિમાયતી હતો. ખાસ કરીન ગામડાંમાં સરકાર તરફથી સ્થપાતી સહકારી મંડળીઓનો પૂરો લાભ લેવાની અને તેના પર પાકો કાબૂ જમાવવાની મેં સૂચના કરી. પણ આ બંને સંસ્થાઓની ચૂંટણીની લડત પરથી મને ધારાસભાની લડત સુધી ખેંચવાના વિઠ્ઠલભાઈના બધા પ્રયાસો મેં વ્યર્થ બનાવ્યા.

વલ્લભભાઇ વગેરે ઘણાખરા અગ્રણીઓ તો આ કમિટીને ફારસરૂપ જ ગણતા. તેમની અને તેમના ભાઈ વચ્ચે આ બાબતમાં પૂરો મતભેદ પડ્યો હતો. છતાં ગુજરાતમાં ગાંધીવાદી વિચારસરણીની લોકપ્રિયતા પુરવાર કરવાને તેમણે કૉંગ્રેસના બહિષ્કારના ધોરણસર અણિશુદ્ધ

જુબાની આપી છતાં ગુજરાતમાં હવે કમિટી આગળ જે જુબાનીઓ પડી તેમાં સંપૂર્ણ એકમતો ન રહી. પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ, વામનરાવ મુકાદમ વગેરે કેટલાક મિત્રોએ સરકારી સંસ્થાઓના સંપૂર્ણ બહિષ્કારની નીતિ વાંઝણી અને નુકસાનકારક ગણીને હિંમતભેર ધારાસભાની ચૂંટણી લડવાની હિમાયત કરી. આ કમિટીના કારસ્થાનથી આવા મતભેદ ગુજરાતમાં દેખા દીધી, તે વલ્લભભાઈને ન ગમ્યું. છતાં કોંગ્રેસે નીમેલી કમિટી આગળ બધા મતની છણાવટ થાય તેને રોકી પણ કેમ શકાય ?

કોંગ્રેસની તપાસસમિતિ આવો પ્રવાસ દેશભરમાં ખેડીને નવા પક્ષને ઉત્તેજન આપતી ગઈ. તે પરથી ગાંધીજીના કાર્યક્રમમાં જરાયે ફેર ન કરવા ઇચ્છતાં ચુસ્ત ના–ફેરવાદી[1] મંડળોમાં બેચેની ફેલાવા લાગી. ઑક્ટોબરની ૩૦મી તારીખે આ કમિટીનો હેવાલ પ્રકટ થયો ત્યારે તો જાણે રાજકીય બૉંબ ફાટ્યો હોય એવી સનસનાટી અમદાવાદનાં કોંગ્રેસી વર્તુલોમાં ફેલાઈ ગઈ.

કમિટીના હેવાલના પહેલા ખબર મને વલ્લભભાઈએ જ આપ્યા. ખમાસા ગેટના તેમના નવા ઘર પાસે અકસ્માતથી મને મળતાં તેમણે મને અત્યંત મમતાથી પાસે બોલાવીને કહ્યું : ‘આજે રાજાજીનો તાર આવ્યો છે. સત્યાગ્રહ કમિટીના ત્રણ સભ્યો, પ્રમુખ હકીમ અજમલખાન પોતે, મોતીલાલ નહેરુ અને વિઠ્ઠલભાઈએ ધારાસભાનો બહિષ્કાર રદ કરી તેની ચૂંટણી લડવાની ભલામણ કરી છે; બીજી બાજુ રાજાજી, કસ્તૂરી રંગ આયંગર અને ડૉ૦ અનસારી જૂના બહિષ્કારના કાર્યક્રમમાં મક્કમ રહ્યા છે; હવે ગાંધીજીનો પક્ષ ખરેખર જોખમમાં આવી પડ્યો

૧. ‘ના–ફેરવાદી’ શબ્દ તે વખતે બહુ પ્રચલિત થયો. અસહકારના કાર્યક્રમમાં ફેરફાર ચાહનારા ધારાસભાવાદી અને પછી સ્વરાજવાદી તરીકે ઓળખાતા. જે પૂરા અસહકારવાદી હતા તે ના–ફેરવાદી તરીકે પંકાયા.

છે. એ પક્ષની વચ્ચે આગામી મહાસમિતિમાં ને છેવટે ગયાજીની કૉંગ્રેસમાં જંગ જામશે, તેમાં તમારે ગાંધીજીના પંથની પડખે પૂરી તાકાતથી ઝૂઝવું પડશે.'

મારા વડીલ મિત્રનાં આવાં ભાવિક વચનો સાંભળતાં મારા અંતરનાં ઊંડાણમાં સ્થગિત થયેલી ગાંધીભક્તિ સફાળી ઊભળી ઊઠી. ગાંધીજીના કારાવાસને લીધે તેમના અસહકારધર્મનો લોપ થાય એ મને અસહ્ય લાગ્યું. એક ક્ષણની પણ આનાકાની કર્યા વિના મેં ગાંધીજીનો ઝંડો ફરકતો રાખવાને બનતી જહેમત ઉઠાવવાની વલ્લભભાઈને ખાતરી આપી. એક વર્ષના ગાળા પછી હું રાજકાજમાં પાછો જોડાયો. ત્યારથી જાહેર ભાષણો કરીને અને 'યુગધર્મ'માં લેખો લખીને મેં ના-ફેરવાદનો પ્રચાર કરવા માંડ્યો.

નવેમ્બર માસમાં ચિત્તરંજન દાસ જેલમાંથી છૂટ્યા. થોડા જ દિવસમાં તેમણે એક બુલંદ જાહેરાત કરીને ધારાસભાવાદી પક્ષને ટેકો આપ્યો. તેમણે ૧૯૨૦ની કલકત્તાની ખાસ કૉંગ્રેસની ચર્ચાઓમાં જે કહ્યું હતું, તેનો હવે જોરશોરથી પોકાર કર્યો: 'આજ સુધી આપણે બહારથી ધારાસભાનો બહિષ્કાર કરીને ધારાસભાની પ્રતિષ્ઠા ઘટાડી છે, છતાં તે હજી કાયમ રહી છે. હવે કાળબળને અનુસરીને તેની અંદર દાખલ થઈ, તેનો બહિષ્કાર કરવાની આપણી ફરજ રહેશે; સરકારે નવી ધારાસભારૂપી એક બુરખો પહેર્યો છે તેને ચીરીને તેનું ખરું સ્વરૂપ રોશન કરવાની આપણી ફરજ છે.'

દાસની આ જાહેરાતની ચોપાસ વીજળિક અસર થઈ. સત્યાગ્રહ કમિટી સરખે ભાગે વહેંચાઈ હતી. હવે કૉંગ્રેસના પ્રમુખ[1] દાસ ધારાસભાના પલ્લામાં બેસી ગયા, તેથી પ્રજામત પર તેની નિર્ણાયક અસર પડવાનો સંભવ દેખાયો.

---

૧. આગલી સાલ પ્રમુખ ચૂંટાયા પછી તે જેલમાં ગયા તેથી આપોઆપ તે આવતી કૉંગ્રેસના પ્રમુખ ચૂંટાયેલા ગણાયા.

બે પક્ષની વચ્ચે પહેલો જંગ થોડાં અઠવાડિયાંમાં નવેમ્બરની ૨૮મીએ કલકત્તાની મહાસમિતિની સભામાં થવાનો હતો. હું તે સમિતિનો સભાસદ ચૂંટાયેલો હતો. વલ્લભભાઈના આગ્રહથી ત્યાં જવાનું નક્કી કર્યું. શંકરલાલની ગેરહાજરીમાં તેમના નાના ભાઈ ધીરજલાલે સફરના ખરચ વિષે મને નિશ્ચિંત કર્યો. ગુજરાતના બીજા સભ્યો સાથે હું કલકત્તા ગયો.

દાસબાબુના પ્રમુખપણા નીચે તેમના ઘરમાં કેટલાય દિવસ સુધી કમિટીના હેવાલ પર ઉગ્ર ચર્ચા ચાલી. દેશભરના કેટલાયે મિત્રોને સામે પક્ષે ઝૂકતા જોઈ હું દુઃખી થયો. જે ચુસ્ત ના–ફેરવાદી રહ્યા તેમની સાથે નવી બિરાદરી જામી. કમિટીમાં જુદા જુદા વક્તા પોતપોતાના પક્ષનું સમર્થન કરતા ગયા. કોઈ ખૂબ આવેશથી બોલતા તો કોઈ ધીરજથી સમજાવતા. બંને પક્ષને ચર્ચામાં સરખી તક આપવામાં આવી. છેવટે મહિના પછી મળવાની કોંગ્રેસની બેઠક પર આખરી નિર્ણય મુલતવી રાખવામાં આવ્યો.

આ કોંગ્રેસ ગયા શહેરથી થોડા માઈલ દૂર, બૌદ્ધ મંદિર પાસે, ગોમતીનદીને કિનારે બાંધેલા મોટા મંડપમાં મળી. પ્રેક્ષકની દૃષ્ટિથી બે જૂથ ખાસ ધ્યાન ખેંચતાં. તે વખતે લડાયક અકાલીઓ, શીખ ગુરુદ્વારાનો કબજો લેવાને અને કીરપાણ ધારણ કરવાના હક માટે મરણિયો અહિંસક જંગ ખેલી રહ્યા હતા. કાળા સાફા અને કીરપાણ ધારણ કરી અકાલીઓનું મોટું જૂથ ‘સત્ શ્રી અકાલ’ની બુલંદ ઘોષણા કરતું ત્યાં આવી પહોંચ્યું. કોંગ્રેસનગરમાં રોજ સરઘસ[1] કાઢી પડછંદ જવાંમર્દોનું અકાલીદળ વખતોવખત સર્વેનું ધ્યાન ખેંચતું અને ગાંધીવાદી સત્યાગ્રહ માટે નવીન શ્રદ્ધા પ્રેરતું.

---

૧. કોંગ્રેસની બેઠક દરમ્યાન શીખગુરુના જન્મદિન પ્રસંગે અકાલીઓએ ભવ્ય સરઘસ કાઢીને તેમની બુલંદ ઘોષણાથી વાતાવરણ ગજાવી મૂકેલું અને ‘કડાપ્રસાદ’ સર્વેને છૂટે હાથે વહેંચીને સર્વેને પ્રસન્ન કરેલા.

બીજું જૂથ દરબાર ગોપાળદાસની આગેવાની નીચે તેમની ઢસા—રાયસાંકળી ગામની રાસમંડળીનું હતું. સફેદ ખાદીના કાઠિયાવાડી ચૂડીદાર ચોરણા અને બંડીમાં સજ્જ થયેલા એ ખેડૂતો વિવિધ રસનાં ગીત ગાતે ગાતે અને અટપટી ફેરફૂદડી ફરતે ફરતે જે કલામય સુંદર રાસ લેતા તે જોઈ ને સર્વે મુગ્ધ થતા. માત્ર કોઈ કોઈ વાર કોઈ ગુજરાતીઓ—

'એક વાર આવો રે,
ગરવા ગાંધીજી....'

—એવો ગરબો છેક જ દુખિયારા અને દયાજનક સૂરે ગાતા ત્યારે મને શરમ આવતી. દા૦ ચંદુભાઈ આ ગરબાની સખત ટીખળ કરી અમને હસાવી મૂકતા. તેમણે જ આ ગરબાના ઉપાસકોને બે બોલ કહીને તે બંધ રખાવ્યો.

કોંગ્રેસપ્રમુખ દાસબાબુએ સ્પષ્ટ શબ્દોમાં અસહકારી બહિષ્કાર-નીતિનું ખંડન કરીને ધારાસભા પક્ષનું સમર્થન કર્યું. વિષયવિચારિણી કમિટીમાં તેમજ ખુલ્લી બેઠકમાં બે પક્ષની વચ્ચે તુમુલ વાગ્યુદ્ધ જામ્યું. ના–ફેરવાદી પ્રતિનિધિઓની ખાસ સભા મળી તેમાં સંયુક્ત પ્રાંતના પંડિત સુંદરલાલને અને મને તેના મંત્રીઓ નીમવામાં આવ્યા. અમારા પક્ષ તરફથી રાજાજીએ ખરી કેડ બાંધી અને દાસબાબુની સામે બાથ ભીડી.

દાસબાબુની દલીલ રાજકીય વાસ્તવવાદ પર રચાયેલી હતી. જો રાજકીય સ્વરાજ આપણને જોઈએ છે તો તે માટે ધારાસભા જેવી રાજકીય સંસ્થાનો બનતો ઉપયોગ કરવો જ જોઈએ,—પછી અનુકૂળ સમયે સત્યાગ્રહ જેવી કોઈ લડત લેવામાં જરાયે બાધ ન જ આવે.

રાજાજીની દલીલ ધાર્મિક ભૂમિકા પર રચાયેલી હતી. સરકાર નાપાક છે તો તેની બધી સંસ્થાઓનો બહિષ્કાર કરવો જ જોઈએ અને પ્રજાશક્તિને ધારાસભાની દિશામાં વેડફી નાખવાને બદલે તેને ફરી વાર જાગૃત કરીને સીધી લડતને માર્ગે સત્વર વાળવી જોઈએ.

પ્રાકૃત ભાષામાં અમે કહેતા કે ધારાસભાવાદીઓને સરકારી મહેલમાં જઈને આરામ કરવો છે, ત્યારે અમે જેલમાં જઈને વહેલું સ્વરાજ લાવીશું.

ચર્ચા જોરશોરથી બંને પક્ષે જામતી ગઈ ત્યારે તેના અંતિમ પરિણામ વિષે મનમાં શંકા પડતી. પણ થોડી જ વારમાં જેલમાં વિરાજતા ગાંધીજી તરફનો ભક્તિભાવ સર્વે પ્રતિનિધિઓમાં નવેસર ઊભળી ઊઠયો. વળી, રાજાજીએ ધારાસભાના બહિષ્કારના ઠરાવમાં ચાર માસમાં—અર્થાત્ ૩૦મી એપ્રિલ સુધીમાં—સત્યાગ્રહની લડત લેવાને દેશને તૈયાર કરવાની હાકલ કરી. જેલની તૈયારી કરનાર ગાંધીવાદીઓને મુકાબલે ખુરશીભૂખ્યા ધારાસભાવાદીઓ ઝાંખા પડયા અને રાજાજીનો ઠરાવ સંગીન વધુમતીથી પસાર થયો.

ગયાજી છોડતાં પહેલાં જ દાસબાબુએ પ્રમુખપદનું રાજીનામું આપીને કૉંગ્રેસના નિર્ણયનો સખત વિરોધ કર્યો. વળી, ધારાસભાવાદીઓની સભા ભરીને તેમણે નવા 'સ્વરાજ પક્ષ'ની સ્થાપના કરી. હવે દાસબાબુ જેવા પ્રતાપી અગ્રેસરના નવા પક્ષની સામે આવતા વરસમાં લડત ચલાવવાની અને બને તેટલા સ્વયંસેવકો ચાર મહિનામાં ભરતી કરી સત્યાગ્રહની લડત ઉપાડવાની ગંભીર જવાબદારી અમારે માથે આવી પડી.

કૉંગ્રેસની બેઠક દરમ્યાન બુદ્ધના પૂજક તરીકે હું તેમનું દર્શન કરવા ગયો. બુદ્ધની ભવ્ય પ્રતિમા મને બહુ જ પ્રિય અને પ્રેરક લાગી. મંદિરના ચોગાનમાં ઊભેલા બોધિવૃક્ષ નીચે બુદ્ધે ધ્યાન કર્યું હશે કે નહિ; છતાં તેને જોતાં અને ત્યાંથી ચાલતા તેમને દરેક પગલે ખીલેલાં કમળનાં પ્રતીક નિહાળતાં, બુદ્ધભક્તિ મારા દિલમાં જાગૃત થઈ. આ મંદિરની યાત્રાથી પરમ શાંતિ મેળવીને મેં ગયાજીની વિદાય લીધી.

હવે દેશભરના સાથીઓ સાથે મળીને ના-ફેરવાદનો વિજયડંકો વગાડવામાં અને સત્યાગ્રહની લડત આદરવામાં હું અદમ્ય ઉત્સાહથી સામેલ થયો. કોંગ્રેસના ઠરાવોનો અમલ કરવાને પ્રાંતિક સમિતિ ૧૯૨૩ના જાન્યુઆરીની ૧૩મી તારીખે મળી ત્યારે ગુજરાતભરમાં ૩૦મી એપ્રિલ સુધીમાં સત્યાગ્રહ માટે ૩૦૦૦ સ્વયંસેવકો ભરતી કરવાનું અને તે કાર્ય માટે રૂા. ૧૦૦૦ મંજૂર કરવાનું નક્કી થયું. બીજે દિવસે આ કાર્ય પાર પાડવાને જે ખાસ પ્રચાર અને પ્રકાશન સમિતિ નિમાઈ તેના સભાસદ તરીકે અબ્બાસ તૈયબજી, ડા૦ ચંદુલાલ દેસાઈ, અમૃતલાલ શેઠ, કલ્યાણજી મહેતા, નંદલાલ શાહ અને મણિલાલ કોઠારીને નીમવામાં આવ્યા અને મને તે કમિટીનો મંત્રી નીમવામાં આવ્યો.[1]

આવા ગંભીર રાજકીય આંદોલનનો બોજો મેં ઉઠાવી લીધો તેથી બીજાં કામને ગૌણ ગણીને હું નવા કામમાં પૂરા દિલથી લાગી ગયો.

પ્રથમ તો અમારી નવી કમિટીની સભા મેં મેળવી. મહાસભાના મુખ્ય ઠરાવ અને સ્વયંસેવકોના ભરતી વિષે જરૂરી પત્રિકા અને નાનાં-મોટાં ભીંતપત્રો તૈયાર કરવાને જરૂરી સત્તા મને કમિટીએ આપી. મારા મિત્ર અને કલાકાર રવિશંકર રાવળે ભીંતપત્ર માટે સરસ ચિત્ર દોરી આપ્યું અને બીજાં લખાણુ મેં ઘડી કાઢ્યાં. બધું પ્રચારસાહિત્ય તૈયાર થતાં મેં બધી જિલ્લા સમિતિઓને તે મોકલી આપ્યું.

એ કાળના સંજોગોમાં માત્ર પત્રિકાઓ વહેંચવાથી સ્વયંસેવકો ભરતી થાય એમ નહોતું. તેથી કમિટીના બધા સભાસદો સાથે મળીને મેં બધા જિલ્લામાં સંયુક્ત પ્રચારસભાઓ ગોઠવી. એક વિભાગમાં સળંગ સભાઓ અમે રાતદિવસ ભરતા અને પછી બેચાર દિવસ આરામ લઈને બીજા જિલ્લામાં જતા. બુઝર્ગ અબ્બાસ તૈયબજી, ડા૦ ચંદુભાઈ

૧. તે જ સભામાં પ્રાંતિક સમિતિના મંત્રી તરીકે દાદા માવળંકરે આપેલું રાજીનામું ખેદ સાથે મંજૂર કરવામાં આવ્યું.

અને કલ્યાણજી મહેતા ઘણીખરી સભામાં મારી સાથે રહેતા. અમૃતલાલ શેઠ અને મણિલાલ કોઠારી અમદાવાદ જિલ્લાની સભ.માં જ સામેલ થયા. નંદલાલ શાહ અમારા કાર્યાલયમાં રોકાયેલા રહેતા.

આ સભાઓ કરતાં કરતાં હું ફરી વાર આ જૂના સાથીઓના નિકટ સંપર્કમાં આવ્યો. મારા પર બધાએ ભરપૂર હેત વરસાવ્યું. બધાને નવી લડતનો પાનો ધીમે ધીમે ચડતો ગયો. વયોવૃદ્ધ અબ્બાસ સાહેબ ગામઠી ડમણિયામાં ચડતા કે નીચે ઊતરતા ત્યારે તેમના પગ થર થર ધ્રૂજતા. ખરે બપોરે કે શિયાળાની રાતે સફર ને સભાઓ કરતાં તેમને ઘણો શ્રમ પડતો. પણ અમારામાં વધારેમાં વધારે હસમુખા અને પ્રેમાળ તે જ હતા. મને ગાંધીવાદનું અસલી સત ચડતું ગયું તેમ કવચિત ભાષણો કરતાં હું માઝા મૂકતો તેમને લાગતો ત્યારે તે હસીને પૂછતા: 'કેમ, અમને મૂકીને તું પહેલો જેલમાં જવા માગે છે?' દા૦ ચંદુભાઈ પણ મને એવી જ ચેતવણી આપતા. પણ હું કંઈ ખાસ વધારે બોલતો હોઉં એમ મને લાગતું નહિ—હિંસાનો તો એક શબ્દ મારી જીભે ચડતો નહિ. છતાં સત્યાગ્રહ કરીને તો જેલમાં જવું જ હતું તો પહેલાં જવાય તોયે શી ચિંતા?

આ પ્રચારકાર્ય પૂરજોશમાં ચાલતું હતું અને સ્વયંસેવકો થોડાથોડા ભરતી થતા હતા. તેવામાં 'નવજીવન'ના તંત્રી તરીકે કાકા કાલેલકરે એ લેખ પ્રકટ કર્યા તે બદલ તેમના જામીન લેવાનો સરકારે સમન કાઢ્યો. ફેબ્રુઆરીની ૧૯મી તારીખે નડિયાદમાં પ્રાંતિક સમિતિની સભા મળી ત્યારે તેમને અભિનંદન આપવાનો ઠરાવ તરત સર્વાનુમતે પસાર થયો. મારી લડાયકવૃત્તિ હવે પૂરેપૂરી જાગૃત થતાં મેં કમિટીને કહ્યું: 'ગાંધીજીના પત્રમાં જે લેખ પ્રકટ કરવા માટે કાકા કાલેલકર પર કામ ચલાવવામાં આવે છે તે તેમણે ગાંધીજીને માર્ગે દેશને દોરવાને માટે જ લખેલા છે; તેમના પર સરકારે કરેલો હુમલો આપણા પર જ થયેલો ગણીને આપણે તે લેખનું વાચન જાહેર સભાઓમાં કરવું અને એ રીતે

ગુજરાતમાં સત્યાગ્રહનો આરંભ કરવો.'

વલ્લભભાઈએ મારી સૂચનાનો સખત વિરોધ કર્યો. તેમના મત મુજબ હજી આપણે પૂરા સ્વયંસેવકોની ભરતી કરી નથી અને ગાંધીજીના ધોરણે લડતની પૂરી તૈયારીઓ કરી નથી; તેથી ઉતાવળે આવાં કોઈ પગલાં ભરવામાં ડહાપણ નથી. આવા મતભેદને લીધે આ બાબતમાં મેં સમિતિમાં રીતસર દરખાસ્ત ન મૂકી. પણ સમિતિની બેઠક પૂરી થયા પછી સંતરામના મંદિરમાં જે જાહેર સભા થઈ તેમાં અમે અમારા સામસામા વિચારો રજૂ કર્યા. થોડા જ દિવસમાં વલ્લભભાઈને સમિતિ માટે ફંડફાળો ઉઘરાવવા કલકત્તા-રંગૂનની લાંબી સફરે જવાનું થયું. ત્યારે મેં મારી પ્રચારસમિતિનું કામ જોરશોરથી આગળ ધપાવવાને ગુજરાતભરમાં ઘૂમવા માંડ્યું.

૧૮મી માર્ચના દિવસે ગાંધીજીના કારાવાસને એક વરસ પૂરું થતું હોવાથી, તે દિવસ યોગ્ય રીતે પાળવાનું, ઉપવાસ કરવાનું અને ગામલોકોનાં સરઘસ કાઢવાનું પ્રાંતિક સમિતિએ ફરમાવ્યું હતું પાંચે જિલ્લાના પ્રવાસનો અમારો કાર્યક્રમ માર્ચ માસમાં પૂરો થતો હતો. તેવામાં જૂના સ્નેહી રામજીભાઈ હંસરાજે[1] મને, ગાંધીજીના કારાવાસને દિવસે તેમના વતન અમરેલી આવવાનું આમંત્રણ આપ્યું, તે મેં ખુશીથી સ્વીકાર્યું. રસ્તામાં રાણપુર થઈ ધંધુકા તાલુકામાં ફરવાનું મેં નક્કી કર્યું.

ધંધુકા તાલુકામાં ચુડાસમા અને ઝાલા રજપૂતોના સ્વયંસેવકોની કામગીરી વિષે મેં ઘણું સાંભળ્યું હતું. હું પણ સત્યાગ્રહી સ્વયંસેવકો

---

૧. સન ૧૯૨૦ની કૉંગ્રેસમાં હાજરી આપવા હું કલકત્તે ગયો ત્યારથી ત્યાં વેપાર કરતા રામજીભાઈને પિછાનતો. હાલ તે રામજીભાઈ કામાણી નામે ઓળખાય છે, અને કામાણી કંપનીને નામે ભારે વેપારધંધો ચલાવે છે.

ભરતી કરવામાં રોકાયો હતો. ધંધુકાથી દા૦ પોપટલાલ આણુંજીવાલાને સાથે લઈ હું ચુડાસમા ભાઈઓના અગ્રેસર મનુભાને ભડિયાદ ગામે મળવા ગયો. તે ગામમાં વરસોથી અમારું વાચનાલય ચાલતું હોવાથી કેટલાક સ્થાનિક ભાઈઓને હું ઓળખતો. મનુભા અને તેમના સાથીઓ સાથે મેં ખૂબ વાતો કરી ત્યારે મને ઘણું જાણવાનું મળ્યું. તેમના ૩૦૦ સ્વયંસેવકો શિરસાટે પોતપોતાનાં ગામનું રખેવાળું કરતા તેથી ચોરી અને લૂંટફાટ નામશેષ થઈ ગયેલાં. એક જણની ઘોડી ખોવાયેલી તે ત્રીજે દિવસે તેમણે પકડી પાડી. તે જ પ્રમાણે પહેલાં અંદરઅંદરના ઝઘડામાં હજારો રૂપિયાનું પાણી થતું; હવે તે ગામેગામ પોતાનાં પંચ નીમીને બધી તકરારોનો ફેંસલો કરતા. અફીણનું જૂનું વ્યસન પણ તેમણે નાબૂદ કર્યું હતું. નિઃસંતાન સ્ત્રીપુરુષો છોકરાને દત્તક લેતાં તેથી ઘણા ઝઘડા થતા. હવે તે રિવાજની તેમણે બંધી કરી. આવી રીતે ગાંધીજીના આત્મશુદ્ધિ અને સ્વાશ્રયના પંથે તેમણે જે ચમત્કારિક પ્રગતિ કરી હતી તે જોઈને હું સાનંદાશ્ચર્યમાં લીન થયો.

વાતો કરતાં રાત પડી ત્યારે બધા એક ખંડમાં ભેગા મળ્યા. મેં ધાર્યું કે હવે મધરાત સુધી આવી વાતો જ ચાલશે. ત્યાં હાર્મોનિયમના અને તબલાંના સૂર નીકળવા માંડ્યા. અને કેટલાક આર્યસમાજી ભાઈઓએ આર્યધર્મનાં શૌર્યભર્યાં ગીત ગાવા માંડ્યાં.

'અમારે દેશમેં જી
કૈસે કૈસે બાલક જન્મે...'

એ ગીતમાં શીખગુરુ ગોવિંદસિંહના વીરપુત્રોની શહીદીની પ્રશસ્તિ બુલંદ અવાજે ગાવામાં આવી. આખી રાત ઉપરાઉપરી ગીતોની રમઝટ મધરાત સુધી બોલાવવામાં આવી. આ ગાયકો પર તેમ જ ત્યાં મળેલા સર્વે વીર ક્ષત્રિયો પર હું મુગ્ધ થયો.

ભડિયાદથી ધંધુકા જતાં હું કેટલાક ઝાલા ભાઈઓને મળ્યો. તેમાંના ઘણા લીંબડી દરબારના ભાયાત હતા. તેમના ચુનંદા સ્વયંસેવ-

કોએ ઘોડેસવારીમાં અને બંદૂક તાકવામાં ઘણી પ્રવીણતા મેળવી હતી. આવી મર્દાનગીની કળાઓની હરીફાઈઓ યોજાતી અને તેથી તે ખીલવવામાં તેમને ખૂબ રસ પડતો. આ ઉપરથી મને લાગ્યું કે આવી કળાઓ સર્વે વ્યાયામ શાળામાં શીખવવામાં આવે તો તેનો ઉપયોગ સ્વરક્ષણ કરવામાં અને પ્રજાને સ્વાશ્રયી તથા શક્તિશાળી બનાવવામાં સહેલાઈથી થઈ શકે.

ધંધુકાથી હું અમરેલી ગયો, ત્યારે રામજીભાઈએ ઘણા ભાવથી મને સત્કાર્યો. મારી સાથે જૂના મિત્ર કવિ ગોકુળદાસ રાયચુરા પણ પધાર્યા હતા તેથી તેમનાં જૂનાં અને નવાં ગીતો સાંભળવાની ઘણી મજા પડી. રામજીભાઈનો 'રામબાગ' બગીચો મેં જોયો અને ત્યાંના મધુબિન્દુ પપૈયાનો સ્વાદ ચાખ્યો. ૧૮મીએ અમે સર્વેએ ૨૪ કલાકનો ઉપવાસ કર્યો અને મોટી સભા ભરી. સભામાં રાયચુરાએ ગાંધીજી વિષે તેમનું પ્રખ્યાત ગીત બુલંદ અવાજે ગાયું :

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ, ભાગ્યલેખ કંઈ ભવ્ય દીસે,
સૌ સાધુમાં સાચો સાધુ, સાભ્રમતી જલતીર વસે.

અમે ત્રણે વક્તાએ જુસ્સાદાર ભાષણો કર્યાં. મેં પરદેશી કાપડના બહિષ્કારનો કોલ આપીને કાળી ટોપીઓ પર વાગ્બાણ ચલાવ્યાં. જોતજોતામાં અમારી આગળ પરદેશી ટોપીઓનો ઢગલો થઈ ગયો, તેને તરત બાળી મૂકવામાં આવ્યો. અમરેલીથી જેતપુરને રસ્તે હું પાછો ફર્યો ત્યારે નદીના એક પુલની ચોપાસ દેખાતા જે અદ્ભુત સૃષ્ટિસૌંદર્યની ખાસ તારીફ અગાઉ લોર્ડ કર્ઝને કરેલી તે નિહાળીને મેં જીવનનો એક લહાવો લીધો.

માર્ચની આખરે હું અમદાવાદ આવ્યો ત્યારે શહેરના કામ-

દારોમાં ભારે ક્ષોભ વ્યાપી રહ્યો હતો. મિલમાલિકોના મંડળે એવો ઠરાવ કરેલો કે જપાન સામે વધતી હરીફાઈ સામે આપણા કાપડ ઉદ્યોગને ટકાવી રાખવાને એપ્રિલની પહેલી તારીખથી કામદારોના પગારમાં ૨૦ ટકાનો કાપ મૂકવો. તે વખતે શંકરલાલ જેલમાં હતા. તેથી અનસૂયાબેને એકલે હાથે, અપ્રતિમ હિંમતથી માલિકોની આપખુદીના આવા અમલ સામે લડત આદરી. તેમની આગેવાની નીચે મજૂરમહાજને હડતાલ પાડવાની હાકલ કરી.

એપ્રિલની પહેલી તારીખે લડાયક મજૂરોની જંગી સભા મળી તેમાં અનસૂયાબેનની સૂચનાથી હું હાજર થયો. પહેલાં આવી સભામાં હું કદી ગયેલો નહિ. કામદારોની ચળવળનો મને કંઈ અનુભવ નહિ. છતાં મોટાબેનના પ્રોત્સાહનથી શંકરલાલના મિત્ર તરીકે મેં ફરજ બજાવી. હું થોડા દિવસમાં જેલમાં ગયો અને શંકરલાલ છૂટીને બહાર આવ્યા. કામદારોની લડત અઢી મહિના ચાલી અને છેવટે તેમને સાડાપંદર ટકાનો કાપ સહેવો પડ્યો.

દરમ્યાન આશ્રમમાં હું પાછો ફર્યો તેવો જ 'યુગધર્મ'ના લેખનકાર્યમાં રોકાયો. તેમાંથી હું પરવાર્યો તેવામાં જ સરકારનું કહેણ મારા પર આવી પહોંચ્યું. ફેબ્રુઆરીની ૨૩મીએ આણંદ તાલુકાના અડાસ ગામે અમારી પ્રચારસભામાં મેં સત્યાગ્રહ વિષે ભાષણ કરેલું તેના આધારે મારી સારી ચાલચલગતના જામીન લેવાને સમન બજાવવામાં આવ્યો. આ કામની સુનાવણી રાષ્ટ્રીય સપ્તાહના પહેલા દિને—એપ્રિલની છઠ્ઠીએ – રાખેલી તેથી મારા આનંદનો પાર ન રહ્યો.

છેલ્લા દિવસોમાં, ઓછામાં ઓછી એક સાલની જેલ ભોગવવા માટે મેં ઝડપી તૈયારીઓ કરવા માંડી. અમારા માસિક અને પ્રકાશનનું કાર્ય મેં સાથીઓને સહેલાઈથી સોંપી દીધું. તેમ જેલમાં જવાનું નિશ્ચિત

હોવાથી મેં બને તેટલી સભાઓમાં મરણિયાં ભાષણો કરવા માંડયાં. દરેક સ્થળે મિત્રોએ સરસ સભાઓ ભરીને મને ભાવથી વિદાય આપી. મેં યુવાનોને સ્વયંસેવકો બનીને માતાની કૂખ દીપાવવાની હાકલ કરી. છેલ્લી સભા મારા વતન નડિયાદમાં થઈ તેમાં સાથીઓએ પ્રસંગને અનુરૂપ જુસ્સાદાર ભાષણો કરીને મને નવાજ્યો, અનેક સ્નેહીસંબંધી· ઓએ મને ભાવભીની વિદાય આપી. છઠ્ઠીએ સવારે મારાં કપડાં અને પુસ્તકોની નાની થેલી ખભે ભેરવીને હું પ્રેમાભાઈ હૉલ સામે આવેલા લાલ બંગલામાં[1] બેસતી અદાલતમાં હાજર થયો.

કચેરીમાં હાજર થયેલા અનેક યુવાન મિત્રોએ મારો સત્કાર કર્યો. ન્યાયાધીશે મને બેસવાને ખુરસી આપી. સરકારી સાક્ષીએ અડાસનું મારું ભાષણ વાંચવા માંડયું તેથી તો કોરટમાં જ સરકાર વિરોધી પ્રચાર થતો ગયો. તેમાં 'એક વખત એવો પણ આવશે કે (જ્યારે) આ દોઢ લાખ (પરદેશી) માણસોને ગાંસડાંપોટલાં લઈ મુંબઈના દરિયામાંથી વિદાય થવું પડશે'—એ વાકય આવ્યું ત્યારે અત્યાર સુધી શાંત રહેલા શ્રોતાઓએ અટ્ટહાસ્ય કરીને સરકારી બાજી અગાડી મૂકી. મારા ભાષણના સાક્ષીઓ પત્યા પછી જિલ્લાના વડા પોલીસ અધિકારી—આયર્લૅન્ડના હીલીએ મારા ભણતરની ડિગ્રી, વકીલાતનો ધંધો, હિન્દ સેવક સમાજનો સંબંધ, કોંગ્રેસમાં કામગીરી, દુકાળનિવારણનાં તથા કેળવણીનાં કામ, અંત્યજ-ભીલની સેવા વગેરેનો ઉલ્લેખ કર્યો.

ન્યાયાધીશે મારો જવાબ માગ્યો ત્યારે હું તૈયાર કરેલો એકરાર જોશભેર વાંચી ગયો. મારા ભાષણમાં કંઈ વાત બાકી હશે તે મેં હવે પૂરી કરી. 'રાજદ્રોહ એ હવે મહાસભાનું ધ્યેય છે,' એ ગાંધીજીના શબ્દો ટાંકીને મેં કહ્યું: 'અસહકારની ચળવળ શરૂ થઈ ત્યારથી જ મેં અને મારા સાથીઓએ દેશભરમાં આ સરકારની સામે તીવ્રમાં તીવ્ર અપ્રીતિ જગાવવાનું કામ ઉપાડયું છે.' ઉપસંહારમાં મેં કહ્યું: 'મને આશ્ચર્ય

---

૧. તે બંગલામાં હાલ બૅંક ઑફ ઇન્ડિયાની ઑફિસ ચાલે છે.

થાય છે કે સરકારના વિદ્વાન અમલદારો વર્તમાન ઇતિહાસથી–ખાસ કરીને મિસર અને આયર્લૅન્ડના ઇતિહાસથી એટલા બધા અજાણ છે કે આગેવાનોને શિક્ષા કરીને લોકોને વશ કરવાનાં ફાંફાં મારવાનો વિચાર કરે? છેલ્લાં કેટલાંક વરસોની સરકારી નીતિ જોતાં મને ચોખ્ખું દેખાય છે કે સરકાર અવિચાર અને દમનનીતિના ઢોળાવ પરથી જોશભેર ગબડી રહી છે. હું ધરતીકંપના આંચકા થતા હોય તેમ જોઉં છું, વીજળીના કડાકા સાંભળું છું, અને જો સરકાર વેળાસર ચેતશે નહિ તો મને લાગે છે કે પાપ અને શરમથી ભરેલા તેના આ વિરાટ લાખાગૃહને (તે) ભસ્મીભૂત કરી નાખશે.'

છેવટે ચુકાદો આપતાં ન્યાયાધીશે મને એક વરસની—વિશિષ્ટ વર્ગની—આસનકેદની સજા ફરમાવી. મેં ઊઠીને મિત્રોની રજા લીધી. પોલીસ અધિકારી હીલી મને તેમની મોટરમાં બેસાડીને સાબરમતી જેલ પર લઈ ગયા. જોતજોતામાં તે જેલના તોતિંગ દરવાજા ઊઘડ્યા અને મારી પાછળ બંધ થઈ ગયા.

હું એક સાલ માટે સરકારનો મહેમાન બની ગયો.

## ૬. ‘યુગધર્મ’

સન ૧૯૨૨ના આરંભથી ગુજરાતમાં અંત્યજ સેવાની અને દાહોદમાં દુકાળરાહતની પ્રવૃત્તિ મેં આદરી તે જ કાળમાં ‘રાષ્ટ્રગીત’થી શરૂ કરેલું સાહિત્ય પ્રકાશનનું કાર્ય મેં વિકસાવ્યું. તે પ્રવૃત્તિના પરિપાકરૂપે મેં ‘યુગધર્મ’ માસિક તે સાલની વિજયાદશમીને દિવસે શરૂ કર્યું. આ કાર્યમાં મેં અનેક સાથીઓનો સહકાર મેળવ્યો, તે માટે આશ્રમની ઢબનું નવું નિવાસસ્થાન રાખ્યું અને શહેરમાં નવું કાર્યાલય સ્થાપ્યું. ૧૯૨૩ના એપ્રિલ માસમાં હું જેલમાં ગયો ત્યાં સુધીના આ કાર્યના વિકાસ પર હવે નજર નાખીશું.

સન ૧૯૨૧ની કોંગ્રેસને ટાંકણે હું સાજો થઈને અમદાવાદ પાછો આવ્યો ત્યારે નંદલાલની સાથે મળીને મેં ‘રાષ્ટ્રગીત’ પ્રકટ કર્યું. કોંગ્રેસના મોટા મેળામાં એ સમયસર પ્રકટ થયેલા પુસ્તકની નકલો ઝપાટાબંધ ખપી ગઈ. તરત જ તેની નવી આવૃત્તિ અમે ત્રણ માસમાં પ્રકટ કરી. આ ફતેહથી પ્રોત્સાહન પામીને અમારા રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલયનો મૂળ હેતુ પાર પાડવાને અમે નવાં પુસ્તકો તૈયાર કરતા ગયા. નંદલાલ સદ્ધર સ્થિતિના હોવાથી તે આ પ્રવૃત્તિમાં બધાં નાણાં રોકતા. તેમનું જોખમ હળવું રાખવાને અમારા ધ્યેય મુજબ લોકરુચિને અનુસરતાં નાનાં પુસ્તકો પ્રકટ કરવાનો ખ્યાલ અમે રાખતા.

થોડા માસ પછી ધર્મ અને સાહિત્ય, અર્થશાસ્ત્ર અને રાજપ્રકરણ વગેરે વિષયોની સર્વદેશીય ચર્ચા કરવા માટે અંગ્રેજી ‘મોડર્ન રીવ્યૂ’-

ની ઢબ ઉપર નવું ગુજરાતી માસિક, 'યુગધર્મ' શરૂ કરીને મેં ફરી વાર એક સામયિક પત્ર ચલાવવાનું સાહસ આદર્યું.

સન ૧૯૨૨ની અંત્યજ–ભીલની સેવાની કામગીરી કંઈક હળવી થયા પછી આ નવી પ્રવૃત્તિ આદરવા જે મનોદશાથી હું પ્રેરાયો તે મારે જણાવવી જોઈએ. તેમજ જે વિદ્વાન અને ભાવનાશાળી મિત્રોના સહકારથી જ આવી પ્રવૃત્તિ શક્ય બની તેમની પિછાન પણ મારે આપવી જોઈએ.

સન ૧૯૧૭માં મારા મંદવાડ દરમ્યાન જ્યારે હિન્દ સેવક સમાજે મારી રાજકીય પ્રગતિના માર્ગમાં આડી ભીંત ચણી ત્યારે હું અંતર્મુખ થઈ નવા અભ્યાસ અને ચિંતનમાં વિલીન થયો અને ગાંધીજીના પુણ્ય-પ્રકાશથી પ્રેરણા પામીને તેમને પંથે વીચર્યો. ચાર વરસ સુધી નવે માર્ગે પૂરપાટ ધસ્યા પછી જ્યારે પ્રાંતિક સમિતિએ મારા દલિત સેવાના કાર્યમાં આડા અવરોધ મૂક્યા ત્યારે તેના મંત્રીપદનું રાજીનામું આપીને મેં ગાંધીજીના પીઠબળથી તે કાર્યને આગળ ધપાવ્યું. આ બધાંયે વરસ દરમ્યાન રાજકારણ એ જ મારો શ્વાસપ્રાણ હતો અને બીજાં સેવાકાર્ય એ તેના ફાંટા હતાં. રાજકીય સાથીઓનું જ મારું મિત્રમંડળ હતું— રાજકીય કચેરી એ જ મારું ખરું કેન્દ્રસ્થાન હતું.

પ્રાંતિક સમિતિનો અધિકાર છોડતાં હું તેનો સભાસદ રહ્યો, છતાં રાજકીય બાજી હું હારી ગયો તેની ઊંડી ચોટ મારા અંતરમાં સાલતી રહી. મારી જૂની જીવનસરણી તૂટી ગઈ. મારું વરસોનું મિત્રમંડળ પીંખાઈ ગયું. મુંબઈ–સુરતના મંદવાડ દરમ્યાન અને અમદાવાદની કૉંગ્રેસના કોલાહલમાં આ બધું વિસારે પડ્યું. પણ ૧૯૨૨ના આરંભમાં હું સાજોસમો થયો ત્યારે જૂના ચીલા ભૂંસાઈ જતાં નવા રાહ અને નવી સોબત હું શોધવા લાગ્યો. તત્કાળ સ્વીકારેલા અંત્યજ સેવા અને

દુકાળ રાહતના કામથી આ ભૂખ ભાંગી નહિ હું અંતરમાં જલતી જ્યોત તરફ ફરી વાર વળ્યો અને તેના પ્રકાશથી નવું કાર્ય યોજવાને અધીરો બન્યો.

આટલાં વરસ હું એકધારો સભાઓ અને પરિષદો, ભાષણો અને સરઘસો, શાળા અને આશ્રમ વગેરે બાહ્ય પ્રવૃત્તિમાં જ તલ્લીન રહ્યો હતો. હવે તેમાં સખત ઠોકર ખાતાં હું અંતઃસૃષ્ટિ તરફ વળ્યો. સર્વેના જીવનની પ્રેરણારૂપ ધર્મ અને નીતિના જે નિશ્ચિત વિચારો અને ભાવનાઓ હોય છે, તે પલટાવીને જ જગતના સંત, પયગંબરો અને સાહિત્યકારો, વ્યક્તિ તેમજ સમાજનાં જીવન સુધારે છે અને પલટાવે છે. આ સત્ય સમજાતાં પ્રચારાત્મક પ્રવૃત્તિ અધૂરી ગણીને આપણા જમાનાને અનુકૂળ વિચારરત્નોની લહાણુ કરવાને નવું સાહિત્ય પ્રકટ કરવાનો મેં સંકલ્પ કર્યો.

સન ૧૯૨૧ની આખરે મેં 'રાષ્ટ્રગીત' પ્રકટ કર્યું ત્યારે આવા પુસ્તકની હારમાળા તૈયાર કરવાના હેતુથી જ 'રાષ્ટ્રીય સાહિય કાર્યાલય'નું નામ યોજ્યું હતું. આ નવી યોજનામાં હું એટલો ઊંડો ઊતરી ગયો કે તરત ભિક્ષુ અખંડાનંદને મળીને તેમના 'સસ્તું સાહિત્ય કાર્યાલય' સાથે સહકાર કરવાનો મેં મનસૂબો રચ્યો. તે વિષે તેમની સાથે હું ખૂબ વાતો કરી આવ્યો. પણ ભિક્ષુએ ખાસ મારે ઘેર આવીને સ્વતંત્રપણે જ કામ કરવાનો તેમનો નિર્ણય મને સંભળાવ્યો. તેથી મેં ઇલાયદું પ્રકાશન કાર્યાલય જમાવવાની મારી યોજનાઓ ઘડવા માંડી.

નવા પ્રકાશન માટે નવા સાહિત્યની પસંદગી પણ અંતઃપ્રેરણાથી જ કરી. અમે કોઈ ઉત્તમ ગ્રંથ તરત રચી શકીએ એમ નહોતું. પૂરા રાષ્ટ્રવાદના એ જમાનામાં અમને પરદેશી ગ્રંથ ગુજરાતીમાં ઉતારવાનો અણગમો હતો. તેથી કુદરતી રીતે અમારી નજર પરપ્રાંતના સાહિત્યકારો પર ઠરી. અમે રાજકીય ક્રાંતિના ખૂબ રસિયા હતા. ગાંધીજીની માફક અરવિંદ ઘોષે પણ ધર્મ અને રાજકારણનો અદ્ભુત સમન્વય કર્યો હતો. વિદ્યાર્થીકાળથી તેમને હું પૂજતો. અરવિંદ અને તેમની વિચારધારા મારા

અંતરના એક ખૂણામાં નિરંતર વિરાજતા. સન ૧૯૨૨ના આરંભમાં ગાંધીજીએ બારડોલીની લડત આરંભી તેવી જ સંકેલી લીધી. તેથી કંઈક નિરાશ થઈને મારું ચિત્ત જૂની લડતના એ શિરોમણિ પર એકાગ્ર થયું હતું. વળી અમે સૌ જેલમાં જવાને થનગનતા હતા તેથી અરવિંદને રાજકીય કેદી તરીકે નાની કોટડીના અંધારવાસમાં ઈશ્વરના જે દર્શન થયાં તેની સરળ અને મધુરી શૈલીમાં લખેલી કહાણી પ્રકટ કરવા મેં ઠરાવ્યું નવલરામ ત્રિવેદીએ મૂળ બંગાળીમાંથી અરવિંદના લેખોનું ભાષાંતર કરીને આ પ્રકાશનમાં સંગીન સહાય કરી અને નંદલાલે પૂરી વ્યવહાર-બુદ્ધિથી તે છપાવી તૈયાર કર્યું.

તે વખતે વરસોથી જુદા પડેલા જૂના મિત્ર કનૈયાલાલ મુનશીને મેં યાદ કર્યા. અરવિંદ પ્રત્યે તેમની ભક્તિ અને શ્રદ્ધા હું પિછાનતો. મારી વિનંતીથી તેમણે પુસ્તકની પ્રસ્તાવના લખી મોકલી. તેમણે અરવિંદને અંજલિ આપતાં લખ્યું: 'રાષ્ટ્રધર્મના મહામંત્રનો તે દ્રષ્ટા હતો. હિંદના ઈતિહાસમાં પહેલી વખતે ધર્મથી, સંપ્રદાયથી, પ્રાંતિક પ્રેમથી નિરાળો રાષ્ટ્રધર્મ એણે શીખવ્યો અને શુદ્ધ ને સબળ રાષ્ટ્રીય અસ્મિતા અનુભવવાના લહાવા લેતાં હિન્દવાનોને શીખવ્યું.'

આ પુસ્તક પ્રકટ કરતાં મેં લખ્યું: 'તેમની (અરવિંદની) રચનાઓમાં મૂળથી રાજપ્રકરણની સાથે ધર્મ ગૂંથાયેલો રહ્યો છે. એટલે કેટલોક ભાગ કેવળ ધાર્મિક લાગે એવો છે, પણ તે રાજકીય સંયોગોમાંથી થોડે-ઘણે અંશે સ્ફુરેલો છે, તેથી તેનો આ સંગ્રહમાં સમાવેશ કર્યો છે.' દોઢેક વરસમાં આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ પ્રકટ થઈ, તેથી અમારી પસંદગીની લોકપ્રિયતા વિશે મને ખાતરી થઈ.

લાગણીવશ ગુજરાતને બંગાળની ભાવિક નવલકથાઓ બહુ ગમી છે. અમે કવિવર ટાગોરનું એક ભવિષ્યદર્શી નાટક પસંદ કર્યું, અને કવિ કરસન માણેકે તેનું ભાષાંતર કરી આપ્યું. તે 'મુક્તધારા' નાટક પ્રકટ કરવામાં અમારો ખાસ હેતુ, એ પ્રતિભાશાળી મહાકવિની ભવ્ય

આર્ષદૃષ્ટિ ગુજરાત સમક્ષ રજૂ કરવાનો, અને ભૂતકાળના અંધકાર પરથી ભાવિના પ્રકાશ પર વાંચકોની કલ્પના સ્થિર કરવાનો હતો. કવિએ એમાં કુંઠિત જલપ્રવાહની મુક્તધારા વિષે લખ્યું છે. જીવનદાયી જળની માફક કરોડો સ્ત્રી-પુરુષ-બાળકોની જે શક્તિ આપણા સંસારના અગણિત અંતરાયોમાં અટવાઈ જાય છે, તેનો મુક્તપ્રવાહ વહે તો આપણો દેશ નવા રૂપરંગે પાંગરે એ ગર્ભિત ભાવનાની લહાણુ કરવાનો અમારો આશય હતો.

આ બે પુસ્તકોના વાચકોને નવી દુનિયામાં કંઈક સફર કરાવવાનો ખ્યાલ હતો. પણ સન ૧૯૨૨ના ઉત્તરાર્ધમાં ગાંધીજીના કારાવાસ પછી તેમની રાજનીતિ સામે વિરોધી પ્રચાર જામતો ગયો ત્યારે ગાંધીવાદને સ્થિર અને સબળ કરવાને યોગ્ય પુસ્તકો પ્રકટ કરવાનું અમે નક્કી કર્યું. નરહરિભાઈએ ગ્રામસેવકોને માટે ‘ આટલું તો જાણજો ’ નામની પુસ્તિકા લખી આપી તે અમે તરત પ્રકટ કરી. થોડા મહિનામાં જ તેની બે આવૃત્તિ થઈ તેથી તેની ઉપયોગિતા સિદ્ધ થઈ.

તે જ વખતે ગાંધીજીની મોટી લડતોના ઇતિહાસની હારમાળા પણ પ્રકટ કરવાની મને જરૂર લાગી. ખેડા સત્યાગ્રહની લડતના એક અગ્રણી શંકરલાલ પરીખે તેના કડીબદ્ધ ઇતિહાસનો મોટો ગ્રંથ લખીને મને સોંપ્યો. તેને માટે પૂરતાં નાણાં રોકવાની અમારી અશક્તિ મેં દર્શાવી ત્યારે તેમણે જરૂરી રકમ મને તરત મોકલી. એ લડતના ઉપનાયક વલ્લભભાઈએ તેની પ્રસ્તાવના લખીને તે શોભાવી. સપ્ટેમ્બર માસમાં તે દળદાર પુસ્તક પ્રકટ કરીને મેં નવી ગાંધી-ગ્રંથમાળાનો આરંભ કર્યો.

વળી ગાંધીજીએ જ પ્રકટ કરેલા પંજાબના અત્યાચારો વિષે હેવાલમાં સરકારી જુલમની તેમજ અનેક વીરો અને વીરાંગનાઓની કહાણીઓ સભર ભરેલી હતી. નંદલાલે એ હેવાલ વાંચી તેમાંથી કેટલીક કથાઓ પસંદ કરી, ‘ લાલા લાભસિંગ,’ ‘ ગુલામ જીલાની,’ ‘ અમૃતસરની વીરાંગના ’ તથા ‘ પંજાબના અત્યાચારો ’—એ નાની પત્રિકાઓ અમે છપાવીને પ્રકટ કરી. તેનીયે જોતજોતામાં બે આવૃત્તિ ખપી ગઈ.

અંત્યજ કાર્યાલયમાં જ આ પ્રકાશન પ્રવૃત્તિ જામતી ગઈ. હું બહારગામની પ્રવૃત્તિમાંથી પરવારીને અમદાવાદ આવતો ત્યારે તેના ઉપર વધારે ધ્યાન આપતો તેમજ તે માર્ગે વધુ પ્રગતિ કરવાને, નવું જ્ઞાન ને પ્રેરણા મેળવવાને હું જૂના સંસ્કારી અને વિદ્વાન મિત્રોને નવા ભાવથી મળતો. આમ નવી પ્રકાશન પ્રવૃત્તિને અનુકૂળ નવું મિત્રમંડળ હું જમાવતો ગયો.

ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ ત્યારથી જ તેના મહાવિદ્યાલયમાં અને સ્વરાજઆશ્રમમાં હું ઘણી વાર જતો. વહીવટી કારણસર મેં વિદ્યાપીઠના કાર્યવાહક મંડળમાંથી રાજીનામું આપ્યું ત્યારથી એ સંસ્થા સાથે મારો સંબંધ ઘટી ગયો. પણ પ્રાંતિક સમિતિથી હું વિરક્ત થયો તે પછી—ખાસ કરીને ૧૯૨૨ના આરંભથી મેં વિદ્યાપીઠના જૂના મિત્રોને નવા ભાવથી મળવા માંડ્યું. આચાર્ય ગિદવાણી સાથે મારી દોસ્તી કાયમ રહી હતી. તેમની સાથે અનેક વિચારોની મુક્ત ચર્ચાઓ કરીને હું હંમેશાં કંઈ નવું ભાથું મારા મગજમાં ભરતો વળી મહાવિદ્યાલયમાં અને વિદ્યાપીઠે સ્થાપેલા પુરાતત્ત્વ મંદિરમાં જઈને હું મુનિ જીનવિજયજી, રામનારાયણ પાઠક, રસિકલાલ પરીખ વગેરે મિત્રોને નવા ઉત્સાહથી મળતો, અને જૂના અને નવા સાહિત્યની વિવિધ ચર્ચામાં ભળતો. તે વખતે કાકા કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા અને નરહરિભાઈ પરીખ પણ આ સંસ્થાઓમાં ઘણી વાર મળતા. હવે અંત્યજ પ્રવૃત્તિ વિષે જૂના મતભેદને ભૂલી જઈને તેમના ખાસ વિષયની હું ચર્ચા કરતો અને તેમની પાસેથી કંઈ ને કંઈ શીખવાનો લોભ રાખતો.

આ કાળમાં ડા૦ સુમન્તની સાથે મારી સોબત વધારે ગાઢ થઈ તેથી મારા એકલવાયા દિલને ઘણી હૂંફ મળતી ને દરેક કાર્યમાં તેમની સમતોલ સલાહ મળતી. વિદ્યાપીઠના મિત્રોનું ચિત્ત ભૂતકાલીન ધર્મ અને તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને ભાવનાઓ તરફ ઝૂકતું. મને તેમના અનેક વિચારરત્નોમાં ઘણો રસ પડતો, પણ તે એકંદર એકતરફી લાગતા. તેમની સોબતથી થાકીને હું ડા૦ સુમન્તને મળતો ત્યારે તેમના અર્વાચીન

વાસ્તવવાદી વિચારોથી મારા મગજમાંથી ઘણાં જૂનાં જાળાં સાફ થતાં અને મધ્યમ માર્ગે વિચારવાની પ્રેરણા પામતો.

સુરતના બંગલામાં અમે થોડા દિવસ સાથે રહ્યા તે દરમ્યાન અમારી વચ્ચે સહકારની નવી આધ્યાત્મિક ભૂમિકા રચાઈ. જૂન–જુલાઈમાં દુકાળરાહતનું મારું કામ પત્યા પછી તે મળતા ત્યારે પુસ્તક પ્રકાશનનું કાર્ય ખીલવવાની અને એક માસિક પ્રકટ કરવાની વાત નીકળતી. તેને અંગે મારી અને નંદલાલની સાથે કોઈ સેવાધામમાં રહીને નવેસર સર્વાંગી પ્રવૃત્તિ વિકસાવવાની હું તેમને વિનંતી કરતો. હવે હું રાજ-કાજમાંથી નિવૃત્ત થયેલો હોવાથી મારી પ્રવૃત્તિની સ્થિરતા વિષે તેમને વધારે શ્રદ્ધા બેઠી. તે વખતે તે પણ સાર્વજનિક કાર્ય કરવાને યોગ્ય સાથીઓ શોધતા હતા. તેથી તેમણે અમદાવાદ આવીને અમારા સર્વેના વસવાટ માટે યોગ્ય ઘર શોધવા માંડયું. અમારી પસંદગી અંબાલાલ સાકરલાલના જૂના બંગલા[1] પર ઊતરી. અંબાલાલના પુત્ર વૈકુંઠરાય તેમના મિત્ર હતા તેથી તેમણે સહેલાઈથી એ ઘર મેળવી લીધું.

ઑગસ્ટ માસમાં મેં જૂનું મકાન ખાલી કરીને વિશાળ વાડીવાળા આ મોટા બંગલામાં દા૦ સુમન્ત અને નંદલાલ સાથે રહેવા માંડયું. ઉપર ને નીચે મોટા દીવાનખાનાં સિવાય દરેક છેડે નાના ઓરડા હતા, તેમાંથી અમે એકએક પસંદ કરી લીધો. મારું ગોળ ટેબલ, લાકડાનો ઘોડો વગેરે જૂનો સામાન આ મોટા ઘરમાં ક્યાંય સમાઈ ગયો. બધા ખંડ પૂરા સજાવવાને અમે વૈકુંઠરાયનું જૂનું ઘર ખંખોળીને કેટલાય ટેબલ, ખુરશી, ચોપડીના ઘોડા વગેરે સામાન ભરી લાવ્યા. રસોડાનું ઘર જુદું હતું. તેમાં નોકર આશારામે રાંધીને અમને તેના ઓટલા પર ભોજન પીરસવા માંડયું. નવા આશ્રમમાં નવું સંઘજીવન અમે શરૂ કર્યું.

રહેવાને અમે નવું મકાન મેળવ્યું, તે જ અરસામાં અમારાં પુસ્તકો

---

૧. ગુજરાત કૉલેજ પાછળના એ બંગલામાં વરસોથી 'શારદામંદિર' નામે પ્રખ્યાત શિક્ષણસંસ્થા ચાલતી હતી. આજે તેમાં બાલમંદિર ચાલે છે.

અને માસિક પ્રકટ કરવાને નવું સ્થાનક અમે ભાડે રાખ્યું. રાયખડમાં સરિયામ રસ્તાની પાસે ભોંયતળિયાના એકએ ખંડ અમને મળી ગયા. ત્યાં એએક વરસ સુધી 'યુગધર્મ કાર્યાલય' અને ચોપડીઓનું બાંધકામ પણ ચાલતું. તે દરમ્યાન તેનો થોડો ભાગ ગજાનન પાઠકે 'આદિત્ય મુદ્રણાલય' માટે રાખી લીધો અને અમે એ જગા ખાલી કરી તે પછી તેમણે પૂરો રોકી લીધો.

નવા ઘર—અથવા આશ્રમ—માં અમે રહેવા માંડયું ત્યારથી આહાર-વિહારના કેટલાક નિયમ અમે નક્કી કર્યા. સવારે અમે ચાની સાથે નાસ્તામાં શેકેલા પાઉં, માખણ ને શીંગ લેતા. બપોરે જમણમાં રોજ સવાર ને સાંજ ભાખરી—ચોપડાં ને શાક કે કઠોળ જ લેતા. દાળભાત, રોટલી ને શાકનું પૂરું ભોજન અમે એકમાત્ર રવિવારે જ આરોગતા. મારી માન્યતા મુજબ બપોરે ભાત ખાવાથી ઊંઘ આવે તેથી હું આરામના દિવસ સિવાય તે વર્જ્ય ગણતો. રાતે સંધ્યાકાળ પછી હું જમતો નહિ—ઘણી વાર બહાર મિત્રોને ઘેર નાસ્તો કરીને આવતો. રાતે સાથીઓ જમતા હોય ત્યારે હું દૂધ લઈ ને જ સંતોષ માનતો. આશારામ રસોઈ ને વાસણપાણીનું કામ કરતો ને બહારથી અનાજ, કરિયાણું લઈ આવતો. અમે ઘણુંખરું પોતપોતાનાં કપડાં ધોતાં. શરૂઆતમાં મેં થોડો વખત બાગકામનો શોખ કર્યો. પણ પૂરતા જ્ઞાન ને વખતને અભાવે તે છોડી દીધું.

અમે સર્વે અમારી રુચિ અને શક્તિ પ્રમાણે નિશ્ચિત કામ કરતા. નંદલાલ ઘરનો આર્થિક વહેવાર ચલાવતા, પુસ્તકો છપાવતા, રાતનો દિવસ કરી પ્રૂફ સુધારતા અને કાર્યાલયમાં જઈને પ્રકાશનોના વેચાણ અને ખરચનો વહીવટ કરતા. ડા૦ સુમંત તે વખતે પાટણની આયુર્વેદિક કૉલેજના કામે વખતોવખત પાટણ જતા, અને અમદાવાદમાં આરોગ્ય મંડળ, સ્ત્રીકેળવણી મંડળ વગેરે કામ સંભાળતા. હું નવાં પુસ્તકોની પસંદગી અને તૈયારી પર લક્ષ આપતો અને તેને માટે મિત્રોને મળતો. બપોરે કાર્યાલયમાં જઈને હું અંત્યજ સંસ્થાઓનો વહીવટ કરતો. અમારા મકાનની ચારે બાજુએ તે વખતે કંઈ વસ્તી નહોતી. તેથી સવારસાંજ

ઘણુંખરું હું એકલો લાંબે સુધી ફરવા જતો, અને અવનવા કોયડા ઉકેલવા મથતો.

આ મકાનમાં અમે રહેવા માંડયું, તે પછી તરત જ નવા સાથીઓના સંયુક્ત સહકારથી એક આદર્શ માસિક પ્રકટ કરવાનો વિચાર ખીલતો ગયો. પહેલાં એકએક બબ્બે મિત્રો સાથે મેં આ વિષે પૂરી ચર્ચા કરી ત્યારે સર્વેએ સંમતિ આપી અને પોતપોતાના વિષય પર લેખ આપવાની ખુશી બતાવી. પછી એક દિવસ બધાય મિત્રો મારા આમંત્રણથી આ વિષયની પૂરી ચર્ચા કરવાને આશ્રમના માળની રવેશમાં ગોળ ટેબલની આસપાસ ભેગા થયા. મુની જીનવિજયજી ને રસિકભાઈ પરીખ, કાકા કાલેલકર અને કિશોરલાલ મશરૂવાળા, રામનારાયણ અને પ્રાણજીવન પાઠક વગેરે અનેક મિત્રો પધાર્યા. અમે ત્રણે આશ્રમવાસી તો હાજર હતા જ. સર્વેએ મળીને માસિકની પૂરી યોજના વિચારી. માસિકનું નામ 'યુગધર્મ' રાખવામાં સર્વ સંમત થયા. મુનિજી અને રસિકલાલ પ્રાચીન સાહિત્ય વિષે લખવા કબૂલ થયા. કાકા કાલેલકરે પહેલા જ અંક માટે વિજયાદશમી વિષે લખવાનું સ્વીકાર્યું અને કિશોરલાલભાઈએ સ્વામી સહજાનંદના સંપ્રદાય વિષે લખેલો લેખ સુપરત કર્યો દા૦ સુમન્ત તેમના પ્રિય વિષયોની ચર્ચા કરવા સંમત થયા રામનારાયણે પુસ્તકોનું માસિક અવલોકન નિયમિત લખવાનું કબૂલ કર્યું. પ્રાણજીવને માનસશાસ્ત્ર અને અદ્યતન વિષયો પર લખવાની તૈયારી બતાવી. નંદલાલ દેશદેશના ઇતિહાસની કંઈ વાનગીઓ પીરસવા તૈયાર થયા. મેં તંત્રી તરીકે માસિક નોંધ અને રાજકીય લેખ લખવાનું ઉપાડી લીધું. જૂના મિત્ર રવિશંકર રાવળે માસિકના મુખપૃષ્ઠ માટે ચિત્ર દોરી આપ્યું. ઉપરાંત નરહરિભાઈ વગેરે અનેક મિત્રોએ આ માસિકને પૂરો સહકાર આપવાની ખાતરી આપી.

આમ જૂના અને નવા, ધાર્મિક અને રાજકીય, ઐતિહાસિક અને સામાજિક વિષયો અને વિચારોની ફૂલગૂંથણી નવા માસિકમાં રજૂ કરવાની મને આશા પડી. વિજયાદશમીને દિવસે 'યુગધર્મ' શરૂ કરવાનું અને

પછી દર માસની પૂર્ણિમાને દિવસે યુગધર્મ પ્રકટ કરવાનું અમે નક્કી કર્યું.

આશ્રમના આરંભકાળમાં જ એક નવા સાથી નર્મદાશંકર ત્રિવેદી અમારી સાથે રહેવા આવ્યા દાહોદનું રાહતકાર્ય પૂરું થતાં તેમણે વિદ્યાપીઠમાં અભ્યાસ ચાલુ કર્યો અને અમારાં કાર્યમાં મદદ કરવા માંડી. ખાસ કરીને તે અમારાં પુસ્તકોનાં પ્રૂફ સુધારવામાં અને માસિક માટે યોગ્ય અંગ્રેજી ફકરા પસંદ કરી 'સારસંચય' તૈયાર કરવામાં સહાયભૂત થયા. વહેલી સવારે કે મોડી રાતે મારા લેખ લખવા હું તેમને બોલાવતો ત્યારે પૂરા ઉત્સાહથી તે હંમેશાં હાજર થતા. થોડા વખત પછી કર્ણાટકના એક વિદ્યાર્થી તેન્ડુલકર[1] અમારા ઉપઘરમાં રહેવા આવ્યા અને ફળાહાર કરીને તે મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતા.

આવી અનેકવિધ તૈયારી કરીને દશેરાને દિને—ઑક્ટોબરની દશમી તારીખે 'યુગધર્મ'નો ડબલ ક્રાઉન કદનો—ખાદી વિભાગનાં ૧૬ પાન સમેત કુલ ૧૨૮ પાનનો—દળદાર અંક અમે પ્રકટ કર્યો. તેમાં અમે ગાંધીજીને ભવ્ય અંજલિ આપી, ગાંધીપ્રણિત જાગૃતિ અને રાજકારણની પ્રશસ્તિ કરી અને આર્યસંસ્કૃતિની પ્રતિષ્ઠા કરી. તેની સાથે ગાંધીજીએ સર્જેલા મનોરાજ્યના સીમાડા કંઈક ઓળંગીને અમે નવી ચર્ચાઓથી અમારું વિશિષ્ટ વાતાવરણ જગાવવા માંડયું. હિન્દની લશ્કરી શક્તિ, એશિયાની જાગૃતિનો ચડતો જુવાળ અને તેના પ્રાબલ્યથી પાછાં હઠતાં યુરોપનાં સ્વાર્થી રાજ્યોના શાહીવાદી ધસારા—આ વિષયો સારી રીતે પહેલા અંકમાં જ છણવામાં આવ્યા.

---

૧. કર્ણાટકના વતની તેન્ડુલકર મહાવિદ્યાલયમાં અભ્યાસ કરીને જર્મની ગયેલા અને ત્યાં ડિગ્રી લઈ ડૉ૦ આઈ. તેન્ડુલકર કહેવાયા. તે બર્લિનમાં એક દૈનિક પત્રમાં કામ કરતા તેના પ્રતિનિધિ તરીકે સન ૧૯૩૦માં મુંબઈમાં મને મળેલા અને મને જર્મનીનો પ્રવાસ ખેડવા સમજાવેલું. છેલ્લાં વરસોમા તે ગાંધીજીના આશ્રમમાં રહી તેમના અનુયાયી તરીકે નામાંકિત થયેલા. હાલમાં તેમના પ્રાંતમાં કંઈ ધંધામાં રોકાયેલા છે.

કિશોરલાલ મશરૂવાળાના 'સ્વામીનારાયણ સંપ્રદાય' વિષે સાત્ત્વિક વાર્તિકથી આ અંક શરૂ થયો. કાકા કાલેલકરે વિજયાદશમીનું ઐતિહાસિક રહસ્ય અને તેની ઉજવણીની રૂઢિગત રીતરસમ સમજાવી. નરહરિભાઈએ ચંપારણ્યમાં મહાત્મા ગાંધીજીના લડાયક અને વિધાયક કાર્યનું વર્ણન કર્યું. દા૦ સુમન્તે પૂનાની, શિક્ષણની, સંશોધનની અને વ્યાયામની સંસ્થાઓનો ખ્યાલ આપ્યો; તેમજ તે વખતે ગુરુ–કા–બાગમાં સત્યાગ્રહ કરતા અકાલીઓના ઇતિહાસ અને ખમીરનું વર્ણન કર્યું.

પહેલાં જ અંકમાં કેટલાક લાક્ષણિક લેખ પણ પૂરી સંખ્યામાં પ્રકટ થયા. રામનારાયણ પાઠકે સમાજસુધારણા વિષે સૌમ્ય ચર્ચા કરી. જૂના મિત્ર પ્રીતમરાય દેસાઈએ 'હિન્દની નાવિક પ્રવૃત્તિ' વિષે લેખમાં 'હિન્દના સુવર્ણમય ભૂતકાળના ઇતિહાસનાં ભુલાગેલાં પાનાંઓમાંથી એક અગત્યના ભાગ પર ધ્યાન' દોર્યું. છગનલાલ જોશીએ હિન્દના ભારે લશ્કરી ખર્ચની સખત ટીકા કરી.

એક અનામી લેખકે 'લોકરક્ષાનો ક્ષત્રિય ધર્મ' પર, ચાલુ વિચાર-ધારાથી આગળ વધીને જુસ્સાદાર લેખ રજૂ કર્યો. ભૂતકાળની આપણી લશ્કરી નિર્બળતાની ઐતિહાસિક સમાલોચના કરીને ઉપસંહારમાં તેમણે લખ્યું : '(તુર્કીના) કમાલ પાશાએ ગ્રીક લશ્કરોને એશિયા માઈનર-માંથી ઊભી પૂંછડીએ તગડી કાઢ્યા તેના તાર ઉપરાઉપરી આવે છે... ઇસ્લામ હજી કોન્સ્ટેન્ટિનોપલના અદ્વિતીય બારામાં આખી ખ્રિસ્તી આલમનો એક સરખો વિરોધ છતાં, પગ ખોડીને ઊભો જ છે...તેનો ખરો સાર શો છે? તમારો હક્ક ગમે તેવો ચોખ્ખો હોય તથાપિ તરવાર નીકળે તે પછી તો જેની તરવાર સારી તેને જ આ દુનિયામાં ન્યાય મળે. એ તરવારબળ, એ ક્ષત્રિયત્વ, હિન્દમાં જોઈતા પ્રમાણમાં આજ સૈકાઓથી નથી. જ્યાં સુધી એ આપણે જોઈતા પ્રમાણમાં ખીલવીએ નહિ ત્યાં સુધી બિરાદરો! દેહલી કા તખ્ત દૂર અસ્ત, દૂર અસ્ત, દૂર અસ્ત!'[1]

---

૧. 'દિલ્હી દૂર અસ્ત'—દિલ્હી દૂર છે–એ હર્ફે શબ્દો મોન્ટેગ્યૂ–ચેમ્સફર્ડ હેવાલમાં એ સંદર્ભમાં વાપર્યા હતા કે હાલ પ્રાંતિક સ્વરાજ જ હિન્દને

'ઈરાકનાં સ્મરણો' રજૂ કરીને મેં તે દેશમાં અંગ્રેજોએ જમાવેલી રાજસત્તાનો અને તેની સામે મૂળ આરબ વતનીઓના વિરોધનો ખ્યાલ આપ્યો. 'યુરોપની અંધાધૂંધી' વિષે દા૦ સુમન્તના લેખમાં અને 'સાર-સંચય'માં ટાંકેલા અનેક ફકરામાં, યુરોપના શાહીવાદી રાજકારણના પડદા ચીરવામાં આવ્યા, અને તેની સાથે એશિયાની જાગૃત પ્રજાનું તહોમતનામું પોકારવામાં આવ્યું

'યુગધર્મ'માં તંત્રીની નોંધનો આરંભ કરતાં મેં ગાંધીજીને અંજલિ આપી : 'અમે એમને ત્રિવિધ તાપથી દાઝતા ભારતની–ખરું જોતાં સમસ્ત એશિયા ખંડની–ભૂમિ પર તેમજ ઉન્મત્ત બની યાદવાસ્થળી કરતા પશ્ચિમના દેશો પર આર્યસંસ્કૃતિનું અમૃતસિંચન કરતા પરમ પુરુષ તરીકે પ્રણામ કરીએ છીએ.' પછી ગુરુ–કા–બાગમાં સત્યાગ્રહ કરતા અકાલી-ઓને મેં અભિનંદન આપ્યાં. ખાસ તો રોજબરોજ એશિયા માઈનર ને થ્રેસના સારાયે પ્રદેશમાંથી ગ્રીક લશ્કરને પાછા ધકેલતા કમાલ પાશાની વિજયવંત લડતનું લંબાણથી વર્ણન કરી તેના અંતિમ વિજય માટે શુભેચ્છા દર્શાવી. મેસોપોટેમિયા અને અફઘાનિસ્તાનની, મિસરની અને બોખારાની છેલ્લી પરિસ્થિતિનું અવલોકન કરીને મેં 'પૂર્વનાં (એશિયાનાં) રાજ્યોનું ઐક્ય' વિષે લખ્યું: 'મોસ્કોથી મળેલા તારના સંદેશા પરથી માલમ પડે છે કે: 'રશિયા, તુર્કી, કોકેસસ પર્વતના મુલકનું પ્રજાસત્તાક રાજ્ય, બોખારા, મોંગોલીઆ અને ઈરાન–એ બધાંય પૂર્વનાં રાજ્યોનું ઐક્ય કરવા વિષે અફઘાનિસ્તાનના અમીરનું મન પારખવાને રશિયાના કાબૂલના એલચીને સૂચના આપવામાં આવી છે'...પશ્ચિમના ધસારાથી અને પ્રાચીન સંસ્કારથી એશિયાના આ બધા પછાત કહેવાતા દેશો ધીમે ધીમે જાગૃત થઈને પરસ્પર રક્ષણ કરવા માટે કમર કસતા જાય છે. ઇંગ્લેંડ અને ફ્રાંસની માફક તેમને પારકા દેશો હજમ કરવા નથી પણ માત્ર પોતાનો ને પોતાની અમૂલ્ય સંસ્કૃતિનો બચાવ કરવો છે.'

---

આપી શકાય એમ છે અને દિલ્હીના કેન્દ્રિય રાજતંત્રમાં હિન્દીઓને કંઈ સત્તા આપી શકાય એમ નથી.

બીજે જ મહિને આ માસિકના ‘ એશિયા અંક ’માં સમગ્ર એશિયા વિષે, તેના જુદા જુદા દેશ વિષે ને તેના મહાન પુરુષો વિષે લેખોની હારમાળા પ્રકટ કરવામાં આવી. પહેલા જ લેખમાં કમાલ પાશાની જીવનકથા વિસ્તારથી આપીને મેં છેવટે લખ્યું : ‘ કમાલ પાશાની જીતથી હિન્દુસ્તાનથી કેરો સુધી અને રશિયાથી અરબસ્તાન સુધી–સર્વત્ર આનંદ અને ઉત્સવ કેમ ઊજવાય છે ? કારણ કે જે એશિયા ખંડ યુરોપની બેડીઓ પહેરવાને સરજાયેલો ગણાતો, તેના એક સપૂતે શત્રુદળને હઠાવ્યું છે–યુરોપના આગળ વધતા પૂરને પાછું વાળ્યું છે...કમાલ પાશા અને તેના બાર સુભટો જે કરી શકયા તે એશિયાનો કોઈ પણ દેશ કેમ ન કરી શકે ? ’

આ અંકમાં ચીનની પ્રાચીન સંસ્કૃતિ વિષે પ્રાણજીવન પાઠકે લખ્યું. જપાની સામ્રાજ્ય સામે કોરિયાની આઝાદીની લડત વિષે અભ્યાસપૂર્ણ લેખમાળા નંદલાલે શરૂ કરી, તે પછીથી એક પુસ્તિકાના રૂપમાં પ્રકટ થઈ. સમગ્ર ‘ એશિયાની એકતા ’ વિષે પ્રાણજીવન પાઠકે, ‘ એશિયાની સાધના ’ વિષે કાકા કાલેલકરે, ‘ એશિયાનો આદર્શ ’ વિષે અનામી લેખકે અને ‘ નવીન એશિયા ’ વિષે અરવિંદ ઘોષના સાથી પોલ રિશારે લખ્યું. આરંભમાં સાંપ્રત ઇતિહાસનું અવલોકન કરીને પોલ રિશારે લખ્યું : ‘ જ્યારે યુરોપ વેર, વિગ્રહ, નાશ અને રાજપરિવર્તનના અંધકારમાં ડૂબતું જાય છે ત્યારે એશિયાનો ધીમે ધીમે ઉદય થાય છે. એક લાંબી રાત્રિના અંધકારમાં ભૂંસાઈ ગયા પછી, સર્વવ્યાપી જયના શુભ્ર દિવસને માટે એશિયાનો સૂર્ય ઊગે છે. પરદેશી રાજ્યોએ આખા એશિયા ઉપર જેમ જેમ જાળ પાથરી તેમ તેમ તેને તોડીને સ્વતંત્ર અને એકત્ર થવાનું બળ, પરિણામે તેનામાં આવતું ગયું... એટલા માટે નવીન એશિયાની પ્રજાઓનો એક સંઘ કરવાની જરૂર છે.’

એ અંકમાં તંત્રીની નોંધ લખતાં તુર્કી, રશિયા, ઈરાક વગેરે દેશ સંબંધમાં બ્રિટિશ રાજનીતિની મેં સખત ઝાટકણી કાઢી. દા૦ સુમન્તે પહેલા જ અંકમાં આયુર્વેદિક પાઠશાળાઓના વિકાસ અને સંગઠન

વિષે, ગૃહસ્થ કુટુંબની સ્ત્રીઓને નર્સ અને દાયણની તાલીમ આપવા વિષે અને ગોકુળાષ્ટમીના મેળા વિષે નોંધ લખી હતી. આ અંકમાં તેમણે 'દેવાલયોમાં નવચેતન' અને ગામસફાઈ વિષે ટૂંકી સૂચનાઓ આપી.

પ્રો૦ ખુશાલ શાહે[1] તાજા જ પ્રકટ કરેલા 'મહાત્માનો હઠયોગ' નામના નાટકનું નોંધપાત્ર અવલોકન શ્રી. રામનારાયણ પાઠકે ઘણી જ વિનયી ભાષામાં કર્યું : 'લેખકનો ઉદ્દેશ 'જેમ બને તેમ સાહિત્યમાં સત્યદર્શન કરાવવાનો છે' એમ લખનાર વિદ્વાન લેખકે આ નાટકનું વસ્તુ અને યોજના ઇબ્સનના[2] 'સમાજનો વેરી' નામના નાટકમાંથી લીધાં છે.' ચોખ્ખા શબ્દોમાં કહીએ તો લેખકે સત્યનો ઢાંકપિછોડો કર્યો

૧. પ્રો૦ કે. ટી. શાહ – ખુશાલ તલકશી શાહ (૧૦-૨-૧૮૮૮—૧૦-૩-૧૯૫૩) માંડવી-કચ્છના વતની હતા. મુંબઈ યુનિવર્સિટીમાં બી.એ. થઈને તે વિલાયત અર્થશાસ્ત્રનો વધુ અભ્યાસ કરી આવેલા. આરંભમાં મ્હૈસૂરની કૉલેજમાં કામ કર્યા પછી સન ૧૯૨૨ના કાળમાં મુંબઈ યુનિવર્સિટીના અર્થશાસ્ત્ર વિભાગના ઉપરી અધ્યાપક તરીકે કામ કરતા. ઉપરાંત તે જ સાલમાં ગાંધીજીએ બારડોલીની લડત બંધ કરી ત્યારે તે હંસાબેન મહેતા સાથે મળીને 'હિન્દુસ્થાન અઠવાડિક' પત્રનું સંચાલન કરતા અને ગાંધીજીની નીતિની કડક સમીક્ષા કરતા. વખતોવખત તે ગુજરાતી ભાષામાં નાટકો પણ લખતા. વધારે પુસ્તકો તેમણે અર્થશાસ્ત્ર, સરકારી આર્થિક નીતિ. ભારતની સંસ્કૃતિ, હિન્દ અને દુનિયાની મ્યુનિસિપાલિટીઓ વગેરે અનેક વિષય પર અંગ્રેજીમાં લખ્યાં છે. સન ૧૯૪૭ પછી તેમણે ભારતની વિધાનસભાના સભ્ય તરીકે યશસ્વી કામગીરી બજાવી હતી. કૉંગ્રેસ તરફથી નિમાયેલા પ્લેનિંગ કમિશનના મંત્રી તરીકે તેમણે વર્ષો સુધી સર્વોત્તમ કાર્ય કર્યું હતું. તેમની સર્વદેશીય વિદ્વતા, પ્રખર બુદ્ધિ, પારદર્શક પ્રામાણિકતા, નીડર સ્વભાવ અને અજબ લેખનશક્તિ માટે તે દેશમાં ને પરદેશમાં પંકાયેલા હતા.

૨. હેન્રીક ઇબ્સન (૧૮૨૮-૧૯૦૬) નોર્વેનો પ્રખ્યાત વાસ્તવવાદી નાટકકાર હતો. તેનાં 'ઢીંગલીઘર,' 'પિયર જીન્ટ' ઇત્યાદિ નાટકો ઘણાં મશહૂર છે.

હતો. અવલોકનકારે બન્ને નાટકનું અંકવાર પૃથક્કરણ કરીને અને બંનેના મુખ્ય પાત્રોનું સમીકરણ રજૂ કરીને છેવટે લખ્યું : ‘ આ નાટક ઈબ્સનની છાયારૂપ હોવાથી સ્વતંત્ર નાટક તરીકે તેની સમાલોચના કરવી અમને જરૂરી લાગતી નથી.’ આ વિવેચન લેખકના વાંચવામાં આવેલું. થોડા વખત પછી પ્રો૦ શાહ અમદાવાદમાં મને મળ્યા ત્યારે તેમણે કહ્યું : ‘તમારું અવલોકન વાંચીને આખી રાત હું બેચેન થયો હતો.’ દેખીતી રીતે તેમણે શિષ્ટ સાહિત્યની પ્રણાલિકાનો ભંગ કર્યો હતો તેથી બીજુ શું કહી શકે ?

આવા બે અંકમાં આ માસિકની જે વિશિષ્ટ ભૂમિકા અમે જમાવી હતી તે ત્રીજા અંકમાં ચાલુ રાખીને મેં ‘ અફઘાનિસ્તાનની આઝાદી ’ વિષે એક વિસ્તૃત લેખ લખ્યો. તેમ ‘ અમદાવાદના મિલ મજૂરો,’ ‘ હિન્દી જકાતી કમિશન ’ વગેરે વિષે પ્રકીર્ણ લેખ તેમાં પ્રકટ થયા.

તે જ અંકથી ધારાસભાવાદીઓની વિરુદ્ધ સખત લેખ ને નોંધ મેં લખવા માંડ્યા. ધારાસભાના બહિષ્કાર વિષે લખતાં મેં આરંભમાં કબૂલ કર્યું કે ગાંધીજીની ગિરફતારી પછી પ્રજામાં શ્રદ્ધાની ઓટ આવતી જાય છે. અને જેઓ જેલ અને લાઠી આગળ ન ડગ્યા તેમનું શ્રદ્ધાબળ ખૂટી જતાં પાછા પડવાનો સંભવ છે. પછી નવા પક્ષની એક પછી એક દલીલનું ખંડન કરતાં મેં આયર્લૅન્ડ અને મિસરના દાખલા રજૂ કર્યા. પાર્નેલ જેવા પાર્લામેન્ટના રસિયાની જૂની લડત ટાંકીને મેં લખ્યું : ‘ પણ ( આયર્લૅન્ડના ) વીર અને સાહસિક પુત્રોએ પાર્લામેન્ટની સામે પીઠ ફેરવી પોતાનું જુદું તંત્ર જમાવ્યું અને તેના પ્રહારથી જ અંગ્રેજી તંત્રના ચૂરેચૂરા કર્યા. અને ત્યારે જ તે દેશ સ્વતંત્ર થયો...મિસરનો છેલ્લાં થોડાં વર્ષોનો ઇતિહાસ જોતાં માલૂમ પડશે કે ઝગલૂલ પાશાએ ધારાસભામાં ઝુંબેશ ચલાવીને આ સ્થિતિ ઉત્પન્ન નથી કરી પણ દેશના ખૂણેખૂણામાં અને કોમકોમમાં, દેશની સ્વતંત્રતાનો જોશ ફેલાવીને જ તેમણે ધારાસભાને ખતમ કરી છે.’

આ અંકમાં તંત્રીની નોંધ લખતાં મેં વિઠ્ઠલભાઈની 'સવિનય ભંગ સમિતિ'ના હેવાલનું અને કલકત્તાની મહાસમિતિની ચર્ચાનું પૃથક્કરણ કરીને 'સવિનય ભંગ કે ધારાસભા ?' એ મૂળ સવાલ રજૂ કર્યો. તેનો જવાબ વાળતાં મેં લખ્યું : 'અંગ્રેજ સરકારને નમાવવાને કાં તો તલવાર ચલાવવી જોઈએ, કાં તો મોટા પાયા પર બેઠો બળવો કરવો જોઈએ...શસ્ત્રધારી ઘા કરે છે અને ઘા ઝીલે છે. સત્યાગ્રહી ઘા કરતો નથી પણ માત્ર ઝીલ્યે જ જાય છે...એટલે અમદાવાદના (કોંગ્રેસના) ઠરાવનું ચોખ્ખું રહસ્ય એ છે કે કુરબાની સિવાય સ્વરાજ ન જ મળી શકે.' વળી તુર્કીની લડત પર નજર નાખીને કમાલ પાશાએ તેના દેશમાંથી–ને છેવટે ઈસ્તંબુલમાંથી પણ–દુશ્મનોને હાંકી કાઢ્યા છે, અને જૂના સડેલા સુલતાન–ખલીફને હાંકી કાઢીને ઈસ્લામના ધર્મગુરુ તરીકે રાજસત્તાવિહોણો ખલીફ નીમ્યો છે તે માટે તેને મેં અભિનંદન આપ્યાં.

'યુગધર્મ' શરૂ થયું ત્યારથી ગાંધીજીની અસહકારની રાજનીતિ વિષે જે શંકાઓનાં વાદળ દેશમાં ઘેરાયાં હતાં તેને વિખેરવાને તે વિષે તેમના લેખો અને ભાષણોનો એક સંગ્રહ મેં તૈયાર કરવા માંડ્યો હતો. તે પણ ગયાની કોંગ્રેસના કાળમાં જ તૈયાર થયો ત્યારે તેની ઐતિહાસિક ભૂમિકા સમજાવવાને એક લેખ જોડીને મેં આશરે ૮૦૦ પાનાનો ગ્રંથ યુગધર્મ કાર્યાલય તરફથી પ્રકટ કર્યો. તેનો ઉદ્દેશ મેં તેની પ્રસ્તાવનામાં રજૂ કર્યો. આશરે એક વરસ પર પ્રકટ કરેલા મારા આવા જ સંગ્રહનો નિર્દેશ કરીને મેં લખ્યું : 'લડતનો ખરો રંગ તો ગયા વર્ષમાં જ જામ્યો અને હવે ગાંધીજીના જેલ જવાથી કેટલાયે વખત સુધી તેમની જબાન અને કલમમાંથી વહેતી અમૃતધારા અટકશે તેથી તેમની ગેરહાજરીમાં શુદ્ધ સાચો પંથ ગુજરાતી પ્રજા આગળ રજૂ કરવા માટે તેમના મુખ્ય લેખો અને ભાષણોનો આ સંગ્રહ પ્રકટ કર્યો છે...તે વિષયવાર અને ક્રમવાર ગોઠવવા પ્રયાસ કર્યો છે કે જેથી ગાંધીજીએ

શરૂઆતથી તે તેમના કારાવાસ સુધી આદરેલી લડતનો ઇતિહાસ તેમના જ શ્રીમુખેથી પ્રજાને મળી શકે...અસહકારની ગીતા તરીકે તે અમૂલ્ય નીવડશે એવી ખાતરીથી તે ગુજરાતી પ્રજા આગળ...રજૂ કરું છું.'

આ પુસ્તકની 'ભૂમિકા'ના વિસ્તૃત લેખમાં ચાલુ મતભેદનો મેં સ્પષ્ટ નિર્દેશ કર્યો: 'ગાંધીજીની ગિરફતારી અને પ્રજાની નિરાધારતા અને નિરાશા, સવિનય ભંગ સમિતિની તપાસ અને તેનો હેવાલ અને છેવટે તેને પરિણામે ધારાસભા વિષે મતભેદ—એ બધી વાતો સૌના મનમાં તાજી છે. અસહકારના મૂળ ક્રમની એકેએક કડી ઉપર આજે હથોડા મારવામાં આવે છે, અને ગયાની મહાસભામાં તેમાંની કેટલી તૂટશે અને કેટલી કાયમ રહેશે, એ હાલ કહી શકાય એમ નથી...પણ જેમનાં દિલ ગાંધીજીના સિદ્ધાંતથી ખરેખરાં રંગાયાં છે તેમનો માર્ગ તો સ્પષ્ટ જ છે...કદાચ ચોતરફ ખૂનામરકીનું કે અનવસ્થાનું ખૂબ ધમસાણ ચાલતું હશે કે પરસ્પરવિરોધી વિચારો અને શબ્દોના વંટોળિયા ઊડતા હશે તે વખતે સત્યાગ્રહના મુઠ્ઠીભર સૈનિકો, ઊછળતાં મોજાંથી અને ઘેરાં વાદળથી ઘમઘોર થયેલા ભરદરિયા પર, આભની એક ફાટમાંથી ચમકતા તેજસ્વી તારકગણની માફક સૌમ્ય મધુર પ્રકાશ પાડશે.'

આ જ દૃષ્ટિથી 'ચંપારણમાં ગાંધીજી' વિષે રાજેન્દ્રબાબુનું પુસ્તક પ્રકટ કરવાનું અમે નક્કી કર્યું. તેમ બંગાળના શહીદોની કહાણીઓના શોખને લીધે બારિન્દ્ર ઘોષ, ઉપેન્દ્રનાથ બંદોપાધ્યાય વગેરેની લખેલી 'કાળા પાણીની કથા' પ્રકટ કરવાનું અમે ઠરાવ્યું. આ કહાણીઓનું ભાષાંતર મૂળ બંગાળી–હિન્દીમાંથી સુરતના નટવરલાલ વીમાવાળાએ[1]

1. નટવરલાલે, ૧૯ વરસની વયે કાળા કાયદાની લડતમાં જોડાઈને 'હિન્દ સ્વરાજ'ની નકલો વેચેલી. પહેલા વર્ગમાં પાસ થનાર અને મરાઠી, બંગાળી, હિન્દી અને સંસ્કૃતના અભ્યાસી એ બુદ્ધિશાળી વિદ્યાર્થી અસહકારના આદેશને માન આપીને ફર્ગ્યુસન કૉલેજ છોડીને ૧૯૨૦ના આખરે ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયેલા. ૧૯૨૧ના આરંભમાં એમના મિત્ર રમણલાલ દેસાઈ સાથે ચીખલી તાલુકામાં એક રાષ્ટ્રીય શાળા

અને રમણુલાલ દેસાઈએ[1] તૈયાર કરી આપ્યું. સાથે તે બંગાળી વીરોની સંક્ષિપ્ત જીવનકથા લખવાને અને આખું પુસ્તક તૈયાર કરવાને, ચંપારણુ વિષે હિન્દી પુસ્તકનું ભાષાંતર કરવાને ને અમારા કાર્યાલયમાં મદદ કરવાને ભીમજીભાઈ ( સુશીલ ) અમારા આશ્રમમાં આવી પહોંચ્યા. તે ઘણા મહિના સુધી ત્યાં રહ્યા ત્યારે તેમના હસમુખા અને દિલસોજ

---

ચલાવતા અને તે તાલુકાના અનેક ગામે–થોડા દિવસ મારી સાથે–ફરીને લડતનો નાદ ગુંજતો કરેલો. પછીથી બારડોલીની લડતમાં પણ જોડાયેલા. તેમના ભાઈ ઈશ્વરલાલ સાથે 'ગાંડીવ' પ્રેસમાં જોડાઈ 'બૉમ્બયુગનું બંગાળા' વગેરે અનેક ક્રાંતિકારી પુસ્તકોનું પ્રકાશન કરેલું. ૧૯૩૦ની લડતમાં તેમને દોઢ વર્ષની જેલ મળેલી અને તેને પરિણામે ૧૯૩૨માં તેમનું પ્રેસ જપ્ત થતાં ૧૫ હજારનાં પુસ્તકો સરકારે બાળી નાખેલાં. હાલ તેઓ નટવરલાલ માલવીના નામથી સુરત 'ગાંડીવ સાહિત્ય મંદિર' ચલાવે છે.

૧. સુરતના તેજસ્વી બુદ્ધિપ્રતિભાવાળા યુવાન રમણુલાલ માણેકલાલ દેસાઈ ૧૮ વરસની વયે સુરતની કૉલેજમાં ઇન્ટરનો અભ્યાસ કરતા હતા. ગાંધીજીની હાકલ સાંભળીને તે કૉલેજ છોડીને વિદ્યાપીઠમાં નટવરલાલ સાથે જોડાયેલા અને ૧૯૨૧માં બંનેએ ચીખલીમાં પ્રચારકાર્ય કરેલું. તે સાલમાં જૂનથી બન્ને સાથે વિદ્યાપીઠમાં ભણતા અને ખડતલ આશ્રમી જીવન ગાળતા. ૧૯૨૨માં બારડોલીમાં અનુભવ લીધા પછી તે 'ગુજરાત મિત્ર' પત્રમાં જોડાયા. ત્યારથી તે ૧૯૨૭ સુધીમાં ક્ષયરોગથી તે અકાળે ગુજરી ગયા ત્યાં સુધીમાં મુંબઈના 'હિન્દુસ્થાન' દૈનિક, મુંબઈ મ્યુનિસિપાલિટી, યુગધર્મ કાર્યાલય વગેરે અનેક ઠેકાણે તેમણે કામ કર્યું. સન ૧૯૧૯માં લગ્ન કર્યાં. પછી તે આઝાદ સ્વભાવના સેવાભાવી યુવાન તેમના કુટુંબથી અલગ થઈ જીવનનિર્વાહ કરતા. સન ૧૯૨૩માં નાગપુર સત્યાગ્રહમાં ભાગ લઈ જેલ ગયા ત્યાં તેમનું શરીર ભાંગી ગયું. હાથે રાંધીને દોડાદોડ કરતાં તે ક્ષયરોગના ભોગ બન્યા, અને અપાર કષ્ટ સહન કરી અકાળે અવસાન પામ્યા. તેમના એક પુત્ર નવીનને તેમના દાદાએ અપનાવીને ભણાવ્યા. આજે તે મુંબઈમાં ચાર્ટર્ડ એકાઉન્ટન્ટનો વ્યવસાય કરે છે.

સ્વભાવથી તે અમારી સર્વેની સાથે ખૂબ જ ભળી ગયા. આ બંને પુસ્તકો મારા કારાવાસ પછી પ્રકટ થયાં અને યરોડા જેલમાં તે મળ્યાં ત્યારે મારું દિલ આનંદથી નાચી ઊઠેલું.

આ અરસામાં બાળલેખકોએ લખેલી બાળવાર્તાઓનું એક પુસ્તક મેં પ્રકટ કર્યું. વરસો પર શારદાબેનને ઘેર હું રહેતો, ત્યારે તેમનાં બાળકો, બીજાં બાળમિત્રો સાથે મળીને શિશુમંડળ ચલાવતાં અને 'મુકુલ' નામનું એક હસ્તલિખિત માસિક પ્રકટ કરતાં, તેનાથી હું પરિચિત હતો. એ પત્ર કોઈ વાર હું વાંચતો ત્યારે તેની કેટલીક વાનગીઓમાં મને રસ પડતો. તેમાંથી ફૂલની કળી જેવી આશાસ્પદ અને સુમધુર વાતો અને લેખો પસંદ કરીને તેનો સંગ્રહ 'મુકુલ' નામથી મેં પ્રકટ કર્યો તેની પ્રસ્તાવનામાં મેં લખ્યું: 'જેમ સુકોમળ બાળકોનાં દર્શનથી સૌના અંતરમાં સ્નેહ અને આનંદ ઊભરાય છે તેમ સંસ્કારી બાળકોએ રચેલી–નિર્દોષ કિલકિલાટની અને રમ્ય મનોરથોની, સુંદર પરીઓની, રંગબેરંગી રોશનીની અને સુગંધી કુસુમકુંજોની–સ્વર્ગીય સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરતાં સૌ કોઈ અપૂર્વ રસનું પાન કરશે એવી આશા છે.' મૂળ માસિકના તંત્રીઓ તરીકે પ્રેમલીલા મહેતા અને સૌદામિની નીલકંઠે આ પુસ્તકમાં 'પરિચય'ના બે બોલ લખ્યા અને વાર્તાઓની પસંદગીમાં મને સંગીન સહાય કરી.[1]

૧. આવતી દિવાળીને ટાંકણે યુગધર્મ કાર્યાલય તરફથી નંદલાલે વિશિષ્ટ પ્રકારની સ્વરાજ ડાયરી (સંવત ૧૯૮૦) તૈયાર કરવાની યોજના કરી હતી. મારા કારાવાસ દરમ્યાન પ્રકટ થયેલ આ ડાયરીમાં સ્વાભાવિક રીતે યુગધર્મ માસિક અને તેનાં પ્રકાશનની યોગ્ય જાહેરાત કરવામાં આવેલી. ઉપરાંત પ્રાસ્તાવિક ૧૭૫ પાનમાં રાષ્ટ્રીય મહાસભા અને ગુજરાત પ્રાંતિક સમિતિના બંધારણ, ઠરાવો અને તેના કાર્ય વિષે ટૂંક માહિતી આપેલી. તેમ જ દેશની માણસ દીઠ આવક અને સરકારી કર, આયાત અને નિકાશ, વસ્તી અને જન્મમરણ પ્રમાણ–વગેરે વિષે ઉપયોગી તપસીલ આપી હતી. વરસમાં જે જે દિવસે કંઈ મહત્ત્વના રાજકીય કે રાષ્ટ્રીય બનાવો અગાઉ બનેલા તે પણ તે તે દિવસે ટાંકયા હતા.

'યુગધર્મ'ના અંક પ્રકટ થતા ગયા તેમ લેખકમિત્રોને પહેલાંના કરતાં વધારે મળવાનું થતું. ઘણુંખરું રવિવારે સવારે સર્વે આશ્રમમાં આવીને આવતા અંકની ચર્ચા કરતા. સર્વ નિયમિત રીતે માસિક માટે અભ્યાસી અને વિચારવંત લેખો મોકલતા. કેટલાક વિદ્વાનો સાથે નિરાંતે વાતો કરતાં તેમની સાથે ભૂતકાળના ભોંયરામાં ઊતરીને જુદી જુદી ગલી-કૂંચીઓમાં વિહરવાની અને અવનવાં વિચારરત્નો નીરખવાની મને ઘણી મજા પડતી. પણ વખત જતાં, તેમનાં જ્ઞાન ને ચિંતનની મર્યાદાઓ મને સમજાતી ગઈ. હું જૂના ધર્મ અને ઇતિહાસમાંથી સાંપ્રત કાળને માટે પ્રેરણા કે બોધપાઠ મેળવવાની દૃષ્ટિ રાખતો ત્યારે આ સાથીઓ ઘણું-ખરું તેની પવિત્રતા કે ચમત્કાર પર મુગ્ધ થઈને વર્તમાન ને ભવિષ્ય કાળથી કંઈક વિમુખ થતા. હું ભૂતકાલીન સંસ્કૃતિને આગેકૂચ કરવાને સીમાચિહ્નરૂપ ગણતો ત્યારે આ ભાઈઓ તેના પર આફરીન થઈ તેના પર જ પૂરા આત્મસંતોષથી વિસામો લેતા દેખાતા. આવી સ્થિતિસ્થાપક દૃષ્ટિ ગાંધીજીના તત્ત્વજ્ઞાન ને રાજનીતિ વિષે તે ભાઈઓ દાખવતા—તેને એક સ્વયંસિદ્ધ અને સનાતન સંપ્રદાયરૂપ માનતા. છતાં આવું શાસ્ત્ર તેમનાં હૃદય કે કલ્પનાને સતેજ કરતાં નહિ, ને તેમના લેખ ઘણા વિદ્વતાપૂર્ણ હોવા છતાં ઠંડા અને જડ લાગતા.

વિદ્યાપીઠના આચાર્ય ગિદવાણી તેમનાથી તદ્દન જુદી—છેક જ અદ્યતન—કોટિના વિદ્વાન હતા. સ્વરાજ આશ્રમના દિવસોમાં અમે અસહ-કાર પ્રવૃત્તિના પ્રચારકો તરીકે ઉતાવળમાં જ મળતા. હવે હું પ્રકાશન પ્રવૃત્તિમાં એકાગ્ર થયો અને અમારી પાસેના જ બંગલામાં તે રહેતા,

મહાપુરુષોનાં ને વીરોનાં જન્મ ને મરણ, કારાવાસ ને શહીદીની નોંધ તેમના પુણ્ય-દિને આપવાને ખાસ કાળજી અને મહેનત લેવામાં આવી હતી.

તે પછીથી સ્વરાજ પ્રાપ્ત થયા છતાં સ્વરાજ ડાયરી પ્રકટ થયેલી જાણી નથી.

તેથી તે વધારે મળતા અને તેમના વિશાળ વાચન અને વિદ્વત્તાનો મને લાભ આપતા. આગળ એક ભાષણમાં તેમણે ગાંધીજી અને લેનિન–બંનેને સાંપ્રત કાળના યુગપુરુષ તરીકે બિરદાવેલા. હવે માલમ પડ્યું કે તેમણે સમાજવાદ અને સામ્યવાદ, માર્ક્સ અને એંગલ્સ, રશિયાની ક્રાંતિ અને પછી સ્થપાયેલા લેનિનના રાજતંત્ર–આ બધા વિષે ઘણું વાંચ્યું હતું.

મારી વિનંતિથી તેમણે માર્ક્સ વિષે એક લેખ 'યુગધર્મ' માટે લખી મોકલ્યો. લેખના આરંભમાં તેમણે લખ્યું: 'એ વિપ્લવમાં દુનિયાની તવારીખમાં ન થયો હોય એવડો એક નવો ને પ્રગલ્ભ પ્રયોગ રશિયામાં શરૂ થયો છે. એનાથી જે તંત્ર અસ્તિત્વમાં આવ્યું છે એનું નામ જ બોલ્શેવિઝમ. એ નિર્દોષ શબ્દમાં મૂડીવાદે એવો ખરાબ અર્થ આરોપ્યો છે કે છોકરાના 'બાઉ'ની જેમ રાજદ્વારી બાબતોમાં ઊગતા અભ્યાસીને એ ગભરુ કરી બીવરાવી મારે છે.' પછી માર્ક્સે જર્મન તત્ત્વજ્ઞાની હેગલની વિચારસરણીનો અભ્યાસ કરીને પોતાના નવા વિચારો કેવી રીતે વિકસાવ્યા, અને અંગ્રેજ લેખક એંગલ્સનો સાથ મેળવીને તેણે પોતાના વિચારોનો કેવી રીતે વિકાસ, પ્રચાર અને પ્રયોગ કર્યો તે સંક્ષેપમાં તેમણે બતાવ્યું. બીજા એક અંકમાં આયર્લૅન્ડની આઝાદીની લડત દરમ્યાન ત્યાંના ક્રાંતિકારીઓએ રાષ્ટ્રીય અદાલતોની હારમાળા સ્થાપીને પ્રજાની કેવી સંગીન રચનાત્મક સેવા કરી હતી તે તેમણે વિસ્તારથી વર્ણવ્યું. તેમાં એવો ચોખ્ખો ધ્વનિ હતો કે આપણે બીજું કંઈ લડાયક કાર્ય ન કરીએ તો પણ ગામગામડે ટંટાફિસાદ મિટાવવાને એવી કોરટો સ્થાપીને દેશની ભારે સેવા કરી શકીએ.

ગિદવાણી જેવા વિદ્વાન હતા તેવા હસમુખા અને શોખીન હતા. ઘણી વાર સાંજે અમારા બાગમાં ઝાડ નીચે બેસીને તે વાર્તાવિનોદ કરતા. એક વાર ચાની સામે કડક પ્રચાર કરનાર આ મિત્ર હવે અમારી પાસે 'રશિયન' ચા માગતા. ચાના ગરમ પાણીમાં ખાંડ નાખ્યા સિવાય માત્ર લીંબુ નીચોવીને તે પી જતા. અમે આવી ચા વિચિત્ર અને કડવી

ગણતા તેથી તે અમારી મશ્કરી ઉડાવતા. પ્રો૦ શાહની સાથે તેમનો મેળાપ અમારા બંગલામાં દા૦ સુમંતે કરાવેલો ત્યારે બન્નાયે ભેગા મળીને વાતોની અનેરી રંગત ઉડાવેલી.

વલ્લભભાઈ સાથે ફરી મારી રાજકીય બિરાદરી બંધાઈ તે પછીથી તે પહેલેથી કંઈ ખબર આપ્યા સિવાય, કોઈ વાર સવારે વહેલા અમારે બંગલે ચડી આવતા. તેમના માનમાં ખાસ ચા બનાવીને અમે તેમનું સ્વાગત કરતા. હું, દા૦ સુમંત, નંદલાલ વગેરે આવા નિર્જન સ્થળમાં રહીને લેખન–પ્રકાશનનું કાર્ય કરત, તે જોઈને તે કંઈક તાજુબ થતા–હંમેશ મુજબ તે ઓછું બોલતા અને વધારે સાંભળતા. ગયાની કૉંગ્રેસ પછી હું પ્રાંતિક સમિતિનો પ્રચારમંત્રી બન્યો તે પછી તે બહુ જ મળતા અને છૂટથી રાજકીય ચર્ચા મારી સાથે કરતા. કોઈ વાર હું ખમાસાગેટ પાસે તેમને ઘેરે જતો અને મણિબહેન અને ડાહ્યાભાઈનો મહેમાન થતો. ફેબ્રુઆરી માસમાં અમારી વચ્ચે ફરી મતભેદ થયો ત્યાં સુધી આવો મીઠો સંબંધ કાયમ રહ્યો. પછી તે દૂર દેશ વર ગયા અને હું જેલમાં ગયો તેથી અમારે વરસેકનો વિયોગ રહ્યો.

૧૯૨૨ની આખરે મહાદેવ દેસાઈ સંયુક્ત પ્રાંતની જેલમાંથી છૂટયા પછી કોઈ વખત અમારે બંગલે આવી ચડતા. તેમને મારી માફક સવારે ચાની સાથે પાઉં-માખણ ખાવાનો બહુ શોખ હતો. કવચિત અમારે ત્યાં સવારનો નાસ્તો લેવાની તેમને ઘણી મજા પડતી. તે વિષે એક વાર તેમણે રમૂજી કિસ્સો સંભળાવ્યો: 'ગાંધીજી પણ આ શોખની વાત જાણતા એક વાર મદ્રાસ ઈલાકામાં તેમની સાથે હું રેલગાડીમાં હતો ત્યારે એક દિવસ સવારે હું જાગ્યો ત્યારે ચા અને ટોસ્ટનો તૈયાર ટાટ મારી આગળ રજૂ થયેલો. તે જોઈને હું નવાઈ પામ્યો ત્યારે ગાંધીજીએ કહ્યું: 'મેં તારે માટે જ મંગાવ્યો છે.''

મહાદેવભાઈ જેલમાંથી છૂટયા ત્યારે ગાંધીજી યરોડામાં હતા. તે અને મળતા તેવામાં વ્યક્તિગત સત્યાગ્રહ કરવા વિષે મારે વલ્લભભાઈ

સાથે મતભેદ થયો. મહાદેવભાઈની સલાહ હું માગતો ત્યારે કોઈક વાર તે મારી સાથે સંમત થતા. થોડા દિવસમાં ખબર પડી કે તે ‘નવજીવન’ કાર્યાલયમાં જતા ત્યારે તેમનો એક વિચાર હોય, પછી વલ્લભભાઈને મળે ત્યારે બીજો વિચાર કરે અને પછી ભરૂચ જિલ્લાની એક પરિષદમાં ભાષણ કર્યું ત્યારે ત્રીજો જ વિચાર રજૂ કર્યો. ગાંધીજી સાથે વરસો સુધી રહેતાં તેમના શાસન પાળવાને ટેવાયેલા હોવાથી, નવી પરિસ્થિતિમાં પોતાની જવાબદારી પર નિર્ણય કરતાં તેમને ઘણી મુસીબત પડતી. કોઈ વાર તેમના વિચારોના આવા પલટા વિષે હું તેમની મીઠી મજાક ઉડાવતો, ત્યારે તે મહાનુભાવ સન્મિત્ર નિખાલસ દિલથી પોતાની મૂંઝવણ હસતે હસતે કબૂલ કરતા.

પ્રો૦ બળવંતરાય ઠાકોર દા૦ સુમંત પર તેમજ મારા પર અનન્ય ભાવ રાખતા. અમે બંને સાથે રહીને માસિક વગેરે પ્રકટ કરતા એ જાણીને તે ખાસ ચાહીને અમારે ઘેર થોડાં અઠવાડિયાં રહેવા આવ્યા. તેમને જુદો ખંડ આપીને તેમની બનતી સગવડ સાચવવાનો અમે પ્રયાસ કર્યો. અમારું પત્ર અસહકારને અને સત્યાગ્રહની લડતને વરેલું હતું તેથી તેમાં લખવાનું તેમને બહુ ફાવ્યું નહિ. પણ ૧૯૨૩ના આરંભથી તેમને હસ્તક ચાલતી ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટીનાં પુસ્તકોની જાહેરખબર કેટલાય વખત સુધી અમારા માસિકમાં પ્રકટ કરીને તેમણે અમને બનતી સહાય કરી. અમારા કાર્ય અને સંઘજીવન વિષે તે મુક્ત ચર્ચા કરતા અને ભારે અવાજથી હળવી રમૂજ ઉડાવતા. પૂનાના કાળથી તે વડીલ મારા ઘડતરનું નિરીક્ષણ બહુ ભાવથી કરતા. અહીંયાં અમારી સાથે થોડુંક રહ્યા પછી મારે વિષે કોઈને પૂછતા : એ આવા શાંત સ્થળમાં આખો દિવસ રહેતો હોવા છતાં આટલો બધો બેચેન કેમ રહે છે? મારી સાથે વાતમાં તે વિષે તે ટકોર કરતા ત્યારે હું હસીને તેમની વાત ઉડાવી દેતો.

એક દિવસ લાંબા વાંકડિયા વાળવાળો એક ખૂબસૂરત જુવાન અમારા આશ્રમમાં દા૦ સુમંતને મળવા આવી ચડયો. કવિવર ટાગોરના

એ કુટુંબી સૌમ્યેન્દ્રનાથને સર્વે શોમેન કહેતા. તે આશ્રમમાં થોડા કલાક રહ્યો તે દરમ્યાન તેણે શાંતિનિકેતન અને કવિ ટાગોર વિષે ઘણી વાતો કરી, મીઠાં બંગાળી ગીત ગાયાં અને સરસ પાવો વગાડીને અમને હેરત પમાડયા. પછી વડોદરે શારદાબહેનને ઘેર તેને હું મળ્યો ત્યારે તેના સંગીતની વધારે મજા માણી.

આનાથી જુદી જ જાતના બે મહેમાન એક દિવસ અમારા આશ્રમમાં આવી ચડ્યા. મુંબઈની ટ્રામવેની હડતાલ નિષ્ફળ થવાથી બેકાર બનેલા બે મુસલમાન ભાઈઓ મુંબઈના આગેવાન લક્ષ્મીદાસ તેરસીની ચિઠ્ઠી લઈ ને કંઈ કામકાજની શોધમાં આશ્રમમાં આવ્યા. અમે તેમને આશ્રમમાં રાખીને પરચૂરણ કામ સોંપ્યું. થોડા દિવસમાં તેમણે મજાનાં ખારાં–મીઠાં બિસ્કિટ બનાવીને અમને ખુશ કર્યા. પણ આવા કામ પર તેમનો ખરચ કેમ પોસાય? નંદલાલને તેમની સાથે વાતચીત કરતાં માલમ પડ્યું કે તેમને ચોપડીઓ બાંધવાનું, પૂંઠાં ચોંટાડવાનું વગેરે કામ આવડે છે. તેથી તેમને કામે લગાવવા માટે તેમણે કાગળ કાપવાનો સંચો અને બીજાં સાધનો અમારા કાર્યાલયની પાછળના ચોગાનમાં વસાવીને રીતસર 'બૂકબાઇન્ડિંગ'નું ખાતું ખોલ્યું, તે કેટલાય મહિના ચલાવ્યા પછી છેવટે તેમાં ભારે ખોટ જતાં તે સમેટી લેવામાં આવ્યું.

શરૂઆતની અનેક અગવડોને વટાવીને દા૦ સુમંત થોડા મહિનામાં પાકા આશ્રમવાસી બની ગયા. અમારા સંઘજીવનમાં તે અમારા વડીલ સલાહકાર હતા, તેમ અમારા માસિકમાં સંગીન ફાળો આપતા. સન ૧૯૨૩ના આરંભમાં તેમણે 'યુગધર્મ'માં બે લેખ પ્રકટ કર્યા તે નોંધ-પાત્ર હતા. 'ગ્રામજીવનનું પુનરાવર્તન' એ શીર્ષક નીચે તેમણે વડોદરામાં અગાઉ ખાનગીમાં ચર્ચાયેલી એક યોજના રજૂ કરી: 'નર્મદા નદીના કાંઠા ઉપર કેટલાંક રમણીય સ્થાન છે. તેમાંથી કોઈ એકાંત જગ્યાએ

પચીસ–ત્રીસ ગામના આગેવાનોને શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી. મંદિરો અને તેની આસપાસ આવેલી ધર્મશાળાઓમાં રહેવા માટે મુકામ સહેલાઇથી થઈ શકે. કેટલાક ધર્મનિષ્ઠ સંન્યાસીઓ અનેક પ્રકારની મદદ કરે... શિક્ષણ ત્રણેક કલાકનું વ્યવસ્થિત રાખવું. જો દરેક માણસ થોડું અનાજ સાથે લાવે તો ઉપલક ખર્ચ જૂજ રહે... શિક્ષણમાં નીચે બતાવેલા વિષયોનો સમાવેશ કરવો :

(૧) ગ્રામપંચાયતનાં બંધારણ અને કર્તવ્ય...

(૨) ખેતીમાં વ્યવહારુ સુધારા...

(૩) સહકારી મંડળો...

(૪) ગ્રામશાળા તથા પુસ્તકાલય...

(૫) ગામની સ્વચ્છતા, ગ્રામસુધારણા...

(૬) ગામડાંમાં ચલાવી શકાય તેવા હુન્નરો...'

વરસો પછી આવા કંઈ ધોરણસર લેખકે પોતે કલોલ તાલુકામાં શેરથા ગામે એક વર્ગ ચલાવેલો. હવે તો સરકારી ને સહકારી સંસ્થાઓ તેમજ અનેક પક્ષો તરફથી આવા વર્ગો ચલાવવાનું સામાન્ય થઈ પડયું છે.

બીજા એક અંકમાં 'નવી હિન્દી પ્રજા' વિષે દા૦ સુમંતે સન ૧૯૨૩ના આરંભે દેશમાં છવાયેલી નિરાશામાં પણ નવી જાગૃતિનાં જે ચિહ્નો નિહાળ્યાં તેનું દિગ્દર્શન કર્યું. તેમણે નીચેના મુદ્દા તરફ ખાસ ધ્યાન દોર્યું :

(૧) મજૂર તથા કારીગર વર્ગની લડત.

(૨) પછાત તથા અંત્યજ વર્ગની લડત.

(૩) ગામડાંની પ્રજાની લડત.

(૪) સ્ત્રીઓની લડત.

પછીનાં વરસોમાં આ ચારે વર્ગની લડત જોરદાર થતી રહી છે, એ લેખકની અણદીઠા ભાવિનાં જીવનવહેણ પારખવાની શક્તિ સૂચવે છે.

સન ૧૯૨૩ના આરંભમાં ગયાની કોંગ્રેસમાંથી હું પાછો અમદાવાદ આવ્યો ત્યારે તેના નિર્ણયથી હું સત્યાગ્રહની લડતના નવા રંગે રંગાઈ ગયો. તરત કોંગ્રેસની આ બેઠક વિષે મેં લેખ લખ્યો તેમાં છેવટે મેં લખ્યું: 'આપણા આગેવાનોએ જુદો સ્વરાજ પક્ષ રચ્યો છે...તેમની મદદની આશા રાખવી ફોકટ છે...આવી આકરી સ્થિતિ વચ્ચે પણ ચાર માસમાં સવિનય ભંગની તૈયારીનો ક્રમ પૂરો કરીને મહાસભાની અને દેશની આબરૂ રાખવી જ જોઈએ. સરકાર આપણને તાવી રહી છે. આગેવાનો આજે કોરે બેઠા છે. આવે વખતે આપણા ધર્મ ને દેશ ઉપર શ્રદ્ધા રાખીને ઈરાદાપૂર્વક આદરેલું અસિધારાવ્રત પાળવામાં જ આપણી કસોટી છે.'

પછીના અંકમાં 'અસહકાર અને આત્મશુદ્ધિ' વિષે લેખ લખીને ગાંધીજીના રાજકારણમાં મને દેખાતી આધ્યાત્મિક વૃત્તિનું મેં વિવરણ કર્યું. પણ મારા અંતરની ખરી વ્યથા તો મારી નોંધમાં ભભૂકી ઊઠી. 'આપણી શરમ'ના શીર્ષક નીચે નોંધ શરૂ કરતાં મેં લખ્યું: 'ગાંધીજી પણ જેલમાં ગયા. સેંકડો અકાલીઓએ નિઃસીમ દુઃખ સહન કર્યાં. આજે ૨૦–૩૦ હજાર ભાઈઓ કારાવાસ ભોગવે છે. પણ તેથી (અગાઉ આવાં બલિદાનથી ગાંધીજીને થતો તેવો) આપણને આનંદ ક્યાં થાય છે? તેમના દુઃખથી વધારે ને વધારે સહન કરવાનો ઉત્સાહ ક્યાં છે? જ્યારે કોઈ નવા માણસો પકડાવાની વાત સાંભળીએ છીએ ત્યારે હસવાની હિંમત નથી અને રોવાની છૂટ નથી...

'આપણે મહાત્માજીને વિષે શોક કરવાનો નથી. સરકારની સામે ગુસ્સો કરવાનો નથી. પણ આપણી બેપરવાઈ અને બેદિલીને માટે જ શોક કરવાનો છે. આપણી શરમનું કંઈ માપ જ નથી.' પછી તે ભૂંસવાને માટે ગુજરાતની ફરજ મેં નીચે મુજબ સૂચવી: 'ગુજરાત પ્રાંતિક સમિતિએ સવિનય ભંગની લડત માટે ત્રણ હજાર સિપાઈઓ ભરતી કરવાનું ઠરાવ્યું છે. સમસ્ત ગુજરાતી પ્રજાની સહાય ઉપર જ સફળતાનો

આધાર છે.' આ ભરતીના કામમાં હું સામેલ હતો તેથી તેમાં જોડાવાને સર્વે નવયુવકોને મેં એલાન કર્યું. તેની સાથે રાનીપરજ અને ચૂડાસમાની અદ્દભુત જાગૃતિની નોંધ લઈને તેમના કાર્યકરોને મેં ધન્યવાદ આપ્યા.

પણ આવા ગરમાગરમ લખાણથી પણ મારા જીવને શાંતિ થઈ નહિ. નડિયાદની કમિટીમાં મેં તરત જ સત્યાગ્રહ કરવાની જે દરખાસ્ત મૂકી હતી તે નામંજૂર થતાં હું મરણિયો બન્યો. ગામેગામની તેમ અડાસની ૨૩મી ફેબ્રુઆરીની સભામાં મેં, ધગધગતા આવેશથી ભાષણ કર્યાં ને સરકારની આંખ લાલ થઈ.

માર્ચના અંકમાં 'શીખોનું પુનર્જીવન' વિષે મેં એક લેખમાળા શરૂ કરી. તેમાં પણ શીખોની કુરબાનીની કથાઓ આપીને આત્મભોગનો માર્ગ ચીંધવાની જ મારી નેમ હતી. વળી ત્યાં સુધીમાં સત્યાગ્રહીઓની ભરતીના કામે ખૂબ ઘૂમ્યા પછી મને ભારે નિરાશા થઈ હતી. તેથી નોંધમાં મેં લખ્યું: 'ગુજરાતને ત્રણ હજાર સ્વયંસેવકોની ભરતી કરવાનું અને ત્રણ લાખ રૂપિયા ભેગા કરવાનું કાર્યવાહક સમિતિએ ફરમાવ્યું છે...જોઈતી રકમ તો ગુજરાતીઓ ઉધરાવશે જ એવી ખાતરી છે. પણ સ્વયંસેવકોની ભરતીનું કામ એટલું આશાજનક દેખાતું નથી. પ્રાંતિક સમિતિએ નીમેલી પ્રચાર સમિતિએ ભરૂચ, સુરત અને ખેડા એ ત્રણ જિલ્લાની મુસાફરી પૂરી કરી છે છતાં ત્રણ હજારમાંથી કુલ પાંચસો સ્વયંસેવકો પણ હજી ભાગ્યે જ નોંધાયા હશે... કામ સફળ કરવાને ગુજરાતીઓએ તરત જ કમર કસવી ઘટે છે.' તે જ અંકમાં કાકા કાલેલકરને તેમજ દરબાર ગોપાળદાસ અને ભક્તિબાને જેલ સ્વીકારવા માટે મેં ધન્યવાદ આપ્યા અને એ માર્ગે આગેકૂચ કરવા સર્વેને ચીમકી આપી. પણ મારી પિપૂડીના અવાજની શો અસર થાય?

માર્ચમાં અમારી પ્રચાર સમિતિ પંચમહાલના પ્રવાસે ફરી આવી પણ તેથી ભરતીના કાર્યમાં કંઈ વિશેષ સફળતા મળી નહિ. તેથી તે માસની આખરે અમરેલીના પ્રવાસેથી પાછા આવીને મેં તરત નાની

નાની લડતો શરૂ કરીને જ સ્વયંસેવકોની ભરતી ચલાવવાની જે સૂચના આગલે મહિને નડિયાદમાં રજૂ કરી હતી તેનું જ મારી નોંધમાં વિવરણ કર્યું. ગાંધીજીની આગલી લડતોના વિકાસ પર નજર નાખીને મેં લખ્યું : 'જો ચાર માસમાં સરકારની સામે ખરેખર જંગ જગાવવો જ હોય તો કઈ રીતે તેને માટે તૈયારીઓ કરવાની જરૂર હતી...?

'(૧) જો લડત કરવી જ હતી તો તેને માટે તારીખ પણ ઠરાવવી જ જોઈતી હતી...

'(૨) લડતનો દિવસ મુકરર કર્યો હોત તો આગેવાનોની ભાષા વધારે તેજ, કડક અને આગ્રહી થઈ હોત......

'(૩) જો મે માસના અરસામાં હોળી સળગાવવી જ હોય તો તૈયારીની મુદત દરમ્યાન નાનાં નાનાં ખોરણાં ચેતાવવાં જ જોઈએ... સરકારની સાથે જંગ માંડવાનો દારુણ નિશ્ચય કર્યો હતો તે દરમિયાનમાં કેટલીયે બાબતોમાં આપણે ચમકારો બતાવવો જોઈતો હતો...દાખલા તરીકે...દેશના જુદા જુદા ભાગમાંથી રાજદ્રોહના ગુના માટે અનેક ભાઈઓને પકડવામાં આવ્યા છે. આપણા જ પ્રાંતમાં સાધુચરિત અધ્યાપક કાલેલકરને લગભગ રાજદ્રોહના આરોપસર જ સરકારે એક વરસને માટે જેલમાં પૂરી દીધા છે...મે-જૂન માસમાં લડત લડવી જ હોય તો તેમણે કેવળ શુદ્ધ ક્ષત્રિયવટથી, ગાંધીજીએ સાદા વખતમાં સરળ રીતે કર્યું છે તેમ રાજદ્રોહને અંગે દોષિત થયેલા નિર્દોષ લેખો અને ભાષણો ફરી ફરીને જાહેર સભાઓમાં વાંચવા અને આવી સભાઓ પાસે તેનો અક્ષરે અક્ષર બોલાવવા ફરમાવવું. જો સરકાર કોઈને પકડે તો પણ ઘણું સારું થાય. પકડાપકડીથી સ્વયંસેવકોની ભરતીમાં જોશ આવે અને દર અઠવાડિયે...આ માણસોને જેલમાં સિધાવીને આપણે લડતનું સરસ કામ કરી શકીએ.'

આ નોંધ હું પૂરી કરતો હતો તેવામાં જ મને સરકારની નોટિસ[1]

---

૧. આ નોટિસ મને ૨૯-૩-૨૩ના રોજ મળી. તે પહેલાં સરકારની બીજી

મળી. તેથી મેં છેલ્લે ઉમેર્યું : 'મારી નજીવી તપશ્ચર્યા સફળ થઈ છે. મેં જે યત્કિંચિત દેશસેવા કરી છે તેની સરકારે કદર કરી છે...અડાસ ગામે તા. ૨૩-૨-૨૩ના રોજ ગયો હતો, ત્યાં મેં ભાષણ કરી રાજદ્રોહ ફેલાવ્યો છે તેથી છઠ્ઠી એપ્રિલની પુણ્યતિથિને દિવસે હાજર રહેવાની નોટિસ મને...મળી છે. એટલે છઠ્ઠી એપ્રિલને દિવસે હું એક વર્ષને સારુ સરકારનો મહેમાન થવાનો એ લગભગ નિશ્ચિત લાગે છે.'

એપ્રિલના પહેલા અઠવાડિયામાં બહારગામ સભાઓમાં હું બોલતો ગયો તેમ આશ્રમના સર્વે સાથીઓ સાથે મળીને, આવતા વરસ દરમ્યાન માસિક ને પ્રકાશન કાર્યની નવી વ્યવસ્થા કરતો ગયો. અમારા કાર્યાલય અને આશ્રમની બધી વહેવારિક વ્યવસ્થા નંદલાલ પહેલેથી જ કરતા હતા. જે પુસ્તકો પ્રકટ કરવા ધાર્યું હતું તે તૈયાર કરવાની વ્યવસ્થા થઈ ગઈ હતી. માસિકમાં હું લેખ લખતો તેની ખોટ સહેલાઈથી મિત્રો પૂરી શકે એમ હતું. તંત્રીના જવાબદારી લેવાની અને નોંધ લખવાની સર્વેએ દા૦ સુમંતને વિનતિ કરી તે તેમણે ફરજ સમજીને ઉપાડી લીધી.

છઠ્ઠીએ સવારે સર્વે સાથીઓ અને મિત્રોએ આશ્રમમાં મળીને મને રીતસર વિદાયમાન આપ્યું. ઠક્કરબાપા ને સુખદેવભાઈ પણ આશીર્વાદ આપવાને ખાસ આવી પહોંચ્યા. છેલ્લી વિદાય મિત્રોએ મને કોરટમાં જ આપી. અમે હસીખુશીથી જુદા પડ્યા. હું તો જાણે લાંબા આરામ-પ્રવાસ પર જતો હોઉં એવા આનંદથી સાબરમતી જેલને પંથે સિધાવ્યો.

---

એક નોટિસ મને મળેલી. એક વાર ખાસ બજાર આગળથી હું સાયકલ પર રાતે પસાર થતો હતો ત્યારે તેના પર ફાનસ નહોતું. પોલીસે મને બત્તી વિષે પૂછ્યું ત્યારે મેં કહ્યું : 'ચાંદની રાત છે.' પણ આકાશમાં ચાંદ દેખાતો નહોતો તો શું બતાવું ? મારા પર સમન નીકળ્યો તે કેટલાયે મહિના પછી મારા પર બજ્યો. કોરટમાં કેસ ચાલ્યો ત્યારે મારો પાંચ રૂપિયાનો દંડ થયો. મારા ખીસામાં દમડી નહોતી તેથી જેલ જવું પડત. પણ પાછળથી ઓચિંતો આશારામ ફૂટી નીકળ્યો. તેણે રૂપિયા ગણી આપ્યા ને હું છૂટી ગયો.

## ૭. સાબરમતીથી યરોડા

સન ૧૯૨૩ના એપ્રિલની છઠ્ઠી તારીખે બપોરે સાબરમતી જેલના દરવાજા મારી પીઠ પાછળ બંધ થયા ત્યારે શરૂમાં જ જે અવનવાં દશ્યો મેં પહેલી વાર જોયાં તેથી હું વ્યગ્ર થયો.

મુખ્ય દ્વારની બહાર તેમ અંદરના દરવાજા આગળ બંદૂકધારી સિપાઈઓ ખડા હતા. બે દરવાજાની વચ્ચે જરી વાર હું ઊભો રહીને જેલરની કચેરીમાં ગયો તેટલામાં તો ચટાપટાવાળી જાડા કાપડની ચડ્ડી, કુડતાં અને ટોપીવાળા અનેક કેદીઓ—કોઈક કાળી ટોપીવાળા અને જાતજાતની બેડીથી જકડાયેલા, કોઈ બિહામણા પઠાણો તો કોઈ સીધીઓ—એવા અનેક જેલવાસીઓ મારી આંખ આગળ પસાર થયા.

કચેરીમાં હું જેલર આગળ ઊભો ત્યારે તરત મારાં કપડાં અને પુસ્તકો સિવાયનો તમામ સામાન—કાંડાનું ઘડિયાળ, પૈસા વગેરે ઉતારી લેવામાં આવ્યાં. મને એક વરસના સાદા કેદી તરીકે જ ગણવામાં આવ્યો. ન્યાયાધીશે મને ખાસ વર્ગમાં મૂકેલો. તેની મંજૂરી મળે તે પછી જ વધારે સગવડો આપવાનું જેલરે જણાવ્યું. કોઈ વૉર્ડર સાથે મને થોડીવારમાં 'યુરોપિયન યાર્ડ' કહેવાતા સાતેક ખોલીના બેરેકમાં મોકલવામાં આવ્યો. મારી પીઠ પાછળ તેના નાના દરવાજા બંધ થયા ત્યારે બાર માસ માટે નક્કી થયેલા આ વાસમાં ચોગરદમ મારી આંખો ઘૂમરીઓ ખાવા લાગી.

બેરેકની વચલી એક ખોલીમાં મારો સામાન મૂકીને મેં એક

બાજુ પર ભરેલ હોજમાંથી પાણી લઈ હાથ મોં ધોયાં. તેવામાં એક કેદી મારે માટે જસતની થાળીમાં બે જાડા બાજરીના રોટલા અને તેવી જ ધાતુનો ચંબુ ભરીને તુવેરની દાળનું ભોજન લઈ આવ્યો. ચરોતરના વતની તરીકે બાજરીનો રોટલો ને જાડી દાળ મને બહુ ભાવ્યાં. પછી ચોપાસ પ્રદક્ષિણા કરતાં, સ્વચ્છ ચોગાનમાં ઊભેલાં લીમડાનાં ઝાડ, યાર્ડની બંને બાજુના છોબંધ વિશાળ ઓટલા, પાણીનો ભરેલો હોજ અને બીજા કેદીના અભાવે મળેલું પૂરું એકાંત—આ બધું મને ગમી ગયું. પાછળ યાર્ડની નીચી અને પછીની જેલની ઊંચી દીવાલ પણ મારા પરમ એકાંતને ઠીક સાચવતાં લાગ્યાં. જેલમાં દાખલ થતાં મનમાં વ્યાપેલી શંકા અને શોકની લાગણી ઓસરતી ગઈ. રાજકારણને જેલના દરવાજા આગળ જ મૂકીને હું જાણે એક વરસને સારુ શાંત અભ્યાસ અને ધર્મધ્યાન કરવાને કોઈ તપોવનમાં આવ્યો હોઉં એમ લાગ્યું.

આવો જે આત્મસંતોષ બપોરે બે ઘડી મને થયો તે થોડા કલાકમાં ઊડી ગયો. સાંજે ચાર વાગે ભોજનમાં બાજરીના રોટલા ને ભાજી મળ્યાં. રોટલા તો ગમ્યા પણ ભાજીમાં જૂજ પંચરવ શાકમાં ભાતભાતનાં ડાળીપદડાં ખૂબ પાણીમાં ઉકાળેલાં જ લાગ્યાં. તેમાંની અનેક વનસ્પતિ કોહી ગયેલી તેથી ભાજીના ચંબુમાંથી દુર્ગંધ મારતી. આ ભાજીનો થોડો પ્રયોગ કર્યા પછી તેને બાજુએ મૂકીને રોટલાના ટુકડા પાણી પીને જ હું ગળે ઉતારતો ગયો. આવું ભોજન જેમતેમ પૂરું કરીને હું પૂરા જોશથી ચોગાનમાં ફરવા લાગ્યો.

૭ વાગતાં કૂંચીઓનો મોટો ઝૂમખો ખખડાવતો એક પોલીસ આવ્યો. તેણે ઇશારો કરી મને મારી ખોલીમાં બોલાવ્યો. હું તેમાં દાખલ થયો કે તરત નિત્યકર્મ માટે એક ખુલ્લું કૂંડું અંદર મુકાવીને તેણે ખોલીની સાંકળ વાસી મોટું તાળું લગાવી દીધું. એપ્રિલ માસના તાપમાં જે વખતે બહાર ફરવા જઈએ તે જ વખતે મને એક ગુનેગાર

ગણીને બારી વગરની એક સાંકડી ઓરડીમાં પૂરવામાં આવ્યો તે મને અસહ્ય લાગ્યું. છતાં તપ આદરવાના ખ્યાલથી થોડીવારમાં આ યાતનાને હું ગળી ગયો. ભગવાન કૃષ્ણનો જન્મ પણ કંસની કાજળકાળી કોટડીમાં થયો હતો એ યાદ કરી મેં સાંત્વન મેળવ્યું મારી ઓરડીમાં બેએક કલાક સુધી આંટા મારીને ઊંઘ આવતાં હું કાથીની ચટાઈ, ચાદર અને કામળાની પથારીમાં સૂઈ ગયો. રાતમાં કોઈ કોઈ વાર લોખંડી નાળવાળા ભારે બૂટ છોઅંધ ઓટલા પર ખખડાવતા પહેરાવાળા આવી ચડતા અને મારી હસ્તીની ખાતરી કરવાને મારી પર વીજળીની રોશની ફેંકતા. સવારે છ વાગે પોલીસે આવીને મારું તાળું ખોલી નાખ્યું ત્યારે હું રાતની બધી વેદના ભૂલીને આનંદોત્સાહથી ગુલાબી હવામાં ચોપાસ ટહેલવા લાગ્યો.

દાતણપાણી કરીને હું સવારે ચાપાણી પીવાને તૈયાર થયો ત્યારે જુવારની ગરમાગરમ ખારી જાડી રાબ જ મારા તાંસળામાં ઠાલવવામાં આવી, ત્યારે હું ઘણો જ નિરાશ થયો. હવે મને કારાવાસની કઠિનતાનું પૂરું ભાન થયું. આશ્રમની ચાની ભરેલી કીટલી, પાઉં–માખણ અને સીંગનાં સ્વપ્નાં આવતાં મારું દિલ દુઃખી થયું પછી વૈરાગ્યવૃત્તિથી મન મારીને યાર્ડમાં કામ કરતા ભંગી, બરદાસી, વૉર્ડરો વગેરે વધારે દુખિયારા કેદીઓ સાથે થોડી વાતો કરી તેમનો સંપર્ક સાધવા લાગ્યો. અને મહાપ્રભુ ચૈતન્ય અને રામકૃષ્ણ પરમહંસનાં જે પુસ્તક મારી સાથે હું લાવ્યો હતો તેમાં ચિત્ત પરોવીને મેં સાંત્વન મેળવ્યું.

બીજા જ દિવસથી જેલની એકલતા કંઈક ઓછી સાલવા લાગી. તે વખતે રાજકીય કેદીઓ 'ભાષણવાળા' તરીકે ઓળખાતા. અગાઉથી અહીં પુરાયેલા કાકા કાલેલકર, સ્વામી આનંદ અને દયાળજી દેસાઈ તરફથી સમાચાર–સંદેશા દિલસોજ વૉર્ડરો મારફત મને પહોંચવા લાગ્યા. મેં પણ સામા કંઈક પાઠવ્યા તેથી મારી વેદના હળવી થઈ.

મારો અનુભવ વધતાં જેલર વાચ્છાને મેં સાંજની ભાજી વિષે સખત ફરિયાદ કરી, ત્યારે તે સવારની દાળનાં જ વખાણ કરવા લાગ્યા!

એએક દિવસમાં જેલના ગોરા ઉપરી મેજર ડોઈલને મેં કહ્યું કે, મધ્ય-કાળના ખ્રિસ્તી સાધુઓની માફક મારે સાંજે રોટી અને પાણી પર જ રહેવું પડે છે ત્યારે તેના સોજીલા દિલમાં ચોટ લાગી. તરત તેણે રોજ મને એક રતલ દૂધ અને એક પાઉં આપવાનો હુકમ કર્યો. બીજા દિવસથી દૂધ મળતાં મારા પડછંદ સીંધી વૉર્ડરે રસોડે જઈ તે ગરમ કરવાને બહાને તેમાં ખાંડ-ચા નાખીને દૂધની ચા બનાવી આપવા માંડી ત્યારે મને મજા પડી. હવે તો સવારમાં જ સરસ ચા અને પાઉંનો નાસ્તો અને બપોરે દૂધ – રોટલાનું ભોજન મળતાં હું નવા આશ્રમનું સુખ ભોગવતો થયો. એવામાં બૅરિસ્ટર દેરાસરી વગેરે જેલ-કમિટીના સભાસદો આવી પહોંચ્યા ત્યારે મેં પ્રસન્નચિત્તે તેમની સાથે તડાકા માર્યા. મને કોઈ અનુકૂળ સાથીની સોબત આપવાની જ વિનંતી કરીને મેં સંતોષ માન્યો.

આઠેક દિવસ વીત્યા પછી ૧૪મી તારીખે મને બીજા વર્ગમાં મૂકવાની મંજૂરી આવી. સૂવાને એક ખાટલો આપવામાં આવ્યો, તેમ આગલી સાલથી તે જ વર્ગની જેલ ભોગવતા દયાળજીને મારા યાર્ડમાં લાવવામાં આવ્યા. ઘણા વખતથી વિખૂટા પડેલા એ મિત્રને હું ઘણા ભાવથી ભેટી પડ્યો. જેલમાં પહેલી વાર મારી સિવાયેલી જીભ ખૂલતાં મેં કલાકો સુધી ગુજરાતની રાજકીય પરિસ્થિતિ વિષે વાતો કર્યા જ કરી.

પાકશાસ્ત્રમાં દયાળજી નિષ્ણાત હતા. તેમણે પોતાના સીધામાંથી જ મને ભાતભાતની વાનીઓ બનાવીને પીરસવા માંડી. તેમને પૂછીને મેં મારો સામાન પણ મંગાવ્યો, તે મહિનાની આખરે આશ્રમમાંથી મળી ગયો. હવે મનગમતી સોબત અને સ્વાદિષ્ટ ભોજનનો ભરપૂર આનંદ હું ભોગવવા લાગ્યો.

બાહ્યજીવનની આવી ઘટમાળ ચાલતી હતી ત્યારે કંઈ જુદું જ જીવન મારા અંતરમાં ખીલતું ગયું. બહારની પ્રવૃત્તિમાં અંતરાય નડતાં અંતર્મુખ થવાની મારી જૂની પ્રકૃતિ હતી. કારાવાસના દિવસ સુધી

રાજકીય આવેશથી રંગાઈને હું ગળાબૂડ ભાષણ–લેખનમાં રોકાયેલો હતો, છતાં મારો સ્વભાવ સમજીને જેલમાં વાંચવાને ચૈતન્ય–રામકૃષ્ણના જેવા મુખ્યત્વે ધાર્મિક ગ્રંથો જ લાવ્યો હતો. તે વાંચતાં દક્ષિણેશ્વરના મંદિરમાં અને બેલૂરમઠમાં મારું મન વિહરતું ગયું તેમ સાંજ–સવાર કંઈ ધ્યાન–ચિંતન પણ કરતો ગયો. શ્વાસનું અને શરીરનું નિયમન કરીને અને સાદું આસન વાળીને હું અંતરમાં વિલસતા જ્યોતિર્મય પરમાત્મતત્ત્વ પર એકાગ્ર થવા પ્રયાસ કરતો. ફરજિયાત બંધનને આધ્યાત્મિક વૈરાગ્યમાં પલટાવવાને હું પ્રયત્ન કરતો ત્યારે આવા એકાંતને સુલભ શરીર અને સ્નેહની વાસના ક્વચિત મારા મનને ઘેરી વળતી. રોજબરોજ મારા દિલમાં પરસ્પરવિરોધી સંસારી અને આધ્યાત્મિક ભાવોની વચ્ચે તુમુલ યુદ્ધ જામતું. જેલમાં દાખલ થયા પછી ત્રીજા જ દિવસથી મેં જે રોજનીશી લખવાનું શરૂ કર્યું તેમાં આ રોજિંદા આંતરિક સંગ્રામના અને મનમાં જાગતા વિચારો ને કલ્પનાનાં સવિસ્તર વર્ણન કરવા માંડયાં.

આવા શાંત ચિંતનમાં બહારના કોઈ સ્મરણોથી વિક્ષેપ પડતો તેમ કોઈકથી તેમાં પ્રગતિ પણ થતી. યુગધર્મ માસિકની અને અમારા આશ્રમની પરિસ્થિતિ વિષે મને વખતોવખત ચિંતા થતી. કેટલાયે દિવસ સુધી મને કોઈ મળ્યું નહિ તેથી ચિંતા વધતી ગઈ. તેની સાથે આગલી સાલના ઉનાળામાં ડા૦ ચંદુભાઈની સાથે મળીને ભરૂચમાં સેવાભાવી ભાઈઓની સભા મળેલી તેની સ્મૃતિ તાજી થતાં રામકૃષ્ણ સેવાશ્રમ જેવી કોઈ સંસ્થા સ્થાપવાના, ક્વચિત્ એકાકી સાધુ બનીને ગુજરાતમાં પરિભ્રમણ કરવાના અને ધંધુકા તાલુકાના વિખ્યાત ભીમનાથના મંદિરમાં સાધુજીવન ગાળવાના અવનવા કોડ મનમાં જાગતા.

થોડા દિવસમાં ધાર્મિક સિવાય બીજાં પુસ્તકો પણ મેં વાંચવા માંડયાં. ફ્રાંસના પ્રખ્યાત લેખક રેનાંનું ‘ક્રાઈસ્ટનું જીવનચરિત્ર’ મેં વાંચ્યું. તેમ ‘If winter comes—શિયાળો આવે તો’ નામની લોકપ્રિય નવલકથા, રૂસોનું ‘એમીલી’, મેટરલિંકનાં નાટકો અને જર્મન સાહિત્ય-

સમ્રાટ ગેટેના ગ્રંથ હું વાંચતો ગયો. સાથે રોજ ગીતાના અને ક્વચિત કંઈક પુરાણનાં પાનાં પણ હું ફેરવતો. ઘણું વાંચનાં કંઈક લખવાનો વિચાર પણ હું કરતો ગયો. કંઈ કંઈ વિષયોની મેં નોંધ કરી અને કંઈક વિચારમાળા આલેખી. પણ ભાગવત પુરાણના આધારે ઋષભદેવ વિષે નાની બાળવાર્તા જ હું લખી શક્યો.

એપ્રિલ માસમાં શંકરલાલ બૅંકર યરોડા જેલમાંથી છૂટીને અમદાવાદ આવ્યા. તે વિષે ખબર પડતાં મેં તેમને કાગળ લખીને મળવા વિનંતી કરી. થોડા દિવસમાં તે અનસૂયાબેન સાથે મને મળવા આવ્યા. જેલમાં સરકારી અધિકારીઓની હાજરીમાં દિલોજાન દોસ્તોને મળતાં મને ઘણો ક્ષોભ થયો. તોયે વરસેક પછી મળતાં અમારી બન્નેની આંખો આનંદથી નાચી ઊઠી. તેમણે મારી ખબર પૂછી. મેં ગાંધીજીના અને તેમના સમાચાર પૂછ્યા. અમારી વાત જામવા માંડી એટલામાં વખત પૂરો થતાં અમે વિખૂટા પડ્યા. અધૂરો આનંદ ભોગવીને હું મારી ખોલીમાં પાછો આવ્યો ત્યારે દયાળજી આગળ દિલનો ઊભરો કાઢીને મેં ખંગ વાળ્યો.

મેની ૧૪મી તારીખે સાંજે હું મારી કોટડીમાં પુરાવાની તૈયારી કરતો હતો, તેવામાં સંખ્યાબંધ પોલીસની પાર્ટી સાથે એક ઊંચા અમલદાર મારી પાસે આવી ચડ્યા. કંઈ ભૂલચૂકથી ભારે સજા થવાનો ભય મને ઘડીભર થયો. પણ બડા સાહેબે મારી જેલબદલી કરવાની અને વધારે સારા સ્થાનકમાં જવાની આશા આપી. રોજનો મુસાફર આવા સમાચાર સાંભળી ગેલમાં આવી ગયો. ઉતાવળે મારો થોડો સામાન બાંધી અને દયાળજીને પ્રેમપૂર્વક ભેટીને હું જેલના ખટારામાં સ્ટેશને રવાના થયો ત્યાં ખબર પડી કે ગાંધીજીને સોબત આપવાને મારે પૂને થઈ યરોડા જેલમાં જવાનું છે ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો.

બીજે દિવસે બપોરે પૂના સ્ટેશને હું પહોંચ્યો. ત્યાંસુધી ઘણે વખતે રેલ્વેનો પ્રવાસ કરવાની અને ઊંચી ટેકરાળ મુલકની ઠંડી હવા ખાવાની મોજ માણી. પૂને પહોંચતાં જ એક મોટા સાર્જંટે મારી બોચી પર હાથ મૂકીને બખ્તિયાર મોટર લારીમાં મને બેસાડયો અને પછી જેલને દરવાજે ખડો કર્યો ત્યારે મારું આત્મમાન ઘવાયું. તરત ત્રણ હજારથી વધારે વસ્તીવાળા—એક મોટા ગામ સમી એ જેલમાં દાખલ થઈને મેં ગાંધીજીની કોટડી આગળ તેમને પ્રણામ કર્યા ત્યારે તેમના અણમોલ સત્સંગથી મારા જીવનનું એક નવું પ્રકરણ ઊઘડતું લાગ્યું. ગાંધીજી વચગાળામાં થોડો વખત માંદા પડેલા તેથી તેમનું શરીર જરા કૃશ થયું હતું. છતાં એ તપસ્વીના નયનમાંથી પ્રેમનાં એનાં એ અમી મારા પર વરસી રહ્યાં, તેમના વદનમાંથી એનું એ મુક્તહાસ્ય મને આનંદપુલકિત કરી રહ્યું.

નવા સ્થાનકમાં ઠરીઠામ થતાં પહેલી નજરે અમારી જમીનસરસી બેઠલી અને છાણથી લીપેલી પથ્થરીઆ કોટડી સાબરમતીને મુકાબલે છેક જ કંગાળ અને હલકી લાગી. આ કોટડીઓથી છેક નજીકમાં કાટખૂણે ઊભેલી ઊંચી દીવાલ છાતીને રુંધતી હતી. સામે તારની નીચી વાડની પાર દૂર સુધી અમારી નજર પહોંચતી તેથી ત્યાં ફરતાં સેંકડો માણસની અવરજવરથી અમારી શાંતિમાં ક્ષણેક્ષણે ભંગ થતો. એકંદર એક નાના બગીચાવાળી બંગલીમાંથી જાણે મોટા રસ્તા વચ્ચે બાંધેલી એક કંગાળ ઝૂંપડીમાં હું આવી પડયો હોઉં એમ લાગ્યું.

બેએક દિવસ ત્યાં રહેતાં નવા વાસના દોષની સાથે કેટલાયે લાભ પણ જણાયા. અમે નાના ત્રિકોણમાં પુરાયેલા હતા. છતાં જેલના મુખ્ય દરવાજા અને ફાંસી ગેટ સુધી જે વિશાળ મેદાન પથરાયેલું હતું ત્યાંથી અમને ચોખ્ખી હવા મળતી, સૂર્યના વિપુલ પ્રકાશમાં ઝૂકતું સોનેરી ઘાસ દેખાતું અને અનેક નાનાંમોટાં ઝાડ આંખને આરામ આપતાં. વળી તે તરફથી પસાર થતા અનેક કેદીઓની ટોળીઓ અને

વોર્ડરો ગાંધીજીને દેખતાં પ્રણામ કરતા. ભણુસાલી અને જયરામદાસ જેવા સાથી ત્યાંથી જતાં ગાંધીજીના સમાચાર પૂછી લેતા અને કંઈક મુદ્દાની બાતમી આપતા. તે તરફની વાડ સાધારણ રીતે ગાંધીજી ઓળંગતા નહિ પણ રમઝાન પૂરો થતાં ઇદનો ચાંદ જોવાને ગાંધીજી જરા બહાર નીકળ્યા અને દૂરદૂરથી ઈશારત કરીને તેમણે ફાંસી ખોલીમાં રહેતા હઝરત મોહાનીને ઇદ મુબારકનો સંદેશ પાઠવ્યો.

દીવાલની બાજુ પ્રમાણમાં ઘણી કઠોર લાગતી. છતાં તેની પાર 'સેપરેટ'માં અનેક પ્રાંતનાં નરરત્નો છુપાયેલાં હતાં. જે બહુ જ પાસે હતા તે રાતે જરા બૂમ પાડીને ગાંધીજીને બાતમી આપતા ને તેમની સાથે કવચિત વાત કરતા. વળી ખૂનના ગુના માટે વીસ વરસની સજા ભોગવતો જૂનાગઢનો એક મુસલ્લમાન કેદી વહેલી પરોઢમાં અત્યંત મધુર ભજન અને પ્રભાતિયાં ઉસ્તાદી આલાપથી અને ભરપૂર ભક્તિભાવથી ગાતો તે અમને બહુ જ આહ્લાદક લાગતાં.

આ જગ્યાએ એક અઠવાડિયું મેં પૂરું ન કર્યું તેવામાં એક દિવસ જેલના ઉપરી મેજર જોન્સ લાંબી ફલાંગો મારતા આવી પહોંચ્યા. તરત ગાંધીજીની ખબર પૂછીને તેમણે કહ્યું : 'હું હમણાં જ મહાબળેશ્વરથી ચાલ્યો આવું છું. હવે સરકારની પરવાનગી મળી ગઈ છે, તેથી તમારે ઘણી જ સરસ જગ્યામાં જવાનું છે.' તે જ દિવસે સાંજે અમે પાસેના યૂરોપિયન યાર્ડમાં ગોઠવાઈ ગયા.

ખરેખર અમારી ઝૂંપડીને મુકાબલે આ યાર્ડ મહેલ જેવો હતો. ઊંચો રોનકદાર દરવાજો અને પાકો છોબંધ પગથાર, ત્યાંથી તેના બે બેરેકમાં જવાની ચૂનાની સફેદ પટ્ટીથી શોભતી પાકી પગથી, તેની બંને બાજુએ કૂંડામાં ઝૂકતી વિલાયતી વનસ્પતિ અને પછી બંને વિભાગમાં વીસવીસ છોબંધ ઓરડીઓ–આ બધું બહુ જ રળિયામણું લાગ્યું. ઓરડી-

ઓની આગળ ને પાછળ વિશાળ ઓટલા હતા. બંને બેરેકની વચ્ચે તેમજ સામેની દીવાલો તરફના વિશાળ ચોગાનમાં ખૂબ ફળઝાડ, ફૂલના રોપ અને વેલા હતા. કોઈ ઠેકાણે ખુશબોદાર ફૂલની સરસ ક્યારીઓ હતી તો કોઈ ઠેકાણે અણખેડાયેલી જમીન અને ભૂખરું ઘાસ હતું. કોટડીઓની બંને હારને છેડે કેળ અને પપૈયા, લીમડા અને આંબા, જાંબુડા અને સીતાફળીની રમણીય ઘટા જામેલી હતી. વચમાં નાહવાની નાની ઓરડી હતી. અમારા વાસની પાછળ પુસ્તકાલયની નાની ખોલી હતી. તે સાંજે ઊઘડતી ત્યારે યાર્ડના ગોરા કેદીઓ અમારી બાજુએથી ત્યાં ચોપડીઓ લેવા જતાં અમને સાહેબ સલામ કરતા.

અમારી ઓરડીઓની પછીતે હતી જેલની બેવડી દીવાલ અને સરિયામ સડક. તેથી રસ્તા પર જતી મોટરોનાં કઠોર ભૂંગળાં, બેલગાડાનો મીઠો રવ અને કોઈ બંગલાના ગ્રામોફોનનું સંગીત અમારા સૂનકારમાં બહારની દુનિયાનો સંદેશ લાવતાં. અષાઢી એકાદશીને પ્રસંગે પંઢરપુર જતા યાત્રાળુઓના કોલાહલ અને ભજનકીર્તન, તુકારામના અભંગના પહાડી સૂર અને તબલાં–સારંગીનું મિશ્ર સંગીત, અમારા દિલને ભક્તિ-ભાવથી ડોલાવતાં. તે જ બાજુએ કાટખૂણે 'અંધારી' હતી. ત્યાંથી ક્વચિત ઊંચે સ્વરે વાત કરતા સિંધીઓની બૂમો, ક્વચિત અમલદારોને સતાવવાને થતા રાક્ષસી પોકારો અને કંઈક મારામારીના ચીસાટા પણ કોઈ વાર સંભળાતા.

ગોરા કેદીઓના વિભાગની પેલીમેર 'સેપરેટ' હતી. આંદામાનથી પાછા ફરેલા વિનાયક સાવરકર[1] અને 'ગદર'[2] કેસવાળા શીખ સરદારો

---

૧. સાવરકરને સન ૧૯૧૦માં રાજદ્રોહ અને ખૂનામરકીના આરોપસર જન્મ-ટીપ મળતાં તેમને આંદામાન મોકલેલા. ત્યાંથી તેમને યરોડામાં લાવેલા. ગાંધીજી ક્વચિત તેમની તબિયત પૂછતા. અમારા કાળવાસ દરમ્યાન તે જેલમાંથી છૂટેલા ત્યારે સર્વે બહુ ખુશી થયેલા.

૨. ગદર એટલે બંડ. ૧૯૧૪ના મહાયુદ્ધ દરમ્યાન અમેરિકામાં વસતા શીખોએ અંગ્રેજો સામે સ્વતંત્રતાની લડાઈ પોકારેલી. તેમાંના ઘણા 'કોમાગાટા

ત્યાં પુરાયા હતા. ત્યાંથી કોઈ કેસરીસિંગ કે કમલાપુરકર સંધ્યાકાળે ‘ સારે જહાંસે અચ્છા……’ કે એવાં કોઈ રાષ્ટ્રગીત લલકારીને અમારાં દિલ બહેલાવતા.

અમારા વિભાગની બધી ઓરડીઓમાં જમણી બાજુએ ખાટલા તરીકે વાપરવાને ઊંચો છોબંધ ઓટલો હતો. તેમાંની પહેલી ચાર ઓરડીઓ ગાંધીજી પુસ્તકાલય, શયન, રેંટિયાકામ અને સરસામાન મૂકવાને વાપરતા. જે બીજા ઓરડામાં ગાંધીજી રહેતા તે જ લોકમાન્ય ટિળકે સન ૧૮૯૮માં શોભાવેલો. તેના દરવાજાની ઉપર-નીચે મોટું ચોખંડું કાણું પાડેલું હતું તે અમે તેમના સ્મારકચિહ્ન તરીકે ગણતા. પાંચમી ઓરડી હું વાપરતો. પછીની એક ખોલીમાં સંયુક્ત પ્રાંતના મંઝરઅલી અને તેમના ગયા પછી મુંબઈની ખિલાફત કમિટીના અબ્દુલ ગની રહેતા.

સાબરમતીને મુકાબલે આ વાસ મોટી વાડીવાળા આલિશાન બંગલા જેવો હતો. મે માસમાં અમદાવાદના પ્રમાણમાં પૂનાની હવા ઘણી જ સરસ હતી. જૂન માસમાં ચોમાસુ બેસતાં તો તે સ્વર્ગીય બની ગઈ. ઉપરાંત ગાંધીજીને મળતી ઘણી સગવડો મને તરત મળી ગઈ. તેમની માફક ગરમ પાણીથી સરસ સ્નાનાગારમાં મેં નાહવા માંડ્યું. મારે જોઈતો બધો ખોરાક—દૂધ, ચા, પાઉં, ઘી અને પછી માખણ, ફળ, સૂકો મેવો વગેરે બધો ખોરાક-સરકારી ખરચે જ મને મળતો. રાતે અમારા બધાના દરવાજા ખુલ્લા રહેતા. જ્યારે બીજા કેદીઓ તેમની કોટડીઓમાં બંધ થતા ત્યારે અમે સાયંકાળની શાંતિમાં નિરાંતે વાંચતા અને પછી બાગમાં ટહેલતા. રાતે ઓટલા પર ખુલ્લી હવામાં આરામ કરતા. જૂન માસથી રાતે વાંચવાને ફાનસ પણ મળવા માંડ્યું તેથી મારી ટેવ મુજબ છેક મોડે સુધી વાંચવાની મને લહેજત આવી. અલ-

મારુ’ વહાણથી અને બીજી રીતે દેશમાં આવતાં કેદ પકડાયેલા—બીજા કેટલાક સરકારી ગોળીઓથી ઘવાયેલા અને શહીદ થયેલા.

બત્ત મને અને બીજા સાથીઓને આ અનુપમ સુખસગવડો ગાંધીજીની આગલા વરસની સતત લડતોને પ્રતાપે જ મળી તેની પૂરી ખબર મને પછીથી પડી.

પહેલા જ દિવસથી ગાંધીજીએ તેમનો રોજિંદો કાર્યક્રમ મને કહી સંભળાવ્યો, અને મને ઠીક લાગે તેમાં ભળી જવા સૂચવ્યું. તે સવારે ચાર વાગે અને સાંજે સાત વાગે પ્રાર્થના કરતા. સવારે સાત વાગ્યા સુધી તે ઉપનિષદ વગેરે ધાર્મિક સાહિત્ય વાંચતા. પછી બકરીનું ગરમ દૂધ મળતાં તે ફળ સાથે ભોજન કરી લેતા. લગભગ અગિયાર વાગ્યા સુધી અને કવચિત પાછલા પહોરે તે રેંટિયા પર બેસતા. બપોરે સ્નાન કરીને દૂધ લેતા, વાંચતા અને આરામ કરતા. સાંજે ચાર વાગે છેલ્લું ભોજન લઈને તે સાતેક વાગ્યા સુધી વાંચતા અને આઠ વાગ્યા સુધી બાગમાં સાથીઓ સાથે ફરતે ફરતે વાતો કરતા. પછી શરીરે તેલ ચોળાવીને આઠેક વાગે તે પોઢી જતા.

સાબરમતીથી જ હું ધાર્મિક સાધક બન્યો હતો. તેથી મેં તરત જ ગાંધીજી સાથે ચાર વાગે ઊઠીને સવારની તેમજ સાયંકાળની પ્રાર્થનામાં સામેલ થવાનું કબૂલ કર્યું. સાબરમતીમાં મેં નેતરકામ શીખવા માંડેલું તે બપોરે ચાલુ રાખ્યું. સાંજે ગાંધીજી સાથે બાગમાં આંટા મારતાં તેમની સાથે ગંભીર ચર્ચા અને હળવો વાર્તાવિનોદ કરી આનંદ માણતો. મને વધારેમાં વધારે રસ ગાંધીજીના વિપુલ પુસ્તક ભંડારમાં પડ્યો, અને બીજું બધું કરતે કરતે તેમનાં બને તેટલાં પુસ્તકો સપાટાબંધ વાંચી જવાનો મેં નિરધાર કર્યો.

નવા ધોરણસર મારું જીવન થાળે પડતું ગયું. પણ ગાંધીજી જેવા

વિરલ પરાક્રમી પુરુષ હોય તે જેલની બંધિયાર દુનિયામાં પણ કંઈક અવનવા ચમત્કાર કર્યા જ કરે. તેમના નિત્યકર્મમાં કઠિન તપ સમાયેલું જ હતું. છતાં કંઈ નવા સંયોગો સાંપડતાં તેમની સાધુતા અને શુરાતન જોતજોતામાં ઝળકી ઊઠતાં.

યરોડામાં મને બેત્રણ દિવસ થયા હશે તેવામાં જ કોઈ મિત્રો તરફથી સરસ કેરીનો કંડિયો ગાંધીજીને મળ્યો. તેમાંથી થોડી તેમણે હંમેશ મુજબ રમઝાનના રોજામાંથી તાજા જ પરવારેલા મંઝરઅલીને અને મુસ્લિમ વૉર્ડરોને આપી. તેમણે થોડી મને આપવા માંડી. મેં તે ન લેતાં, તેમની લથડેલી તબિયત સુધારવા થોડી જાતે લેવા સામો આગ્રહ કર્યો. તરત તેમણે કહ્યું: 'મારા પોષણ માટે જોઈતાં ફળ મને મળે છે. વળી ભાઈ જયરામદાસ અને ભણુસાલી જેવા મારાથી વધારે ખરાબ રીતે રહેતા ભાઈઓને કેરી ન મળે ત્યાં સુધી મારાથી તે શી રીતે લેવાય?' આમ કેરી આવ્યે જ જતી, તે મોટે ભાગે ગાંધીજી ઇસ્પિતાલમાં મોકલતા. ક્વચિત દેશી દાક્તરને, સાર્જંટોને, જેલરને થોડી થોડી આપતા. એક વાર તેમણે મેજર જોન્સને પણ કેરી ચખાડીને મીઠાશથી મહાત કર્યા.

વળી પાંચ-છ દિવસ થયા હશે ત્યારે મને ગાંધીજીના એક નવા સ્વરૂપનું દર્શન થયું. અમારા સોમાલી વૉર્ડર આદનને રાતે આઠેક વાગે વીંછી કરડ્યો. આ ખબર મળતાં જ ગાંધીજી આદન પાસે દોડી ગયા. તેમણે પહેલાં સોયો અને ચપ્પુ મંગાવ્યાં. તે ન મળ્યાં ત્યારે તેમણે પાણી અને પીચદાની માગ્યાં. પાણીથી આદનનો હાથ સાફ કરીને ગાંધીજી જોશથી તેનો જખમ ચૂસવા લાગ્યા! ચૂસે અને થૂંકી નાખે, એમ કેટલીયે વાર કર્યા પછી તેમણે ચોખ્ખી માટી પાણીમાં પલાળીને તેનો પાટો આદનના હાથ પર બાંધી દીધો. એક વાર રક્તપિત્તીઆના ભયંકર ચાંદાને પોતાના સફેદ વસ્ત્રથી ગાંધીજીએ લૂછેલું—એ વિષે શ્રીનિવાસ શાસ્ત્રીનું કંઈક લખાણ મેં વાંચેલું. પણ આવા કાળા હબસી કેદીને

વીંછી કરડતાં તેનું ઝેર, તાજા મંદવાડમાંથી ઊઠેલા ગાંધીજી ચૂસે એમ કાણુ ધારી શકે?

આદનની બીજી પણ સેવા ગાંધીજીએ કરી. એ લશ્કરી કેદીને એક દિવસ ખબર પડી કે તેના બંને ભાઈ ઓચિંતા ગુજરી ગયા છે અને તેની નિરાધાર બુઢ્ઢી મા દુઃખે ટળવળે છે. મેજર જોન્સને વાત કર્યા પછી ગાંધીજીએ તેની બદલી એડનની જેલમાં કરાવવાને અરજી ઘડીને તેની સહી સાથે રવાના કરી. પછી જેલમાં તેને બીજે ઠેકાણે મૂકવામાં આવ્યો. છેવટે ગાંધીજી ઇસ્પિતાલમાં ગયા પછી એક દિવસ તેણે અમને મળીને ખબર આપી: 'હમ છૂટ જાતે હૈ, કલ મુલક જાતા હૈ.' ગાંધીજીની તબિયતના સમાચાર પૂછીને તેણે ગળગળા અવાજે ઉમેર્યું: 'ગાંધી મહારાજકુ, શંકરલાલકુ, બોત બોત સલામ કહેના.'

સવારે ચાર વાગે અચૂક ઊઠવાનો નિયમ જેલના સંયોગોમાં પાળવો મુશ્કેલ હતો. અમારા બધાનાં ઘડિયાળ જેલને દરવાજે જ ઊતરાવેલાં. શરૂઆતમાં ગાંધીજી નક્ષત્ર–તારાના નિરીક્ષણ પરથી વખતનો આંક કાઢતા. પણ વાદળથી તે અદૃશ્ય થતાં રાતમાં ગમે ત્યારે જાગતાં જ તે સાથીઓને જગાડતા અને પ્રાર્થના કરવા બેસતા. તેમની તબિયત બગડ્યા પછી મંઝરઅલીના આગ્રહથી ચારના ઘંટ સાંભળીને જ તે પથારીમાંથી ઊઠતા. એક જ વાર ચારના ટકોરા સાંભળીને હું ઊઠી ગયો. અકસ્માત તે જ દિવસે ઊંઘી રહેલા ગાંધીજીને મેં પાસે જઈને ચારનો સમય જણાવ્યો કે તરત જ તે જાણે પથારીમાંથી છલંગ મારીને બહાર નીકળી પડ્યા.[1]

૧. સાધારણ રીતે ગાંધીજીનો નિશ્ચયાત્મક અવાજ સાંભળીને જ હું ઊઠી જતો. કોઈ વાર તેમના બોલના ભણકારા રાતમાં સાંભળતાં ગભરાઈને જાગી જતો.

એક દિવસ ગાંધીજી બહુ વહેલા જાગી ગયા અને ઘંટની પરવા કર્યા વિના અમને જગાડચા. પ્રાર્થના પતી ગયા પછી થોડી વારે મેં ત્રણના ટકોરા સાંભળ્યા. આમ આશરે અઢી વાગે[1] ભૂલમાં ઊઠેલો હોવાથી હું તરત પોઢી ગયો. પણ ગાંધીજીએ સવાર સુધી સળંગ વાંચ્યા જ કર્યું. સાંજ સુધીમાં તો તેમની આંખ લાલ થઈ ગઈ. સાયંકાળે ટહેલતી વખતે પ્રસંગ પરથી તેમણે દક્ષિણ આફ્રિકાના 'ટ્રેપિસ્ટ' મઠની વાત કરી. તે મઠના સાધુઓ જીવનભર મૌન પાળે અને તેમના વિશાળ સ્થાનકની બહાર કદી ન જાય. સવારે અઢી વાગે ઊઠીને સર્વ દેવળમાં પ્રાર્થના કરે. દિવસે ખેતી, બાગકામ, છાપકામ વગેરે ખડતલ મહેનત કરી સ્વાશ્રયી જીવન ગાળે. તે શાકાહાર જ લે અને માદક પીણાં તજીને ગરમી જાળવવાને આમલીનું પાણી પીએ. અમે એક દિવસ માટે ટ્રેપિસ્ટ સાધુ બની ગયા, એવી કલ્પનાથી ખૂબ હસ્યા.

પહેલા જ મહિનાની આખરે મને મેલેરિયાનો તાવ લાગુ પડચો. તે આવે, ઊતરી જાય, ને પાછો આવે. તેથી હું થોડા અઠવાડિયાં બેચેન રહ્યો.

દાક્તરોએ બહુ કાળજીથી મારી સારવાર કરી. જેલરે જોઈતાં દૂધ અને ફળ ઉદારતાથી આપ્યાં. ત્યારથી જ મને પાઉં કાપવાને રીતસરની લાંબી છરી અને માખણ પણ મળતાં ગયાં. તાવ હઠી ગયો ત્યારે સાબરમતીથી મારા વજનમાં થતો ઘટાડો અને શરીરની નબળાઈનો ક્યાસ કરીને મેજર જોન્સે પાચનશક્તિ ખીલવવાને મને રોજ થોડીવાર ચક્કી–ઘંટી ચલાવવાની સલાહ આપી. ગાંધીજીએ આ સૂચના વધાવી લીધી અને આ કામ શીખવવાની તૈયારી બતાવી. તરત જ

1. આ ઉપરથી ફરી એક વાર મંઝરઅલીએ ઘડિયાળની સગવડ મેળવવા વિષે વાત કાઢી. ફરી વાર ગાંધીજીએ તે વિષે કંઈ ન લખવાની સલાહ આપી. છેવટે જૂના વખતની રેતીની શીશી માગવામાં ગાંધીજી સંમત થયા. પણ રાતે તેને ફેરવે કોણ? ન ફેરવાય તો વખત કેમ જણાય? આ મુસીબત સમજતાં આ વાત પર પડદો પડચો.

ઊભે ઊભે દળવાની ઘંટી અમારા વાસના પાછલા ઓટલા પર ગોઠવાઈ ગઈ અને અમે અનાજ દળવાના પહેલા પ્રયોગ શરૂ કર્યા.

અમે આ કામ ચાલુ કર્યું ત્યારે વૉર્ડરો પણ મદદમાં હાજર રહ્યા. શરૂઆતમાં આ કામનો હું છેક જ અજાણુ હોવાથી બધું જોર બાવડાંથી હાથ પર જ મૂકતો તેથી ત્રણચાર આંટા ફેરવતાં હાંફી જતો. ત્યારે જૂના અનુભવી ગાંધીજી કમરમાંથી વળીને આખા શરીરના જોરે આસાનીથી અડધો કલાક ઘંટી ખેંચતા. હસતે હસતે અમને ટકોર કરીને તે કહેતા : આમાં બળની નહિ કળની જરૂર છે. અને હું વધારે નબળો હોવા છતાં સહેજે વધારે દળી શકું છું. પાંચ સાત દિવસમાં તો મારો હાથ પણ ટેવાઈ ગયો[1] અને ગાંધીજીનો સહાયની કંઈ જરૂર રહી નહિ. છતાં તેમણે પૂરો આગ્રહ રાખીને આ ભારે મહેનતનું કામ ઘણા વખત સુધી ચાલુ રાખ્યું. તેમને ઘંટી પરથી હઠાવવાની મારી અને વૉર્ડરોની અનેક વિનંતી તેમણે નકારી કાઢી અને અમારી યુક્તિ-પ્રયુક્તિને તેમણે નિષ્ફળ બનાવી. તેમની નાજુક તબિયતની વાત અમે કરતા તો તરત જવાબ આપતા કે ચક્કી ચલાવવાથી મને સારું પચે છે. માત્ર આદતથી ગાંધીજીની ચક્કી સહેવાતી નહિ. તે મને જ મોટો ઠપકો આપીને કહેતો : 'શંકરલાલ હોતા તો મહારાજકુ ચક્કી કદી નહિ પીસને દેતા.'

હું જ્યારે યરોડામાં ગાંધીજી પાસે પહોંચ્યો ત્યારે તેમને રાજ-પ્રકરણની છેલ્લી ખબર આપવા ઉત્સુક હતો. તેમ અમારી પ્રાંતિક સમિતિની નીતિ વિષે તેમના અભિપ્રાય જાણવા ઘણો ઇંતેજાર હતો.

---

૧. પછી હું રોજ ૩૦–૪૦ મિનિટ દળતો રહ્યો. જેલમાંથી હુ બહાર નીકળ્યો ત્યારે હું નબળો પડેલો હતો. છતાં દશ–પંદર રતલ અનાજ રમતમાં દળીને મિત્રોને આશ્ચર્ય પમાડતો.

ગયા કૉંગ્રેસના ઠરાવો, ગુજરાતમાં સ્વયંસેવકોની ભરતી, એપ્રિલની ૩૦મી સુધીમાં સત્યાગ્રહ આદરવાની ચળવળ, ગુરુ–કા–બાગની શીખોની લડત, એવી બધી ખબર મેં તેમને તરત વિગતસર આપી. તે ઉપરથી નાનકાનાની કતલથી અકાલીઓએ આદરેલી સમગ્ર લડતમાં ગાંધીજી ઊંડા ઊતર્યા ત્યારે તેમના કંઈક નવા વિચારો જાણવા મળ્યા.

બેએક વરસથી ગાંધીજી આ વિષે પોતાના અભિપ્રાયો અને સૂચનાઓ આપ્યે જ ગયા હતા. તેમણે અકાલીઓની અહિંસા અને કુરબાનીની મુક્ત પ્રશંસા કરેલી. પણ જેલમાં તેમને વિષે ગોકળચંદ નારંગ, મેકોલીફ વગેરેના વિસ્તૃત આધારભૂત ગ્રંથો વાચતાં તેમણે નવેસર વિચાર કર્યો. હવે તે એવા નિર્ણય પર આવ્યા હતા કે અહિંસાના તેમના આદર્શને અકાલીઓ પહોંચ્યા નહોતા. અલબત્ત જે પરમ શાંતિથી તેમણે સ્થળે સ્થળે તલવાર, ભાલા અને બંદૂકના ઘા ઝીલ્યા હતા તે માટે તેમને ઘણું માન હતું જ. પણ પહેલેથી જ નાનકાના જેવા મંદિરોમાં અકાલીઓ જથ્થાબંધ મોરચા લઈ જતા હતા તે પરથી તેમના દિલમાં હિંસાવૃત્તિ છુપાયેલી હતી એમ તેમને લાગ્યું.

મેં સામી દલીલ કરી : ગુરુ–કા–બાગમાં મહિનાઓ સુધી જે પડછંદ અકાલીઓ લાઠીમાર અને મોતને પણ બરદાસ્ત કર્યે જાય છે તેમના પર ઍન્ડ્રુઝ જેવા સંત પુરુષે પણ ફૂલ વેર્યાં છે. આવી બધી દલીલો ગાંધીજી શાંતિથી સાંભળી રહ્યા. છતાં તેમનો અભિપ્રાય અફર રહ્યો. અકાલીઓની પડખે રહેવાની દેશની અને કૉંગ્રેસની ફરજ ખરી પણ જાતે પરિસ્થિતિ પૂરી તપાસ્યા સિવાય ચાલુ લડતને આશીર્વાદ આપવાને તે અશક્ત જ રહ્યા.

ગયા કૉંગ્રેસના ઠરાવો અને સત્યાગ્રહ આદરવાની ફરજ વિષે તેમણે નીચેના વિધાન રજૂ કર્યાં :

(૧) સ્વરાજપ્રાપ્તિ માટે સવિનય ભંગની સામાન્ય લડત હાલ ન જ આદરવી જોઈએ, તેને માટે અનુકૂળ વાતાવરણ નથી.

(૨) માત્ર દેશ માટે બલિદાન આપવાની પ્રણાલિકા ચાલુ રાખવાને ખાસ યોગ્યતા ધરાવતા માણસો મર્યાદિત સવાલ પર વ્યક્તિગત સત્યાગ્રહ કરે તે ઠીક ગણાય.

(૩) જે અગ્રેસરોએ અમુક તારીખે સત્યાગ્રહ શરૂ કરવાની જાહેરાત કરી હોય તેમણે તો લડવું જ જોઈએ.

થોડા જ દિવસમાં આ સવાલની વધુ ચર્ચા કરવાની તક સાંપડી. ગાંધીજીના છુટકારાની અફવા તેમને જણાવીને કસ્તૂરબાએ તેમના કંઈ તાજા સંદેશાની રૂપરેખા આપવા કહેણ મોકલ્યું. આ વિષે સાંજે વાત નીકળતાં ગાંધીજીએ પોતાનું મંતવ્ય સ્પષ્ટ કર્યું.

તેમના મત પ્રમાણે સ્વરાજની લોકસભા મારફત જ છૂટવાનું તે પસંદ કરે. તેમને કંઈ નવો સંદેશા આપવાનો પણ નહોતો, તેથી તેમને પૂરી મુદત પહેલાં મુક્તિની વાત જ નાપસંદ હતી. વળી તેમણે હંમેશાં તાત્ત્વિક વાંચન જેલમાં જ કરેલું હતું. તેથી છ વરસ માટે પસંદ કરેલાં પુસ્તકો જો ન વચાય તો તેનો વસવસો મનમાં રહી જાય. પણ જ્યારે જેલમાં તેમણે કરવા ધારેલી ‘સાધના’ અધૂરી રહે એમ મેં સૂચવ્યું. ત્યારે ‘સાધના’ શબ્દ તેમને ન ગમ્યો. છતાં ગમે તે કારણે તે છૂટે તો સામુદાયિક સત્યાગ્રહની એકેએક શરતના પૂરા પાલન વિષે હવે જરાયે છૂટ ન મૂકે. બારડોલીમાં તેમણે જેવી નરમાશ રાખી હતી તે હવે સહેજ પણ ન રાખે. દેખીતી રીતે તેમનો ઝોક રચનાત્મક કાર્ય પર જ હતો અને તેની ખીલવણીથી પૂરી તાકાત મેળવીને જ સત્યાગ્રહ કરવાનું તે વિચારતા.

રચનાત્મક કામમાં ચરખો જ ગાંધીજીની ચર્ચાનો રોજિંદો મુખ્ય વિષય હતો. પહેલાંના કરતાં તે ઘણો વધારે વખત, વધારે સારું અને વળદાર સૂતર કાંતતા. તેથી જેલમાં તે પૂરેપૂરા ચરખામય થયેલા લાગતા.

એક વાર હાથકંતામણુથી અને એવા જૂના ગૃહઉદ્યોગથી મેળવવાના સ્વરાજના સ્વરૂપની વાત નીકળી. તેનાથી ગરીબ જનતાને રોજી મળે એ તો દેખીતું જ હતું. દેશભરમાં ચરખો ચલાવીને પરદેશી માલનો બહિષ્કાર વધારે જલદ અને સત્વર પણુ થઈ શકે દલીલની ખાતર માનીએ કે તેથી અંગ્રેજી કાપડની વપરાશ ઘટી જાય, અને છેવટે અંગ્રેજો વહેલા દેશ છોડીને ચાલ્યા જતાં સ્વરાજ મળે. પણ સ્વરાજ મળ્યા પછી આજની દુનિયાની હરીફાઈમાં ટકવા માટે કાપડની મિલો અને બીજાં મોટાં કારખાનાં જામવાનાં જ હોય તો રેંટિયાનું ભવિષ્ય ટૂંકું જ લાગે. પણુ જો આ પ્રાકૃત વિચાર ગાંધીજીને પસંદ ન હોય અને સાધ્ય અને સાધનનો સંબંધ કાયમ રાખવો હોય તો ચરખાના સાધનથી મેળવવાના સ્વરાજનો—કે રામરાજનો—સ્પષ્ટ નકશો તેમણે દોરવો જોઈએ—જેથી તેમની કલ્પનાનું સ્વરાજ ચાહનારા તેના સાધન-રૂપ રેંટિયાનું મહત્ત્વ પિછાનીને તેનો કાર્યક્રમ પાર પાડવાને પૂરી તાકાત અજમાવે આજ સુધી આ વિષે રહેલી અનિશ્ચિતતા દૂર કરવાને બાબુ ભગવાનદાસ[1] ગાંધીજીને વારંવાર આગ્રહ કરતા, તેનું મેં સમર્થન કર્યું.

જવાબમાં ગાંધીજીએ તેમનું મંતવ્ય વિસ્તારથી સમજાવ્યું : સ્વરાજની તેમની ભાવના તો વખતોવખત તેમણે ‘યંગ ઈન્ડિયા’માં સમજાવી છે. છતાં તેમણે કબૂલ કર્યું કે પહેલાં તેમણે આ વિષે પૂરો વિચાર નહોતો કર્યો. હવે બધું દીવા જેવું ચોખ્ખું દેખાય છે. તે પોતે ધાર્મિક દૃષ્ટિથી જ રાજકારણ સેવે છે. છતાં તેમની દૃષ્ટિ કાયમ રાખીને રાજ-કીય સ્વરાજનું જ ચિત્ર દેશ સમક્ષ મૂકવા હવે તેઓ તૈયાર છે. દાખલા તરીકે અસહકારના કાર્યક્રમની ભાવના મુજબ તેમને પરદેશી ઢબની ધારાસભા, શાળાઓ અને કોર્ટો ન જ ખપે. તેમ પશ્ચિમના ધોરણસર હાઈકોર્ટો અને યુનિવર્સિટીઓ પર ભારે ખરચ પણુ ન જ થાય. તેમાં

---

૧. અસાધારણ વિદ્વત્તાવાળા બાબુ ભગવાનદાસ ધર્મ તેમજ રાજકારણમાં બેસંટના અનુયાયી હતા. બેસંટની માફક સ્વરાજની પોતાની યોજના તૈયાર કરવાને તે હંમેશ ગાંધીજીને આગ્રહ કરતા.

મોટા ન્યાયાધીશો કે ઇન્વેરેરીટી[1] જેવા મોટા બૅરિસ્ટરો ભારે કમાણી ન કરી શકે. હાલનું નોકરશાહીનું ખર્ચાળ લોખંડી તંત્ર પણ ન જ ચાલે. વળી જંગી કારખાનાં પણ તેમને ન જ જોઈએ. દેશનું અર્થતંત્ર ખેતી અને ગૃહઉદ્યોગો પર સહેલાઈથી નભાવી શકાય. આવા ધોરણસર સ્વરાજની સાદી યોજના જરૂર પોતે ઘડશે અને બાબુ ભગવાનદાસની માગ પૂરી કરશે.

પછી મેં પૂછ્યું : તમે નથી ધારતા કે સ્વરાજની તમારી કલ્પના કૉંગ્રેસના ઘણા આગેવાનો અને કાર્યકરોને નહિ રુચે અને તેમના આશ્રમના જેવા પૂરા શ્રદ્ધાળુ અનુયાયીઓ જ તેમની પડખે રહેશે?

ગાંધીજીએ ચોખ્ખી ના પાડી. તેમની ખાતરી હતી કે તેમની યોજનાથી તેમના કોઈ રાજકીય અનુયાયીઓને જરાયે આઘાત નહિ પહોંચે. ગાંધીજી તો આગળ વધીને આ યોજના કૉંગ્રેસ આગળ પણ રજૂ કરે અને તેની સંમતિ પણ મેળવે. જો કૉંગ્રેસના કોઈ સભ્યો તેમની યોજના નાપસંદ કરી તેમને છોડી જાય તો તે દિલગીર થાય અને જે પસંદ કરે તેમના સહકારથી અહિંસાના ધોરી માર્ગે સ્વરાજની લડત ચલાવે.

આ વિચારોમાં ગાંધીજી ઘણા મક્કમ લાગ્યા. છતાં છેવટ સુધી તેમણે પોતાના વિશિષ્ટ સ્વરાજની કંઈ સાંગોપાંગ યોજના ઘડી નહિ એ નક્કર હકીકત આજે નવાઈ ભરેલી લાગે છે.

મે(૧૯૨૩)ની આખરે કૉંગ્રેસની મહાસમિતિ ધારાસભા તરફ ઢળતી લાગી ત્યારે ખાદીકામના ભાવિનો સવાલ ફરી વાર ગાંધીજી આગળ ઉપસ્થિત થયો. તરત તેમણે પૂરી શ્રદ્ધાથી જણાવ્યું કે હનુમંત-

---

૧. જૂના જમાનામાં એ બુઢ્ઢા અંગ્રેજ બૅરિસ્ટર હાઈકોર્ટમાં વકીલાત કરીને મહિને આશરે ત્રીસ હજાર રૂપિયા કમાતા. વકીલો તેને આદર્શરૂપ ગણી એવી કમાણી કરવા ચાહતા.

રાવ અને શંકરલાલ જેવા કાર્યકરો હવે રેંટિયાના કામ પર એકાગ્ર થયા છે તેથી દેશભરમાં રેંટિયાનો ગુંજારવ સપાટાબંધ સંભળાશે. ગુજરાતમાં ઘણે ઠેકાણે રેંટિયા બંધ થયાની ખબર મેં તેમને આપી તેથી તે દુ:ખી થયા. પણ થોડા વખત પછી ગામડાંમાં વધારે રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવાની યોજના તેમણે વાંચી ત્યારે તે ખુશખુશાલ થઈ ગયા. તેમણે કહ્યું: 'કૉલેજો તૂટી પડે તેની પરવા નથી. પણ પ્રાથમિક શાળાઓ હોય તો બીજું કશું જ ન જોઈએ.'

ફરી વાર તેમણે રેંટિયા-પ્રચારની યોજના વિસ્તારથી સમજાવી. હવે તો દાહોદ અને માંડવી જેવા ગરીબ પ્રદેશમાં રચનાત્મક કાર્યકરોએ બેસી જવું જોઈએ. તેમણે ગરીબમાં ગરીબની ઝૂંપડી સુધી ચરખાનો સંદેશ પહોંચાડવો જોઈએ અને મંદિરોમાં પણ ચરખા દાખલ કરવા પ્રયાસ કરવો જોઈએ. તેમણે ખેડૂતોને કપાસ ઉગાડવા સમજાવવા જોઈએ અથવા બહારથી તેમને લાવી આપવો જોઈએ. રેંટિયા, કપાસ વગેરે માલ ઉધાર આપવો અને જે સૂતર આપે તે તેમને ખાતે જમા કરવું. જરૂર લાગે ત્યાં કંતામણના વધારે દર આપવા અને તેથી આ કામમાં નુકસાન થાય તે ભોગવવાની તેવડ રાખવી. સૂતરના દરેક ધાગામાં શ્રદ્ધાળુ કાર્યકરોને રામ અને કૃષ્ણનું દર્શન થાય તો તે આ કામ સહેલાઈથી પાર પાડી શકશે.

પછી મેં પૂછ્યું: આમ ઢગલાબંધ ખાદી ઉત્પન્ન થાય તે કોણ ખરીદશે? ગરીબને તો મિલનું સસ્તું કાપડ જ પોસાય. તો શું શ્રીમંતો અને મધ્યમ વર્ગના લોકો હંમેશાં રાજકીય આવેશથી પ્રેરાઈને મોંઘી ખાદી ખરીદ્યા કરશે? રાજકીય આવેશ તો થોડા વખત જ ટકે. દેશમાં અનેકવિધ નવી મિલો અને બીજાં કારખાનાં વધતાં જાય છે. તેવે વખતે રેંટિયા અને ખાદીને આપણા અર્થતંત્રમાં કાયમનું સ્થાન આપવું હોય તો પ્રજાનું સમગ્ર માનસ પલટાવવું ન જોઈએ! જો પ્રજાના મગજમાં રોજ વધતા સાંચાનાં કારખાનાં અને તેમાંથી બનતો બેસુમાર માલ ઘર કરીને બેસે તો તેમાં ખાદી કેવુંક સ્થાન લઈ શકશે? અર્થાત્ આજે

યંત્રવાદ તરફ કૂદકે ને ભૂસકે ધસતા દેશના જીવનને નર્યા ગૃહઉદ્યોગ તરફ વાળવું હોય તો પહેલી માનસિક ક્રાંતિ સાધવી ન જોઈએ ?

ગાંધીજીએ ઘણો જ આશ્ચર્યકારક જવાબ આપ્યો : 'જિંદગીના બીજા વિભાગમાં ગમે તેટલા યંત્રતંત્ર ઘૂસે તેની મને પરવા નથી. પણ જો હિન્દના કરોડોનો ભૂખમરો ટાળવો હોય તો કપાસ કે સૂતરને કોઈ પણ કક્ષાએ ને કોઈ પણ રૂપે કોઈ પણ જાતના યંત્રનો સ્પર્શ થવા દેવો ન જ જોઈએ.' આ યોજનાના સમર્થનમાં તેમણે કહ્યું કે જર્મની જેવા દેશની સરકારે પરદેશની હરીફાઈ સામે પોતાના નવા જામતા ઉદ્યોગને ટકાવવાને ભારે જકાતો નાખી હતી અને કરોડો રૂપિયા આંખો મીંચીને ખરચ્યા હતા. ખુદ ઇંગ્લૅન્ડે પણ ઢાકા અને મુર્શીદાબાદની બારીકમાં બારીક મસ્લીનનો બહિષ્કાર નહોતો કર્યો ?

મેં વાંધો ઉઠાવ્યો : માનો કે આપણે લડતના કાળમાં કરોડો રૂપિયા ખરચીને ખાદીના ઉદ્યોગને દશવીશ વરસ સુધી ટકાવીએ. પણ સ્વરાજ મળે તે પહેલાં કે પછી કારખાનાંના માલ સામે શુદ્ધ ખાદી ખુલ્લા બજારમાં રીતસર હરીફાઈમાં કદી પણ ટકી શકે એમ તમે કલ્પી શકો છો ?

આ સવાલ સાંભળીને ગાંધીજી ઊંડા વિચારમાં પડી ગયા. તેમણે નિખાલસપણે કહ્યું કે આ બાબતનો વિચાર મેં નથી કર્યો. અમે ચર્ચા મુલતવી રાખી.

બીજે દિવસે તેમનો ખુલાસાવાર જવાબ તૈયાર હતો. તેમણે કહ્યું : 'મિલના કાપડની સામે ખાદી ખુલ્લા બજારમાં કદી પણ હરીફાઈ કરી શકે એવી કોઈ શક્યતા નથી. પણ તેથી શું ? સ્વરાજ મળે ત્યાં સુધી તો પરદેશી કાપડનો બહિષ્કાર કરવો જોઈએ. સ્વદેશી અર્થાત ખાદીને અપનાવવી જોઈએ—ગમે તે ભોગે ખાદીના ઉદ્યોગને જમાવવો જોઈએ. અને સ્વરાજ મળ્યા પછી જો હું સ્વરાજનો પ્રમુખ કે વડો પ્રધાન હોઉં તો હું નવા ખાદી ઉદ્યોગને કાયમ કરવાને નીચેનાં પગલાં ભરું :

'(૧) તમામ પરદેશી કાપડની આયાત બંધ કરવી.

‘(૨) હિન્દની તમામ મિલોને રૂ–સૂતરનો કોઈ પણ માલ પેદા કરવાની બંધી કરવી.

‘(૩) દેશમાં દેશી કે પરદેશી મિલોનો જે માલ હોય તે પરદેશ નિકાસ કરવો.

‘(૪) આવી રીતે બધી હરીફાઈ બંધ કરવી અને બધી મિલોનું રાષ્ટ્રીયકરણ કરવું. ચાલુ મિલોને કાં તો બીજા કામમાં લેવી અથવા તેના સાંચા છૂટા કરી નાખવા જેથી ભારતની ધર્મભૂમિમાં કપાસ કે સૂતરને કોઈ પણ યંત્રનો સ્પર્શ ન જ થાય.’

એક છેલ્લો સવાલ મેં પૂછ્યો: ‘જેલમાંથી છૂટતાં તમે આ વિચારો પ્રજા સમક્ષ મૂકશો ખરા?’ તેમણે એટલો જ જવાબ આપ્યો: ‘આવું કશું આજથી કહી શકાય નહિ. દેશમાં કામ કરતાં અનુકૂળ સમયે કે યોગ્ય હ્પ્તાથી જ આખી યોજના રજૂ કરું.’

આ યોજના પણ ગાંધીજીએ અંતપર્યંત જાહેર ન કરી એ નોંધપાત્ર છે. આવી ચર્ચાવિચારણાના વાતાવરણમાં ગાંધીજીના આગ્રહથી થોડા અઠવાડિયામાં જ મેં ચરખો અપનાવ્યો. તે છેવટ સુધી મારો સાથી રહ્યો. સાબરમતી જેલમાં શરૂ કરેલું નેતરકામ યરોડામાં થોડા દિવસ ચાલુ રાખ્યા પછી મેં છોડી દીધું અને રોજ એકાદ કલાક ચરખા પર જ એકાગ્ર થતો. સૂતરના તાર, નંબર ને વજનની ચોકસાઈ હું ઝાઝી કરતો નહિ. પૂણી હું ગાંધીજી પાસેથી લેતો, તેમ બધું સૂતર તેમને જ સોંપતો. તેની પારખ અને વ્યવસ્થાનું કામ તેમના પર જ છોડીને, હું મોટે ભાગે વાંચન–લેખનમાં જ મશગૂલ રહેતો.

એક વાર ગુજરાત વિદ્યાપીઠના શિક્ષણતંત્રની ચર્ચા થઈ. તેની કંઈક કંઈક માહિતી હું ગાંધીજીને આપતો અને કંઈક ટીકા કરતો. તે પરથી તેમણે પોતાનું દૃષ્ટિબિંદુ વિસ્તારથી સમજાવ્યું:

'મારા અંગત મત પ્રમાણે તો પહેલી પ્રાથમિક શાળા અને પછી વિદ્યાપીઠ અને કૉલેજ. પહેલાં ગામડાં ને પછી શહેર. શાળા એ ભાષા છે. વિદ્યાપીઠ વ્યાકરણ છે. ભલે વિદ્યાપીઠ સર્વનો મુકુટ હશે પણ શાળાના મકાનમાંથી ઉન્નતિનો રસ્તો નીકળે હું તો મારા વિચાર પ્રમાણે બધું સુવાડીને ગામડાંની શાળાઓને પોષું.

'છતાં આવી બાબતમાં હું ચાલુ પ્રવાહની સામે ન થાઉં. લોકોએ વિદ્યાપીઠ માગી, કૉલેજ માગી, ત્યારે તેમને તે કરવા દીધી. કૉલેજ–વિદ્યાપીઠ થયાં તો પછી તેને શોભાવવાં ચલાવવાં જોઈએ. તેથી જમીન, મકાન વગેરે પણ જોઈએ. તે કામ કેવી રીતે, કયા સંયોગોમાં, કયા શિક્ષકોથી કરવું એ તેમની જવાબદારી ઉપર હોય.

'પણ એના ઉપરાંત જે પૈસો રહે તે બધોયે હું શાળામાં નાખું. પણ નાખવાની ખાતર નહિ પણ યોગ્ય સંયોગો અને યોગ્ય શિક્ષકો મળે ત્યારે.

'વિદ્યાપીઠના મનમાં આ વાત ઊતરે તો તે નીચે મુજબ કામ કરી શકે :

'(૧) પ્રાથમિક શાળાનું મહત્ત્વ સમજી પ્રજાનું ધ્યાન ખેંચે તેથી કંઈ જાગૃતિ કરવા માંડે.

'(૨) હાલના જેવા એક અથવા ખાસ જરૂર લાગે તો વધારે નિરીક્ષકો તો માત્ર પ્રાથમિક શાળાઓની તપાસણી માટે રાખે જ; પણ તેમના શેરા સીધા માસ્તરો ઉપર ન મોકલવા.

'(૩) જિલ્લાવાર સ્થાનિક કાર્યકરો અથવા વિદ્યાપીઠે નીમેલી કમિટીઓ, ગામડાંની શાળા સુધારવાનું કામ હાથમાં લે. નરહરિભાઈએ બારડોલીમાં કર્યું છે, તે પ્રમાણે જરૂર પડે તો જિલ્લાની સમિતિને અંગે વિદ્યાપીઠ એકએક માણસને પણ મુકરર કરે. જે સંસ્થા ઠીક ચાલતી હોય તેને યોગ્ય મદદ આપે. પચાસમાંથી એકને જ મદદ આપે અને બાકીની ૪૯ ને ન પણ આપે, પણ તેને સુધારાનો રસ્તો બતાવે.

‘(૪) હાલના કાર્યકર્તાઓ પોતાની લાયકાતથી બધું કામ કરે એ જરૂરનું છે. આવું સરસ કામ કરી રહ્યા છે તેથી એકદમ હું વચમાં ન પડવા જઉં.

‘(૫) પુરાતત્ત્વ મંદિરનું કામ મારી પાસે હોય તો જીનવિજયજીને હું કહું કે પુરાતત્ત્વનું હાલનું ધોરણ જરા અગમ્ય છે તેથી જરા હળવું કરો. અંગ્રેજીમાં ‘લેન્સેટ,’ ‘એથેનિયમ,’ ‘મેડિકલ જર્નલ’ વગેરે ઘણાં સુંદર વિદ્વત્તાપૂર્ણ પત્રો છે. તે વિદ્વાનો વાંચે તેમ સાધારણ વાંચક પણ રસપૂર્વક વાંચી શકે એવાં હોય છે. તેવું કંઈ ધોરણ રાખવું જોઈએ. વિદ્વત્તાના પ્રદર્શનનો જરા પણ વિચાર દોષરૂપ ગણાય.

‘જુદા જુદા માણસોને અમુક અમુક વિષય સોંપવા જોઈએ. હિન્દ સેવક સમાજમાં દરેક પાંચ વરસ ચૂપચાપ અભ્યાસ કરે, એવો કંઈક નિયમ હોવો જોઈએ.

‘કંઈ જરાક શોધખોળ થઈ તેને ઝટ બહાર પાડવાને બદલે થોડીક ભેગી થવા દઈ બહાર પડાય તો પણ હરકત ન આવે અને વાચકને પણ ફાયદો થાય.

‘(પુરાતત્ત્વ વગેરેમાં) નીચે આધાર ગ્રંથોની નોંધ મૂકવાની પદ્ધતિ પશ્ચિમમાંથી લઈએ છીએ. પણ તેનો ઉપયોગ કરતાં આવડતો નથી. તેમાં અધકચરા છીએ. અને પૂર્વની જૂની રીત તો આમાં છે જ નહિ.’

સાબરમતીમાં તેમ યરોડામાં અમને કંઈ જ દૈનિક કે અઠવાડિક છાપાં મળતાં નહિ.[1] છતાં મે માસની આખરે હું નવી જેલમાં સ્થિર

1. તે વખતે વિનીત–નરમ પક્ષની પરિષદમાં ચીમનલાલ સેતલવાડે જાહેર કરેલું કે ગાંધીજીને છાપાં મળે છે. તરત ધારાસભામાં જાહેર થયું કે દૈનિક, અઠવાડિક તો શું પણ ‘વસંત,’ ‘સમાલોચક’ જેવાં નિર્દોષ છાપાં પણ તેમને નથી મળતાં. માત્ર ‘સરસ્વતી’ હિંદી માસિક જ તેમને મળતું. આ બાબતમાં ગાંધીજીએ ઘણા કાગળો સરકારને લખેલા, પણ કંઈ નીપજેલું નહિ.

થયો ત્યારે કોઈક વાર મંઝરઅલી કોઈક છાપાં મને ચૂપકીથી આપીને કહેતા : 'આ વાંચીને બાળી નાખજો. ગાંધીજીને બતાવશો નહિ. પણ તેમાંથી ઠીક લાગે તે બાતમી તેમને આપશો તો તે ખુશીથી સાંભળશે.' પછીથી ફાંસી ખોલીમાં પુરાયેલા હઝરત મોહાની છાપાંના બંડલ કોઈ વૉર્ડરો સાથે મને સીધાં મોકલતા તે કાગળ ને કપડાંમાં લપેટીને લાવતા. 'ક્રોનિકલ,' 'મરાઠા' વગેરે અનેક છાપાં આમ મળતાં તેમાં એ ઝનૂની મૌલાના કેટલાક ફકરા પર લાલ અને ભૂરી પેન્સિલથી નિશાનીઓ કરીને તે ગાંધીજીને ખાસ વંચાવવાની સૂચના આપતા. તેમને આવાં છાપાં કેવી રીતે પહોંચતાં તે વિષે પૂછપરછ કરતાં માલમ પડયું કે બહારની દુનિયા સાથે તેમનો બધો વહેવાર કાપી નાખવાને તેમને સરકારે ખાસ ફાંસી ખોલીમાં મૂકેલા હોવા છતાં દરેક વખતે તેમની ખોલીની જડતી લેવાતી ત્યારે વિવિધ છાપાં, કાગળ અને રંગબેરંગી પેન્સિલો ઉપરાંત કેટલીયે છરી અને ચપ્પુ નીકળતાં. તે માટે તેમને સજા થયા કરતી અને છતાં કોણ જાણે ક્યાંથી આ બધી સામગ્રી તેમને પાછી મળી રહેતી.

મેની આખરે ખૂબ છાપાં આવી રીતે મળતાં બહારના રાજકારણની કંઈ વિગતવાર ખબર મળી. મે માસના આરંભથી જ જમનાલાલ બજાજની આગેવાની નીચે નાગપુરમાં ઝંડા-સત્યાગ્રહ શરૂ થયો હતો અને દેશભરમાંથી સેંકડો સ્વયંસેવકો લડતમાં ઝુકાવીને જેલ ભરી રહ્યા હતા. છતાં મેની આખરે મુંબઈમાં મહાસમિતિ મળી તેમાં ધારાસભા સર કરવાની સ્વરાજ પક્ષની નીતિ સામે બધા પ્રચારની બંધી કરવાનું ઠરાવવામાં આવ્યું. તેથી કૉંગ્રેસની કાર્યવાહક કમિટીમાંથી બધા ના-ફેરવાદી સભાસદોએ રાજીનામાં આપ્યાં. તરત જ તેમના સ્થાને ધારાસભાવાદી અને તટસ્થ અગ્રેસરો આવી ગયા.

નાગપુર સત્યાગ્રહની અને મહાસમિતિની આ બધી ખબર મેં ગાંધીજીને આપી. સાયંકાળે પર્યટન કરતાં ગાંધીજીએ પોતાના વિચારો

છૂટથી જણાવ્યા. મહાસમિતિના નિર્ણયથી તે બહુ દિલગીર થયા નહિ. ભલે દાસ અને મોતીલાલજી ધારાસભામાં જઈ એક વાર તેનો રસ ચાખી આવે. તેમની તો ખાતરી જ હતી કે જ્યારે તે છૂટીને બહાર જશે ત્યારે તે સર્વ અનુભવથી પોતાની ભૂલ પિછાનશે અને શુદ્ધ અસહકારની લડતમાં ફરી વાર જોડાશે.

પછી જરા ઊંડા ઊતરીને ગાંધીજી બોલ્યા : 'હું જેલની અંદર છું, તેથી મને આનંદ છે. હું બહાર હોઉં છું ત્યારે બધાને હું ઢાંકી દઉં છું હું જે કરું છું તે દેશનું નહિ પણ મારું કામ બની જાય છે. હાલ કૉંગ્રેસ સ્વતંત્ર બુદ્ધિથી જે કરે છે તે ઠીક છે. એમ કરતાં ભલે થોડી ભૂલો થાય, પણ દેશ એમ જ ઘડાશે એમાં જરાયે શંકા નથી.'

નાગપુર સત્યાગ્રહ વિષે તેમણે કહ્યું : 'હું છૂટો હોઉં તો એ લડત જુદી રીતે ચલાવું.'

ગુરુ–કા–બાગની ચાલુ લડતની વાત સાંભળીને ગાંધીજી વધારે ખુશ થયા પણ તરત બોલ્યા : 'દેશમાં બીજા બધા કેમ બેસી રહ્યા? મારા અંતરમાં આગ સળગી રહી છે. કૉંગ્રેસે કેમ સરકારની આગ વહોરી ન લીધી? આમાં આપણા આગેવાનોની કચાશ અને લોકોની બેફિકરાઈ જોઉં છું. જો હું બહાર હોઉં તો પંજાબ પર જ એકાગ્ર થાઉં.'

હું જેલમાં ગયો ત્યારથી જ સ્નેહીઓને જાતે કે પત્રથી મળવાની મને તાલાવેલી થતી. જૂનની આખરે દા૦ સુમંત અને ઠક્કરબાપા મને મળવા આવ્યા ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો.

બંને મારા ભિન્નભિન્ન કાર્યના સાથી અને સલાહકાર હતા. અંત્યજોની અને ભીલોની અનેક સંસ્થાઓ ઠક્કરબાપાને સોંપીને હું જેલમાં આવ્યો હતો. બાપાની વાત મુજબ નવાજૂના સાક્ષીઓની સહાયથી કોઈ

યુવાનને શરમાવે એવા ઉત્સાહથી તેઓ કામ કર્યે જતા હતા. ભીલ પ્રદેશના કાર્યના છેલ્લા સમાચાર સાંભળીને મારું હૈયું ગર્વ અને સંતોષથી ફુલાયું.

ડા૰ સુમંતે 'યુગધર્મ' માસિકની અને તેનાં પ્રકાશનોની વાત હસીખુશીથી કહી સંભળાવી. મને ચિંતા કે દુઃખ થાય એવું કશુંએ ન કહેવાની તેમણે ખાસ કાળજી રાખી. છતાં તેમના કંઈ કંઈ બોલ પરથી હું સમજી ગયો કે અમારા આશ્રમની અને કાર્યાલયની સ્થિતિ અનિશ્ચિત હતી. તેમાં એક રીતે મારો જ વાંક મને સમજાયો. બધું કામ કાચું મૂકીને હું રાજકીય આવેશને વશ થઈ જેલમાં નાઠો હતો. હવે નાણાંની મુસીબતો ચોપાસથી સાથીઓને ઘેરતી હતી. સમગ્ર આર્થિક તંત્ર નંદલાલને હસ્તક હતું. તેથી તેમને મળવાને હું બહુ આતુર બન્યો. તો યે બન્ને મુરબ્બીઓની મુલાકાતથી મારા મગજને કંઈક શાંતિ થઈ.

ગાંધીજી સામાન્ય રીતે જેલના નિયમોને અણીશુદ્ધ પાળવામાં સત્યાગ્રહીની ઇજ્જત સમજતા. તેમણે યરોડામાં દાખલ થતાં જ રાજદ્વારી દૃષ્ટિથી કંઈ પણ લડત ન કરવાનો નિર્ણય કરેલો. છતાં એક સ્વાભિમાની મનુષ્ય તરીકે તેમને પહેલેથી જ સરકારી શાસન સામે ઘર્ષણમાં આવવું પડેલું. બકરીનું દૂધ અને ફળ, યોગ્ય બિછાનું અને ખાટલો, બત્તી અને રાતની તાળાબંધી, કાગળ અને મુલાકાત—દરેક બાબતમાં તેઓ આખું વરસ સરકાર સાથે વિનયથી લડેલા. વિમુક્ત પત્રવહેવારની છૂટ તો તેમને ન જ મળી, તેથી તેમણે બહાર કાગળ લખવાનું બંધ કરેલું. પણ બીજી બાબતમાં તેમને કંઈક નાનીમોટી સગવડ મળેલી.

પોતાને તેમ બીજાને માટે જેલમાં ગાંધીજી ન જ ચાલ્યે લડતા. છતાં જૂનની આખરે મુલ્શીપેઠાના કેદીઓનો જાન બચાવવાને તેમને સરકાર સામે ઉપવાસનું આખરી શસ્ત્ર ઉપાડવું પડ્યું તેથી તેની ભૂમિકા સમજાવવી જોઈએ.

વીજળી પેદા કરવાને કે નહેરો બાંધવાને નદીઓમાં બંધ બાંધી

આસપાસનાં ઘણાં ગામ ને ખેતરો પાણીમાં ડુબાડવાની અને નવાં કૃત્રિમ સરોવર રચવાની યોજનાઓ આજે તો સામાન્ય થઈ પડી છે. પણ તે કાળમાં ટાટા કંપનીએ વીજળી ઉત્પન્ન કરવાને મુલ્શી નદી પર મોટો બંધ બાંધીને મુલ્શીપેઠા ગામને જળબંબાકાર કરવાની યોજના કરી તેથી સારા મહારાષ્ટ્રની પ્રજા ચોંકી ઊઠેલી. તેની વિરુદ્ધ કોંગ્રેસના અને બીજા અગ્રેસરોએ મળીને સ્વતંત્ર રીતે સરકાર સામે સત્યાગ્રહની લડત આદરી. એ લડતના સેંકડો કેદીઓ યરોડા જેલમાં ઊભરાવા લાગ્યા. તેમાં મહારાષ્ટ્રના અનેક નરરત્નો અને દેશાભિમાની યુવકો હોવા છતાં તેમને સર્વેને સરકાર સામાન્ય કેદી જ ગણતી. તેથી તેમણે થોડા જ વખતમાં સરકારની સામે કંઈ કંઈ લડત આદરવા માંડી.

૧૯૨૩ના ફેબ્રુઆરીમાં તેમણે પહેલાં છમકલાં કર્યાં. કેટલાક ભાઈઓએ ચક્કી ચલાવવાની ના પાડી. બીજાએ કત્રશે થોડું દળીને સંતોષ માન્યો. નિયમના ભંગ માટે અધિકારી આગળ ખટલો ચાલતાં તેમને ફટકાની ઘાતકી સજા કરવામાં આવી. જૂની જેલમાં રહેતાં, ગાંધીજીએ કેટલાક ભાઈઓને બેવડા વળીને દુઃખી હાલતમાં સામેના ચોગાનમાંથી પસાર થતા જોયા. તરત બધી બાતમી મળતાં ગાંધીજીનું દિલ ધ્રૂજી ઊઠ્યું. પહેલાં તેમણે એ કેદીઓને મળવાની પરવાનગી માગી. તે ન મળી ત્યારે તેમણે મેજર જોન્સને કાને વાત નાખીને, એ કેદીઓના સાથમાં રહેતા જયરામદાસને હદ ઓળંગી વાત કરવા બોલાવ્યા અને એ સત્યાગ્રહીઓને પૂરું ચક્કીકામ કરી શિસ્ત જાળવવા સલાહ પહોંચાડી.

આથી એ પ્રકરણ પતી ગયું. પણ જયરામદાસને, હદ ઓળંગવા બદલ સાત દિવસ કોટડીમાં પુરાવાની સજા થઈ. ફરી ગાંધીજીએ આ વિષે મેજર જોન્સને ફરિયાદ કરી. તેમણે ખુલાસો કર્યો : 'તમારી સાથે હું પૂરો સંમત છું. પણ મારી આગળ રીતસર ખટલો આવે ત્યારે મારે કંઈક કરવું જ પડે ને!'[1]

1. આ ઉપરથી છાપાંમાં ખોટા સમાચાર પ્રકટ થયેલા કે મેજર સામે ત્રાગું કરવાને ગાંધીજી સ્વેચ્છાથી પોતાની કોટડીમાં સાત દિવસ પુરાઈ રહ્યા હતા!

ફેબ્રુઆરીના ફટકાની વાત શમી ગઈ, તે છેક જૂનની આખરે પાછી ઊભળી. તે દિવસે નવેક વાગે અમારો વૉર્ડર ગાંધીજીની કોટડીમાં ખબર લાવ્યો કે મુલ્શીપેઠાના ૭ કેદીઓને ફટકા મારવામાં આવ્યા છે. આ ખબર પડતાં હું ગાંધીજી પાસે દોડી ગયો. તે વખતે ગાંધીજી નિયમસર રેંટિયો ચલાવતા બેઠા હતા. વૉર્ડરના શબ્દો સાંભળતાં જ તેમનું હૃદય સળગી ઊઠ્યું. તેમની મુખમુદ્રા અને આંખો એકદમ પુણ્યપ્રકોપથી લાલ થઈ ગયાં. તેમનો અવાજ સહેજ થરડાયો અને ભારે થયો.

થોડી વારમાં દા૦ મહેતા આવ્યા. તેમણે પણ ફટકાની વાત સંભળાવી, પણ ગાંધીજીને તેનો પૂરો ઇતિહાસ જાણવા હતો. ગાંધીજીની મુખમુદ્રાનો પલટો જોઈને દાક્તર ગભરાયા. કંઈ કહ્યું ન કહ્યું ને કહેલું તે ભૂંસી વાળવા લાગ્યા. ગાંધીજી તેમના પર ખૂબ ચિડાયા. અત્યંત આવેશ અને આગ્રહથી તેમણે કહ્યું : 'દાક્તર, તમે જાણો છો કે ફટકાની વાત સંભળી ત્યારથી હું સમસમી રહ્યો છું. આજે તમે આટલી વાત કરી છે તો ગમે તેટલી તપાસ કરીને પણ આજે તમારે મને પૂરી વાત કહેવી જ પડશે. એટલે પછી મારે શું કરવું તેની મને સૂઝ પડે.' ગાંધીજીની ઉગ્ર ભાષા અને તેજ સ્વરૂપ પરથી અમે સમજી ગયા કે આ વખતે કંઈક નવાજૂની થશે.

આ વિષે સરકાર પાસેથી પૂરી વિગત જાણવાને ગાંધીજીએ કાગળ લખ્યો. તેમાં તેમણે જણાવ્યું : 'આજની ખબર ઉપરથી...મારે કંઈક કરવું પડે એમ મને લાગે છે, પણ કંઈ અવિચારી પગલું ભરવા માગતો નથી.' બીજે જ દિવસે સવારે મેજર જોન્સ અને જેલખાતાના વડા બંને અમારા વાસમાં આવ્યા. મેજરે બધી વાત ખુલાસાથી કરી : 'ગઈ અગિયારશને દિવસે મુલ્શીપેઠાવાળાએ ઉપવાસ કરવાની રજા માગી. તે મેં આપી—પણ એવી શરતે કે તેમણે પૂરું કામ કરવું જ પડશે. પણ કેટલાકે ઓછું કામ કર્યું. તેથી મેં થોડીઘણી સજા કરી. આની બીજાને ખબર પડી એટલે ગઈકાલે સવારે ૭ જણે જણાવ્યું કે અમારા માણસોને ખોટી સજા કરો છો એટલે અમે કોઈ હવે કંઈ કામ નથી કરવાના.

આ તો ચોખ્ખું બંડ જ કહેવાય. જેલમાં તે કેમ ચાલી શકે? એટલે મેં ફટકા માર્યા.' ગાંધીજીએ આ વાત માની લીધી છતાં તેમનું દિલ જલતું રહ્યું.

આવી આકરી સજા કરવા માટે ગાંધીજીએ મેજરનો વાંક ન કાઢ્યો. તેમના સિદ્ધાંત મુજબ સત્યાગ્રહીને ચક્કીકામ આપ્યું હોય તો તે પૂરું કરવું જ જોઈએ. ઘંટી ચલાવતાં બેભાન થઈને મરી જવું સારું પણ આવી સજાઓ કેમ ખમાય? અને સજાઓ થાય તે પણ સત્યાગ્રહીઓએ બરદાસ્ત કરવી જ જોઈએ. જ્યાં સુધી ખાસ અંગત અપમાન ન થાય ત્યાં સુધી વિરોધ કે હુલ્લડ ન જ થાય.

વાત આગળ વધી. ૨૯મીએ ગાંધીજીના જાણવામાં આવ્યું કે ફટકાની સજાના વિરોધમાં આશરે સાતથી દશ ભાઈઓ ઉપવાસ ઉપર ઊતર્યા છે અને તેથી તેમને સર્કલમાંથી અંધારીમાં બંધ કર્યા છે. તે જ દિવસે બપોરે ગાંધીજીએ અમને બંનેને બોલાવ્યા. તેમણે પોતાની વાત અમારી આગળ મૂકી: 'મારી આગળ તો એક જ વિચાર આવે છે કે આ કેદીઓને બદલે બા કે દેવદાસ હોય તો હું કેવી રીતે વર્તું? તેમને ફટકા માર્યા, તેથી હું મેજર પર ક્રોધ ન કરું. પણ ત્યારે હું મૂઢ બનીને બેસી જ રહું? હું જેલ સુધારવા અહીં નથી આવ્યો તેમ સત્યાગ્રહી તરીકે અહીં ચળવળ કરવાની પણ મારી ફરજ નથી માનતો. પણ તેથી હું માણસ મટી નથી જતો તેમ હું સમાજસેવક છું તે પણ ભૂલી નથી શકતો. એટલે જો મને એમ થાય કે મારો પુત્ર અજ્ઞાનને લીધે ન કરવાનું કરે છે અને તેથી ખૂબ હેરાન થાય છે તો મારી એટલી ફરજ તો ખરી જ કે મારે તેનો ધર્મ સમજાવી તેને ઠેકાણે લાવવો. પણ જો છેવટે ન જ સમજે તો તેને ઈશ્વરને શરણે છોડી દઈને શાંત થઈ બેસવું. પણ આટલું તો મારે કરવું જ જોઈએ અને તેમ કરવાની મને પૂરી સગવડ પણ સરકારે આપવી જ જોઈએ.

'પણ સરકાર તે ન આપે તો? તો મારે સારુ એક જ રસ્તો

રહ્યો—ઉપવાસ કરી પ્રાણ આપવાનો. બહાર હોઈએ તો ચળવળ કરીએ, બીજા પગલાં લઈએ. પણ અહીંયાં તો છેવટનું શસ્ત્ર જ ઉપાડવાનું રહ્યું. અને તે પણ સરકાર સામે કે સુપરિન્ટેન્ડન્ટની સામે, ક્રોધથી નહિ પણ મારાં ભાંડુ અજ્ઞાનથી દુઃખી થયા કરે તેનો હું અપંગ સાક્ષી બની ન શકું તેથી.'

આ શબ્દો સાંભળીને અમે તો દિગ્મૂઢ બની ગયા. આવા ગંભીર વિષયની ચર્ચા કરવાનો અમારે માટે આ પહેલો જ પ્રસંગ હતો. અમે, ચડકતે દિલે અને લથડતી જીભે ચર્ચા કરવા માંડી. અમે એટલું જ કહી શકયા : 'કીડી પર કટક ચડાવવા જેવું આ નથી? છેવટનું શસ્ત્ર ઉપાડવા જેટલો આ ગંભીર પ્રસંગ ગણાય?' પણ ગાંધીજીનું દિલ તો અંધારીમાં પુરાયેલા શંકરરાવ દેવ, દાસ્તાને વગેરે મુલ્શીપેઠાના ભાઈઓ સાથે પ્રેમભાવે એકતાર થયું હતું અને તેમના મનનો દારુણ નિશ્ચય થઈ ચૂકયો હતો.

તરત જ ગાંધીજીએ ઉપર મુજબ તૈયાર કરેલા કાગળમાં છેવટના સુધારા કરીને સરકારને રવાના કર્યો. તેના છેલ્લા શબ્દોમાં ઉપવાસ જેવું કંઈક ગંભીર પગલું ભરવાનો તેમણે ઈશારો કર્યો. પણ સરકારને તે સમજાયો નહિ કે તેની ઉપેક્ષા થઈ, ગમે તેમ, દશેક દિવસ સુધી તે કાગળ કોઈ દફતરમાં દબાઈ રહ્યો.

દરમ્યાન રોજ મેજર સાથે ગાંધીજીની ચર્ચા ચાલ્યા કરતી. તે પોતે જ આ ઉત્પાતનું કારણ હતા છતાં તેમને લડતનું રહસ્ય સમજાવવામાં ગાંધીજી કંઈક સફળ થયા. જેમને જુલ્મી રાક્ષસ તરીકે રોજ છાપામાં ચીતરવામાં આવતા તેમના જ જુલમની સામે શુદ્ધ સત્યાગ્રહ કરનાર તો રોજ તેમની સાથે હસીને મિત્રભાવે વાતો કરતા!

આવી મીઠી વાતો કરતાં પણ ગાંધીજીએ પોતાના મનનો નિશ્ચય કાયમ રાખ્યો. તેમના દિલના એક ખૂણામાં અગ્નિની નાનીશી ચિનગારી જલતી રહી. રોજ ઉપવાસ કરનાર કેદીઓની વધઘટની, તેમની વધતી

જતી અશક્તની ને ઘટતા જતા વજનની વાતો તે સાંભળતા, તેમ એ ચિનગારી પ્રજ્વલિત થતી.

સરકારના જવાબની વાટ જોતાં દશેક દિવસ વહી ગયા. હવે ગાંધીજીની ધીરજ પૂરી થઈ. તેમણે સરકારને લડતના આખરીનામા જેવો કાગળ લખ્યો. તેમણે મુંબઈના ગવર્નરને નોટિસ આપી કે વચગાળામાં કંઈ સંતોષકારક ખુલાસો નહિ મળે તો હું ત્રીજા દિવસે સવારથી પાણી અને મીઠા સિવાય બધો આહાર છોડીશ. આ કાગળ પણ અમારી આગળ રજૂ થયો. અમારા હાંજા ગગડી ગયા. હવે અમને ગાંધીજીની સાથે અમારી પણ ચિંતા થવા લાગી. સરકાર હવે શું કરશે? ગાંધીજીને ક્યાં સુધી ઉપવાસ કરવા દેશે? તેમને અમારાથી જુદા પાડશે? અને અમારે પણ તેમની સાથે ઉપવાસ કરવા કે નહિ? આ સવાલો અમને ખૂબ ગભરાવવા લાગ્યા. રવિવારને દિવસે આ કાગળ રવાના કરીને ગાંધીજીએ મૌન લીધું અને વાચન-ચિંતનમાં નિમગ્ન થયા.

આ ચોંકાવનાર કાગળનો સાર મેજર જોન્સે તરત ટેલિફોન કરીને સરકારને જણાવ્યો. સરકારી દફતરખાનામાં દોડધામ થઈ. બંને કાગળો તરત તુમાખી ગવર્નર લૉર્ડ લૉઈડ આગળ રજૂ થયા.

સોમવારે બપોરે ગાંધીજીનું મૌન પૂરું થયું. તે નિયમસર કાર્ય કર્યે જ જતા હતા. તેમની શાંતિ અભંગ હતી. તેમનું વદન હસતું જ હતું. પણ વાતાવરણ કંઈક ગંભીર લાગતું, પરમ ધર્મભાવથી તે ઉપવાસની યથાયોગ્ય તૈયારી કર્યે જ જતા હતા. પાછલા પહોરે તેમણે કહ્યું: 'કાલથી બને તેટલો વખત ઉપનિષદમાં એકાગ્ર થઈશ. ઉર્દૂ પણ ચાલુ રાખીશ-એટલે બધું જ ધાર્મિક વાચન. બીજું વાંચવાનું કમી કરીશ. જ્યારે ઉપવાસ કરું ત્યારે રેંટિયો ચલાવવાનું વ્રત બંધ થાય છે. છતાં પહેલા બેત્રણ દિવસ તો થોડો થોડો વખત ચલાવીશ. પછી તો પડી જ રહેવું પડશે. એટલે રેંટિયો નહિ થાય'

વળી થોડી વાર પછી તેમણે જણાવ્યું: 'જો સરકારને સમાધાન

નહિ કરવું હોય તો મને તમારાથી છૂટો પાડશો જ. તે માટે તમારે તૈયાર રહેવું. મારી પાસેથી જે જે ચોપડીઓ જોઈએ તે આજે જ લઈ લેજો, તેવી જ રીતે મારે પણ તમારી પાસેથી લઈ લેવી પડશે.' તરત જ અમે ગાંધીજીનાં પુસ્તકો તેમની ઓરડીમાં મૂકી દીધાં.

સાંજે મેજર જોન્સ ગાંધીજીને સમજાવવા આવ્યા : 'ગવર્નર સાહેબના હાથમાં બંને કાગળો આજે જ મુકાયા છે. તેમને નિર્ણય કરવાને ચોવીસ કલાકની મહેતલ તો આપવી જોઈએ. એટલે એક દિવસ ઉપવાસ મુલતવી રાખો તો સારું.'

તરત ગાંધીજીએ પૂછ્યું : 'ગવર્નર સાહેબે પોતે જ મને ખાસ કહાવ્યું છે ?' આનો સ્પષ્ટ ઉત્તર મેજર ન આપી શક્યા.

એટલે ગાંધીજીએ કહ્યું : 'જો તમે તમારી પોતાની ખાતર મને રોકવાનું કહો તો યે હું રોકાઈ જાઉં. પણ એનો અર્થ તમારે સ્પષ્ટ સમજી લેવો જોઈએ. તે એ કે તમારે સરકારમાં મારા પક્ષની વકીલાત કરવી જોઈએ. તમારી બધી નૈતિક શક્તિ મારા પલ્લામાં મૂકવી જોઈશે. એ રીતે તમે કહો તો હું આ ઘડીએ અટકી જાઉં.'

મેજર : 'તમે મારી સહાનુભૂતિ તો જાણો છો. પણ મારે માથે આવી જવાબદારી તો ન લઈ શકું. મારી ખાતર તો કંઈ જ ન કરો.'

તરત ગાંધીજીએ આવતી કાલથી ઉપવાસ આદરવાનો મક્કમ નિશ્ચય જણાવ્યો. મેજર કંઈક નારાજ થયા—ખિજાયા—એક પગે જમીન ખણતે ખણતે અને નખ્યું જોતે જોતે તેમણે જવાની તૈયારી કરી. ઓચિંતું તેમનું અવિચારી સાહસિક સ્વરૂપ પ્રકટ થયું. કંઈક શાહીવાદી અભિમાનથી આંખ ચગાવીને તેમણે કહ્યું : 'ઠીક ત્યારે મિ૦ ગાંધી, તમે જાણો છો ને કે જે શરતમાં દોડે છે...'

તત્ક્ષણ ગાંધીજીએ ઘા ઝીલી લીધો : 'તે જ જોખમ વહોરે છે એ હું સારી રીતે સમજું છું અને એ જોખમ ખેડવા હું તૈયાર છું.'[1]

---

૧. મેજર : 'He who runs the race...'

મેજર તરત વિદાય થયા. તેમની વિષ્ટિ નિષ્ફળ નીવડી. હવે ખરો જંગ જામશે એમ ચોક્કસ લાગ્યું.

મંગળવારે સવારે ચાર વાગ્યાથી જ ગાંધીજીએ ઉપવાસ શરૂ કર્યો. પ્રાર્થના પછી તરત જ તે હંમેશાં ગરમ પાણીમાં ખાટું લીંબુ નિચોવીને મીઠું નાખીને પીતા. તેમાંથી આજે તેમણે લીંબુ બાતલ કર્યું. પણ ઉપવાસનું પ્રત્યક્ષ દર્શન તો અમને સવારે સાડાછ વાગે થયું. હંમેશની માફક ગાંધીજી ખાટલામાં સૂતેસૂતે વાંચતા હતા. પણ તેમની પાસે પડેલી નાની ટીપાઈ પર તો ગરમ પાણી પીવાને તાંસળું ને ચમચો જ દેખાયાં. આગલે દિવસે ફળ નહિ મંગાવેલાં એટલે ક્યાંથી હોય? દૂધ લેવાનું નહિ તેથી તે ભરવાનું માપ કે બપોરે સાચવવાનું પોટ (પાટ) પણ નહિ. ભીષ્મપ્રતિજ્ઞાનો આવો આરંભ જોઈને અમારા પેટમાં ફાળ પડી

સાત વાગ્યા ને દૂધ આવ્યું. ગાંધીજીએ વાસણનો ખડખડાટ સાંભળ્યો. તરત જ ચેતીને તે પથારીમાં બેઠા થયા. પોતાનું બધુંયે દૂધ પાછું લઈ જવાની બરદાસીને સૂચના આપી. દૂધ લાવનાર બુઢ્ઢો કેદી રોજ ગાંધીજીના પગ આગળ શિર ઝુકાવીને વિદાય થતો. એ ભાવિક ભક્ત આવો હુકમ પહેલી જ વાર સાંભળતાં સડક થઈ ગયો. ગળગળો થઈને તે પાછો ફર્યો.

દૂધવાળો અમારો દરવાજો છોડીને પૂરા દશ કદમ નહિ ગયો હોય એવામાં મેજર જોન્સ પૂરા રસાલા સાથે આવી પહોંચ્યા. દૂધવાળાને પણ તે પાછો લાવ્યા. મેજર હવે ઉપવાસનું પ્રત્યક્ષ પારખું જોઈને નરમ પડી ગયા. ઔપચારિક વચનો પતી ગયા પછી તેમણે ગાંધીજીને દૂધ વિષે પૂછ્યું.

ગાંધીજીએ હસતે હસતે કહ્યું: 'તમે જાણો છો કે મારો ઉપવાસ આજથી શરૂ થાય છે.'

---

ગાંધીજી : 'runs the risk. And I am prepared to run the risk.'

ફરીથી મેજરે ચોવીસ કલાક માટે ઉપવાસ મુલતવી રાખવાની માગણી કરી. ગાંધીજીનો જવાબ તૈયાર જ હતો: ‘મારી ક્યાં ના છે? તમે મારી સાથે રહેતા હો તો તમારી ખાતર હું જરૂર મુલતવી રાખું.’

મેજર વિચારમાં પડ્યા. હવે ટક્કર કે તિરંદાજી માટે અવકાશ નહોતો. ઉપવાસનો હાઉ તેમની સામે ઊભો હતો. તેને આટલી વારને સારુ દૂર ન કરી શકે તો સરકારમાં તેમની આબરૂ જાય. સહેજ વારમાં તેમણે બીડું ઝડપ્યું: ‘સારું મિ૰ ગાંધી, મારી ખાતર પણ મુલતવી રાખો.’

ગાંધીજી તરત કબૂલ થયા. સર્વના વદન પર આનંદ ઝળકી રહ્યો. ગરમાગરમ દૂધ પાત્રોમાં રેડાયું. ગાંધીજીએ હસતે હસતે મેજરને કહ્યું: ‘હવે તો હું દૂધ લઈશ ને ફળ પણ મંગાવો. પણ હું તમને ખરું જ કહું છું કે મારું મન ઉપવાસની દિશામાં એટલું બધું વળી ગયું છે કે હમણાં તરત તો મારા દાંતમાં રસ ઊતરવો મુશ્કેલ છે. અત્યારે ઉપવાસ તોડવા કરતાં તે કાયમ રાખવો એ મને વધારે સહેલ લાગે.’

તે જ દિવસે બપોરે ગાંધીજી સાથે મસલત કરવાને ગવર્નરે પોલીસ ખાતાના ઉપરી અધિકારીને મોકલ્યા. થોડાક દિવસ સુધી રોજ બપોરે બેત્રણ કલાક મસલત ચાલી.[1] છેવટે સમાધાનની શરતો નક્કી થઈ. ગવર્નરના એલચી અને મેજરની હાજરીમાં મુલ્શીપેઠાના ભાઈઓને મળીને સમજાવવાની રજા ગાંધીજીને મળી. તેમજ ભવિષ્યમાં કોઈ પણ કેદીને સરકારની મંજૂરીથી જ ફટકા મારવાનો હુકમ બધી જેલના ઉપરીઓને આપવાનું સરકારે કબૂલ કર્યું.

તે જ દિવસે સાંજે આ ઐતિહાસિક પ્રકરણનો અંતિમ વિધિ થયો. બેએક અઠવાડિયાના ઉપવાસથી મરણતોલ થયેલા સત્યાગ્રહી ભાઈ-

---

૧. મસલત દરમ્યાન અમે બંને સાથી દૂર રહેતા. એક વખત મારી ઓરડીમાં કંઈ કામે હું ગયો ત્યારે તે અધિકારીએ મને પૂછ્યું: ‘તમે અહીં શું કરો છો?’ મેં મારી ઓળખ આપી ત્યારે તેમણે પોલીસ ખાતા માટે મને લાયક ગણીને બહાર નીકળતાં જ તેમને મળવા સૂચવ્યું!

ઓને અમારા પુસ્તકાલયની ખોલી આગળ લાવવામાં આવ્યા. ત્યાં અધિકારીઓ અને ગાંધીજી પહેલેથી જ બેઠા હતા. ઉપવાસીઓએ ગાંધીજીને નમ્રભાવે પ્રણામ કર્યા. સામા આશીર્વાદ આપીને ગાંધીજીએ હસીને પૂછ્યું : 'કેમ, મરવાની તૈયારી કરી શું ?'

વીર સૈનિકો ઝળકી ઊઠયા : 'એટલામાં શાનું મરાય છે ?'

પછી મુદ્દાની વાત ચાલી. એ ભાઈઓએ પોતાની હકીકત સંભળાવી તે ગાંધીજી તરત પી ગયા. પછી તેમણે સત્યાગ્રહીનો ધર્મ સમજાવવા માંડ્યો. તેમની સલાહ એ ભાઈઓને ગળે સહેજમાં ઊતરી. સૌનો ઉપવાસ પૂરો કરવાનું તેમણે વચન આપ્યું. તરત ગાંધીજીએ પોતાનું દૂધ મંગાવ્યું, તેમાંથી બંને ભાઈઓને થોડી પ્રસાદી ત્યાં જ આપી.

મેજરે પણ કેદી ભાઈઓ સાથે હાથ મિલાવીને કહ્યું : 'તમને આ બધું વીત્યું તે માટે હું દિલગીર છું. હું પણ કંઈ સંપૂર્ણ નથી. મારી પણ ભૂલ થઈ હશે.' આવાં વચનોથી એ ભાઈઓની માગ પૂરી થઈ તેથી તેમનાં દિલને ટાઢક વળી. છેવટે ગાંધીજીના સૂચનાથી મેજરે દરેક ભાઈને પૂરતા પ્રમાણમાં દૂધ, ખટાં લીંબુ વગેરે ચારપાંચ દિવસ સુધી આપવાનું કબૂલ કર્યું.

આ ગંભીર મામલો પત્યો તે પછી તેમાંથી એક રમૂજી પ્રકરણ જાગ્યું.

મુલ્શીપેઠાનું સમાધાન ખાનગીમાં જ થયું. છતાં તેની ખરીખોટી બીના કંઈક છાપામાં પ્રકટ થઈ. તેથી અમારા યાર્ડનો સંબંધ બાકીની જેલથી કાપી નાખવાનું સરકારે ઠરાવ્યું. અમારા વૉર્ડરોને બહાર જતા બંધ કરીને દરવાજા પર નવા જ વૉર્ડરને બેસાડવામાં આવ્યો. અમારા ઝાડુવાળા, કૂંડાવાળા ને બધા બરદાસી પહેલાં રાતે સર્કલમાં બંધ થતા, તેમને અમારા જ યાર્ડમાં પૂરવાનો હુકમ થયો. સર્વેના હજામત કરવાને કોઈક દિવસે એક હજામ બહારથી આવતો. હવે એક નવા હજામને અમારી તહેનાતમાં રાખીને તેને અમારી એક કોટડીમાં બંધ કરવામાં આવ્યો.

આ નવી વ્યવસ્થાનું રહસ્ય ગાંધીજી સમજ્યા ત્યારે તેમને પોતાને લીધે આ બધા ગરીબ કેદીઓને આમ તંગ થતા જોઈને ઘણું દુઃખ થયું. મેજર સાથે વાત થતાં તેમણે ગાંધીજીને કહ્યું કે તમારા પર શંકાથી નહિ પણ અમારા બચાવની ખાતર આ પગલાં લીધાં છે. બધા રોજિંદા અરદાસીઓ તો નવી હાલતથી ટેવાઈ ગયા. પણ નવા હજામે આ હુકમના વિરોધમાં હડતાલ પાડી. તેણે સર્વેની હજામત કરવાનું બંધ કર્યું. તેથી તેને સાત દિવસ કોટડીમાં પૂરવાની સજા થઈ. વળી બીજો હજામ ત્યાં આવ્યો. તેણે થોડા દિવસમાં ગાંડા થવાનો ઢોંગ કર્યો, એટલે તે પણ દંડાયો.

હવે ગાંધીજીને હદ થતી લાગી. પોતાની જ ખાતર એક પછી એક હજામ અહીંયા બંધ થાય તે ક્યાં સુધી સહેવાય? તેથી તેમણે હજામ વિના ચલાવી લેવાનો અને વાળ કાપવાના સંચાથી જ માથું ને દાઢી સાફ કરવાનો નિશ્ચય કર્યો.[1] અલબત્ત, યાર્ડના બીજા ૧૯–૨૦ માણસો માટે તો હજામ રાખવો જ પડે. આ દલીલ ન ગણકારીને ગાંધીજીએ પોતાનો નિશ્ચય મેજરને સંભળાવ્યો. તરત તેમણે ગાંધીજીને જોઈતો સંચો આપવાનો હુકમ કર્યો. પાંચ ૭ દિવસ તો તેમણે દાઢી વધવા દીધી. પછી તેમણે સંચાનો પહેલો પ્રયોગ મંઝરઅલી પર કર્યો ચહેરા પર સંચો ફેરવતાં વાળ ગયા નહિ પણ ગાલ પર ચીમટીઓ ભરાવાથી સોરાયા. ગાંધીજીને પોતાને પણ તેવો જ અનુભવ થયો.

આ અખતરો નિષ્ફળ થયો એટલે ગાંધીજી વિચારમાં પડ્યા. તેમણે અમારી સાથે આ વિષે ચર્ચા કરી ત્યારે અમારી વાત ફરી રજૂ કરીને તેમને રીતસર હજામત કરાવવા વિનંતી કરી. મેજરે પણ એવો જ આગ્રહ કર્યો. ગાંધીજીએ શાણપણથી નમતું આપ્યું. સદ્‌ભાગ્યે નવો હજામ આવ્યો તે જરાયે વાંકો થયા સિવાય છેવટ સુધી નભી રહ્યો તેથી ફરીથી કંઈ મુસીબત નડી નહિ.

૧. રાજદ્વારી કેદીઓને પોતાના સામાનથી હજામત કરવાની છૂટ હતી. બધા અસ્ત્રો ઑફિસમાં રાખતા અને જોઈએ ત્યારે મંગાવતા.

## ૮. યરોડાનો આશ્રમ

યરોડામાં અષાઢની મેઘમાયાથી આકાશ છવાયું. ઝરમર વરસાદ વરસવા માંડયો. અમારા બગીચાનાં વૃક્ષ અને વેલા નવા રૂપરંગ સજવા લાગ્યાં.

સાબરમતી જેલ મને સાધુઓના મઠ જેવી લાગેલી. હવે ગાંધીજી જેવા સંતનું ધામ બનેલી યરોડા જેલ વર્ષાઋતુમાં ઋષિઓનાં રમણીય તપોવન જેવી લાગતી. નિરંતર ધાર્મિક વાચન અને ચિંતનથી અને ગાંધીજીના રોજિંદા સત્સંગથી યરોડાના આશ્રમમાં પૂરું ધાર્મિક વાતાવરણ છવાઈ ગયું. આવા સંયોગ અને સંસ્કારને લીધે ચાતુર્માસ શરૂ થતાં સતત અભ્યાસ ઉપરાંત વિવિધ વ્રત કરવાની મને પ્રેરણા થઈ. નિત્યના તપસ્વી ગાંધીજીએ પણ મુળશી પેઠાની લડતનું સમાધાન થતાં માંડી વાળેલું તપ, સાથીઓના સ્વાસ્થ્ય અને સુખ માટે અનેક વાર આદર્યું. આમ આ કારાવાસ દરમ્યાન પાળેલા વ્રત નિયમ પર તેમ ગાંધીજી સાથે થયેલી તાત્ત્વિક ચર્ચાઓ પર નજર ફેરવીયું.

યરોડામાં ગાંધીજીનો પુસ્તક ભંડાર મેં જોયો ત્યારે હું તેના પર મુગ્ધ થયો. કેટલી મહેનત કરીને ક્યાં ક્યાંથી છયે વરસ ચાલે એવી વાચનની કેવી અણમોલ સામગ્રી ગાંધીજીએ એકત્ર કરી હતી! તેમાં હળવું સાહિત્ય થોડું જ હતું. પૂર્વ અને પશ્ચિમનાં, અંગ્રેજી, મરાઠી અને

હિન્દીમાં લખાયેલાં ધર્મ, સમાજશાસ્ત્ર ને ઇતિહાસનાં પુસ્તકોનો મોટો ગંજ તેમની ઓરડીમાં ખડકયો હતો. વધારેમાં વધારે પુસ્તકો સર્વ ધર્મનાં અને ખાસ કરીને હિન્દુ ધર્મનાં હતાં. વેદ અને ઉપનિષદ, ઇતિહાસ અને શાસ્ત્ર. પુરાણુ અને સ્મૃતિના અનેક ભાષાના ગ્રંથોની થપ્પી મારેલી હતી. ગાંધીજીનો સત્સંગ સાધવાને તેમ આ ગ્રંથરત્નોનું દર્શન કરવાને જ યરોડાનો કારાવાસ સેવવા જેવો લાગ્યો.

આપણા ધાર્મિક સાહિત્ય તરફ મારી અભિરુચિ વર્તીને ગાંધીજીએ સર્વ ઉપનિષદોની મહારાષ્ટ્રીય પ્રો૦ ભાનુએ રચેલી ગ્રંથમાળા તરફ મારું ધ્યાન દોર્યું. તેમાં દરેક ઉપનિષદનાં મૂળ સંસ્કૃત સૂત્રની સાથે શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય અને આર્યસમાજી ભીમસેનાચાર્યની સંસ્કૃત ટીકા અને તેના મરાઠી અનુવાદ આપ્યા હતાં. હું મરાઠી સાધારણુ સમજી શકતો તેથી તેમાંનું એક પુસ્તક ઉપાડયું. ધીમે ધીમે મરાઠીનો મહાવરો પડયો તેથી થોડા માસમાં તે બધાં જ પૂરાં વાંચી ગયો.

આ વાચનથી સૂક્ષ્મ તત્ત્વજ્ઞાનનો મારો જૂનો શોખ ખીલતો ગયો તેમ તેના રહસ્યમાં ઊંડો ઊતરતો ગયો. બધા આચાર્યોની ટીકા વાંચતો ગયો ત્યારે શંકરાચાર્યની સર્વોપરી જ્વલંત પ્રતિભાની મારા પર ઊંડી છાપ પડી. તેમના દેશકાળમાં બૌદ્ધધર્મનું ખંડન કરીને તેને દેશમાંથી તેમણે નાબૂદ કર્યો. વાસ્તવિક દૃષ્ટિથી જોઈએ તો તેમણે ઉપનિષદ ધર્મને બદલે નવાં વિધિવિધાનથી સંકુચિત જ્ઞાતિભેદ સમેત પુરાણધર્મની સ્થાપના કરી. તેમના આ ઐતિહાસિક કાર્યની ઉપયોગિતા વિષે હું શંકાશીલ હતો. પણ તેમની કુશાગ્ર બુદ્ધિ, તર્કશક્તિ અને પ્રાસાદિક ભાષા પર હું રોજબરોજ આફરીન થતો.

અનેક પ્રજાઓના જીવન, ધર્મ અને સંસ્કૃતિના ઇતિહાસ વિષે

મહત્ત્વના ગ્રંથો ગાંધીજી પાસેથી લઈને હું બહુ રસથી વાંચતો. તે પરથી વાત નીકળતાં દેશના અને સર્વ ધર્મના ઈતિહાસ વિષે તેમના અમૂલ્ય વિચારો મને જાણવા મળ્યા.

અગાઉ કાકા કાલેલકર અને નરહરિભાઈએ હિન્દના પ્રાચીન ઇતિહાસ વિષે 'પૂર્વરંગ' નામે લખેલું લઘુ પુસ્તક મેં વાંચેલું ત્યારે મારા દિલમાં ઘણો અસંતોષ વ્યાપેલો. વૈદિકયુગથી તે મુસ્લિમ આક્રમણ સુધીના એક પછી એક કાળમાં ધર્મ અને તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને સંસ્કૃતિ, વિદ્યા અને કલા, સમ્રાટોના વિજય અને સમાજની વ્યવસ્થા, બધાનાં વિવિધ પાસાંની માત્ર પ્રશંસા જ તેમણે કરેલી. પણ જો બધું જ સારું હતું તો અલેકઝાંડરથી માંડીને મહમદ બીન કાસીમ સુધીના અનેક પરદેશી સેનાપતિઓ મૂઠીભર માણસો લઈ કેવી રીતે આપણા મોટાં લશ્કરોને હરાવી ગયા અને દેશની મબલખ વસતિ પર શા કારણથી પોતાનું શાસન જમાવી શક્યા તેનો વિચાર સરખો તે પુસ્તકમાં કર્યો નહોતો.[1]

આવી મનોદશાને લીધે રોમન સામ્રાજ્યની અવનતિ અને અધઃપતન વિષે ગીબનના ૭ ભાગનો મહાગ્રંથ[2] મેં ગાંધીજી પાસે જોયો કે તરત તે લઈને જાણે ઘણા વખતની ભૂખ ભાંગવાને સપાટાબંધ વાંચવા બેસી ગયો.

એ શિષ્ટ ઈતિહાસકાર એક દિવસ રોમના કેપિટોલના ખંડેર જોવા ગયો. ક્યાંય સુધી ત્યાં ઊભે ઊભે એ પથરાના ભંગારમાં એ ભવ્ય

---

૧. તે પછી પંડિત જવાહરલાલ નહેરુ, પ્રો. ખુશાલ શાહ, કનૈયાલાલ મુનશી વગેરે અનેક પ્રસિદ્ધ અગ્રણીઓએ અને ઇતિહાસકારોએ દેશની તવારીખ લખી છે. તે સર્વેએ દેશની જૂની જાહોજલાલીનાં મુક્ત કંઠે વખાણ કર્યાં છે. છતાં કોઈએ દેશના પરાજય અને અધોગતિનો કોયડો ઉકેલવાનો પ્રયાસ પણ કરેલો દેખાતો નથી.

૨. Gibbon's Decline and Downfall of the Roman Empire.

મહાલયની અને સારા રોમન સામ્રાજ્યની જૂની તવારીખ, તુર્કો ને એશિયા માઈનરથી તે ઇંગ્લેંડ અને ફ્રાંસ સુધી ધસતી તેની ફોજો, અને તેના એકચક્રી શાસનનાં દૃશ્યો તેના સ્મૃતિ પટ પર ઊભરાતાં ગયાં. તે પરથી તેણે એ સામ્રાજ્યની પડતીની પ્રક્રિયાની કડીબંધ તવારીખ લખવાનો નિશ્ચય કર્યો. વરસો સુધી અથાગ શ્રમ લઈ અને સેંકડો ગ્રીક-લેટિન ગ્રંથોનો અભ્યાસ કરીને તેણે આ અમર ગ્રંથ પૂરો કર્યો. આ બધું જાણતાં અને ગીબનનું પુસ્તક વાંચતાં મને થયું: આપણા દેશમાં પણ ભૂતકાળની ભવ્યતાના કેટલાયે અવશેષ ઠેરઠેર વેરાયેલા પડ્યા છે; છતાં આપણો કોઈ માડીજાયો આર્યોના રાજ્ય અને સંસ્કૃતિની અવનતિ અને પરાજયનાં કારણો શોધીને તેનો વિચારપૂર્ણ ગ્રંથ કેમ લખતો નથી?

મને આ સવાલ અત્યંત મહત્ત્વનો લાગ્યો અને મેં તે ગાંધીજી આગળ રજૂ કર્યો. પહેલું તો તેમણે ટૂંકમાં જણાવ્યું કે મન, વચન ને કાયાથી પુરાણા પ્રેમ અને અહિંસાના ધર્મનો લોપ થયો તેથી જ આપણી બૂરી હાલત થઈ. પછી વધારે ચર્ચા થતાં તેમણે આર્યોના ઇતિહાસ વિષે તેમના વિચારોનું વિવરણ કર્યું:

'આપણામાં બીકણપણાનો રોગ અંગ્રેજો આવ્યા તે પહેલાંનો હતો. જેમ ચાંદું પડ્યું હોય તેના પર માખીઓ બેસ્યા જ કરે તેમ એક પછી એક રાજાઓ અને સત્તાઓ આવીને બેઠી. પરદેશીઓનો છેલ્લો ઉત્પાત એ રોગથી જ થયો તેમ તેથી રોગ વધ્યો. મરદાનગી અને હિંમત ઘટી ગયાં. આપણાં બંધિયાર ઘર અને ગામ-શહેરના કિલ્લા પહેલેથી જ હતાં—જેમ યુરોપમાં મધ્યકાળમાં હતાં. પરરાજ્ય એ મૂળ રોગનું ચિહ્ન છે. બાકી રોગ તો આંતરિક છે.

'આ મહારોગનું મૂળ અહિંસાની અતિશયતામાં રહેલું હતું. તેનો ઇતિહાસ તપાસતાં યાદ રાખવું કે આપણી પાસે ચાર-પાંચ હજાર વરસનો જ છે. અને તે આ ધર્મના વિકાસમાં એક બિન્દુ સમાન જ ગણાય.

'પ્રેમ અને અહિંસાનો આદેશ સર્વ ધર્મમાં હતો. પણ વધારેમાં

વધારે હિન્દુ ધર્મમાં હતો. વેદકાળમાં ને મહાભારતના વખતમાં પણ હિંસા હતી, છતાં તેની આસપાસ અહિંસાનું તત્ત્વ પણ હતું. પણ વિકાસના નિયમ મુજબ કોઈ પણ તત્ત્વનો ક્રમસર વિકાસ થતાં તે અતિશયતાએ પહોંચે જ. તેમ હિન્દુસ્તાનનો ઇતિહાસ તે અહિંસાના વિકાસનો અને અતિશયતાનો ઇતિહાસ છે.

'ડરાયસ અને અલેક્ઝાંડરના વખતથી કેટલીયે વાર આપણે હાર્યા તેમ બીજા સુધરેલા દેશ ઝટઝટ ભાગ્યે જ હાર્યા છે તેનું કારણ આ અતિશયતા.

'બૌદ્ધ-જૈન ધર્મમાં આ જ તત્ત્વ ખિલવાયું. તે પણ હિન્દુ ધર્મનો જ ફાલ ગણાય. વૈષ્ણવ ધર્મ પછીથી આવ્યો તેમાં અહિંસાનો ઘણો વિકાસ થયો.

'આજે સૌ દેશમાં હિન્દુસ્તાન વધારેમાં વધારે રાંકડો છે. તેમ આખા દેશમાં ગુજરાત વધારેમાં વધારે રાંકડું છે. અને તે દીન, બાયલું અને પોતાનું રક્ષણ કરવાને વધારેમાં વધારે અશક્ત છે.

'અતિશયતાને લીધે અહિંસાનું અને તેના આચારનું જ્ઞાન આજે આપણને વધારેમાં વધારે છે. માત્ર નિઃશસ્ત્ર નિર્ભયતા આપણે કેળવીએ એટલે આપણે આખી દુનિયાને અહિંસાનો પાઠ આપીએ.

'જૂના વખતમાં બ્રાહ્મણોની સાથે શસ્ત્રસજ્જ છતાં સંયમી ક્ષત્રિયોનું સ્થાન હતું જ, પણ આપણે તો તપસ્વી બ્રાહ્મણો જ ઉપજાવવા જોઈએ અને બાપનો વારસો દીકરો સવાયો કરે તેમ આપણે અહિંસાની સંપૂર્ણ કલા ખીલવવી જોઈએ. સાચા તપસ્વીઓનાં મંડળ આખી પ્રજાને નિર્ભયપણે મરીને જ જીવવાનો અને રક્ષણ કરવાનો પાઠ આપે એ જરૂરનું છે. વળી તેથી કોમી ઐક્ય જેવા બીજા સવાલોનો પણ ઉકેલ આવી જશે.

'કાળક્રમે અહિંસાની અતિશયતા થતી ગઈ તેમ તેનું અને બીજું જ્ઞાન વધતું ગયું. પણ બીજી બાજુએ આચારબળ કમી થતું ગયું અને

ભીરુતા વધતી ગઈ. બુદ્ધના કાળ પહેલાં જ આચારબળની અવનતિ થયેલી.

'રામાયણ અને મહાભારત સુધી આચારબળ દેખાય છે. તેમાં ગુપ્ત કુટિલ વાતો કરે છે, પણ તે નિખાલસપણે. તેમાં કોઈ નક્કર વાસ્તવિકતા લાગે છે.

'પશુહિંસાથી ત્રાસ પામીને બુદ્ધ ભગવાને ધર્મની પરંપરા તોડી નાખી તેથી તે ધર્મ આ દેશમાં ન ટકી શક્યો. પણ કંઈક સંકુચિત ધોરણ પર વિચારબળને તેમજ આચારબળને તેમણે સમાજમાં ખીલવ્યું. નવજીવનની છાંટ આવી.

'બુદ્ધ પછી બહુ પ્રભાવશાળી વ્યક્તિઓ ન થઈ. અશોક સુધી જ આ જુવાળ ટક્યો. બુદ્ધથી અશોક સુધી એક ચાંદરણું થઈ ગયું.

'અશોક પછીના આખા શિષ્ટ સાહિત્યના કાળમાં સમાજમાં નહોતું આચારબળ કે નહોતો વૈષ્ણવ ધર્મનો અહિંસા ધર્મ. તેથી રાજદરબારમાં રહી કવિઓએ સસ્તી કલ્પનાના શણગાર જ ખીલવ્યા. એ અધોગતિનો કાળ હતો.

'પછીથી વૈષ્ણવ ધર્મે—ખાસ કરીને પંદરમા—સોળમા સૈકામાં, તેમ ધર્મગુરુઓએ કંઈક આપ્યું કે કાયમ રાખ્યું, તેથી તો આજે કંઈ પણ રહ્યું છે. પણ આચારબળ તો અમુક અમુક સંકુચિત વર્ગમાં જ કેળવાયું તેથી તે પ્રજામાં ખીલ્યું નહિ. આમ અશોકથી તે આજ સુધી આચારબળની ઊણપ જણાય છે.

'તે કાળ દરમ્યાન કોઈ કોઈ અદૃશ્ય વ્યક્તિઓમાં કંઈક રહ્યું. અદૃશ્ય બળની અસર પણ પડે છે. જંગલમાં જનાર સંન્યાસી પણ પોતાના મનોબળથી સમાજ પર ભારે અસર પાડે છે.

'મને કોઈ વાર એમ થઈ જાય કે બહાર હોઉં તો આમતેમ ફરી નાખું. જે ખરો હું છું તે તો એમ માનું છું કે અહીંયાં બેઠો બેઠો પણ પ્રજાની ખરી સેવા બજાવું છું. મને જો ૭ વરસ દરમ્યાન

હું ઇચ્છું છું તે શક્તિ મળી રહે તો મારી વાત હું પ્રજાને સહેજે સમજાવી શકું.'

આ ચર્ચાને અંગે મેં ગાંધીજીને પૂછ્યું : મહાભારત, ગીતા વગેરે મહાયુદ્ધના ગ્રંથોમાંથી અહિંસાનો આદેશ કેવી રીતે તારવી શકાય ? ગીતામાં તો ધર્મયુદ્ધ કરવાનો અને દુશ્મનનો સંહાર કરવાનો આદેશ સ્પષ્ટ રીતે આપવામાં નથી આવ્યો ? ગાંધીજીનો ઉત્તર નીચે મુજબ હતો :

'પહેલાં આ બધા ગ્રંથોને કેવળ ધર્મનો બોધ આપવાનેર ચેલી કાલ્પનિક ( allegorical ) કથા જ ગણતો. બે કાંકરે પક્ષી મારવાની ઉપમા અહિંસાવાદી ન વાપરે, તો અહિંસાનો ધર્મોપદેશ આપવાને માટે લડાઈનું પ્રકરણ ઉપયોગમાં લેવાયું તેથી મને ખેદ થતો.

'પણ આશરે ૧૮૯૬ પછી આ વિચાર બદલાયા છે. યુદ્ધ પણ એક જમાનામાં ધર્મરૂપ ગણાતું તેથી વાક્યાર્થ પણ અઘટિત ન ગણાય.

'છતાં હું જેમ ગીતા વધારે ને વધારે વાંચતો ગયો તેમ કૌરવ–પાંડવનું યુદ્ધ એ દૈવી–આસુરી પ્રકૃતિનું યુદ્ધ છે, એમ માનતો જાઉં છું. મણિલાલ નભુભાઈ અને નથુરામ શર્માએ પણ એવા વિચાર દર્શાવ્યા છે. આમ આખું મહાભારત પણ કાલ્પનિક ગણી શકાય. છતાં તેનો કંઈ ઐતિહાસિક પાયો નથી એમ ન કહી શકાય.

'એકંદરે ધર્મનો બોધ આપવાને આ ગ્રંથો લખાયેલા છે એ તો દેખીતું જ છે. વેદવ્યાસ જેવા મહર્ષિ બીજા કોઈ હેતુથી આવું ન જ લખે.'

એક વાર અમારી વાત પશ્ચિમની સંસ્કૃતિનાં લક્ષણો પર વળી. ગાંધીજી હંમેશાં હિન્દને ધર્મભૂમિ અને પશ્ચિમને ભોગભૂમિ તરીકે ગણા-

વતા. તેથી પશ્ચિમના સારા ગુણ તરફ મેં તેમનું ધ્યાન ખેંચ્યું ત્યારે તેમણે નીચે મુજબ સ્પષ્ટીકરણ કર્યું :

'પશ્ચિમમાં મુખ્યત્વે કરીને ઇન્દ્રિયજન્ય બુદ્ધિજ્ઞાનનો જ વિકાસ થયો. ખ્રિસ્તી ધર્મ ત્યાં પસર્યો ખરો. પણ તે ભૂમિ તેને અનુકૂળ ન આવી. એટલે જે સુધારો ત્યાં થયો તે ખરા ખ્રિસ્તી ધર્મથી અલગ રીતે જ થયો.

'છતાં ત્યાં પણ આત્માની શક્તિ કામ કરે છે, પણ તે મોટે ભાગે બુદ્ધિ અને ઇન્દ્રિયોની વાટે વહે છે. ત્યાંની આધ્યાત્મિકતા પૂરી આત્મજ્ઞાની (self-conscious) નથી. તે શરીર, બુદ્ધિ વગેરે ઐહિક તત્ત્વોના સંયમ-નિગ્રહમાં પરિણમતી નથી.

'છતાં આ વિકાસમાં અહિંસાનો વિચાર અને હૃદયની વૃત્તિ પણ વધ્યાં છે. આજે હિંસાને નામે કંઈ કરતાં તેઓ શરમાય. તેમનો દંભ પણ ઉન્નત ભાવનાનો પોષક બને છે.

'યુરોપના લોકો જે માને છે તે માટે ખૂબ આચારબળ અજમાવે છે અને ભારે ભોગ પણ આપે છે. મીણ[1] નથી કહેતા. માત્ર અહિંસાની વૃત્તિ વધી છે, તેના પ્રમાણમાં આચાર ઘણો શિથિલ છે.

'ગુલામોની મુક્તિ વગેરે બાબતમાં જે કંઈ સુધારો દેખાય છે તે અવકાશના અભાવે થયો છે. આજે યુરોપમાં એક જ ચક્રવર્તી સત્તા હોય તો તુર્કી, પોલૅંડ વગેરેની સાથે જુદી રીતે વર્તે. બાકી તો મુશ્કેલી એ નડે છે કે કોણ કોને ખાઈ જાય? તેથી હિંસા અટકી રહે છે. વળી પૈસાને બદલે ધર્મને નામે લડે છે તેથી ઊલટો વધારે સંહાર કરે છે.

'પશ્ચિમમાં સામાન્ય જનતાનું એકંદર વલણ સાંસારિક (આસુરી) હોય છે. અલબત્ત, વ્યક્તિઓ તો કેટલીયે ધાર્મિક હોય છે અને ધર્મને

૧. 'હાર્યા' એમ કબૂલ નથી કરતા.

ઇન્દ્રિયાતીત ગણીને તેનું વિવરણ પણ કરે છે. આનું મૂળ કારણ એ છે કે પ્રજાની મૂળ બુદ્ધિને ભૌતિકથી પર એવી વસ્તુની પ્રતીતિ નથી થઈ તે છે. તેથી તેમની માન્યતા મુજબ તે લોકો સત્યનું શોધન તો જોશભેર ચલાવ્યે જ જાય છે. તેમજ સંસારી જીવન સફળ કરવાને આહુતિઓ આપ્યે જ જાય છે.

'મધ્ય કાળમાં પ્રતિકૂળ સંયોગોથી તેમની બુદ્ધિ કુંઠિત થઈ તેથી તેમણે બળવો કર્યો. તેથી તેમની બુદ્ધિ ખીલી નીકળી. તેનાં સ્વાભાવિક પરિણામ આપણે જોઈએ છીએ.

'બીજી પાસ આપણા દેશમાં પૂર્વે તેમજ આજે પણ પ્રજાનું માનસ સંસારથી પર વસ્તુને પૂજે છે. જે જડમાં જડ અને પૂરા સંસારી દેખાય છે તેમના મગજના એક ખૂણામાં પ્રભુનું મંદિર હોય છે. પણ આ વૃત્તિ પોથીમાંના રીંગણા જેવી થઈ ગઈ છે. પાણી બંધાઈ રહ્યું હોય તેની કળ ખોલવાથી મુક્ત ધાર થઈ વહે એમ કરવાનું છે.'

ગાંધીજીએ બકલનું 'સંસ્કૃતિના ઇતિહાસ'નું પુસ્તક[1] મને ખાસ ચાહીને વાંચવા આપેલું. તેની ચર્ચા પણ ઘણી ફળદાયી નીવડી. સેંકડો વરસની તવારીખની અસંખ્ય હકીકતો કડીબંધ ગોઠવીને અને તેનું આમૂલાગ્ર ચિંતન કરીને એ શિષ્ટ લેખકે એવું મુખ્ય વિધાન તારવ્યું છે કે સંસ્કૃતિની પ્રગતિની કસોટી અનુભવજન્ય બુદ્ધિના વિકાસમાં અને જ્ઞાન–વિજ્ઞાનના વિસ્તારમાં જ રહેલી છે. મને તો તેના સિદ્ધાંત પશ્ચિમની તેમ આપણી તવારીખને પણ બંધબેસતા લાગ્યા. આપણી અધોગતિનાં કારણ પણ તેમાંથી સહેજે તરી આવતાં દેખાયાં. પણ તે પુસ્તક ગાંધીજીને પાછું આપવા હું ગયો ત્યારે તેમણે તરત મને કહી દીધું : 'આ પુસ્તક બહુ ભારે ગણાય. લેખકની વિદ્વત્તા પર હું મોહિત છું. પણ તેના નિર્ણયો મને તદ્દન ભૂલભરેલા લાગે છે. હું તેનાથી તદ્દન જુદો જ મત ધરાવું છું.'

---

૧. History of Civilization by Buckle.

લેખકના મુખ્ય સિદ્ધાંત પર જ ઉગ્ર મતભેદ ગાંધીજીએ બતાવ્યો. તેથી બકલનાં બીજાં વિધાનો[1] બાજુએ મૂકીને મૂળ મુદ્દા પર જ એ લેખકની દલીલ મેં રજૂ કરી: અનાદિકાળથી આર્ય ઋષિઓએ અને ઉપનિષદકારોએ, ઇસુ અને ઝરથુસ્ત્રે, બુદ્ધ અને મહમદ પયગંબરે, ધર્મના અને નીતિના જે મુખ્ય સિદ્ધાંતો દેશકાળ અનુસાર જુદા જુદા શબ્દોમાં આપ્યા છે, તે તો લગભગ એના એ જ રહ્યા છે. બીજી પાસ પથ્થરથી લાકડાના, લાકડાથી લોખંડના, લોખંડથી વરાળયંત્રના, વરાળયંત્રથી વીજળીના યુગમાં જ્ઞાન-વિજ્ઞાન અને તેના પર રચાયેલા હુન્નરઉદ્યોગમાં જ ઉત્તરોત્તર સંગીન પ્રગતિ થઈ છે તે ચોખ્ખી તરી નથી આવતી?

મને આનો લાક્ષણિક જવાબ આપતાં ગાંધીજીએ હુન્નરઉદ્યોગના સુધારાને પ્રમાણમાં ગૌણ અને નજીવા ગણી કાઢયા. જાણે વેદાંતી રીતે સચરાચર બ્રહ્મને જ એક અને અદ્વિતીય સત્ય ગણીને સારા જગતને માયાવી ગણતા હોય એમ ભાસ્યું. તે વખતે તે ઇસ્લામનો ઊંડો અભ્યાસ કરી રહ્યા હતા. તેથી મહંમદ પેગંબર અને પહેલા ચાર ખલીફાની સાદાઈ અને ધર્મપરાયતાની તે ખૂબ તારીફ કરતા. તેમ ઉમૈયાના વંશજોએ દમારકસમાં ખિલાફતની રાજધાની જમાવી ત્યારે ઇસ્લામમાં થયેલા પરિવર્તન પર ગાંધીજી આવેશથી કડક ટીકા કરતા.

ભૌતિક વિકાસની સામે ધાર્મિક પ્રગતિનો પક્ષ રજૂ કરતાં તેમણે કહ્યું: 'દુનિયાના બધાયે ધર્મોને હજી સુધી ખરેખરો અવકાશ જ ક્યાં મળ્યો છે? બૌદ્ધધર્મને ૨૬૦૦ વરસ થયાં, ખ્રિસ્તી ધર્મને ૨૦૦૦ અને

૧. બકલે બીજો એ મુદ્દો તારવ્યો છે કે ભારત જેવા જે દેશ મોટા સાગર અને નદીઓ, પહાડ અને જંગલો જેવી કુદરતી સમૃદ્ધિથી ભરચક હોય ત્યાંની પ્રજા ઘણી કલ્પનાશીલ અને અંધશ્રદ્ધાળુ બને છે. ત્યારે પશ્ચિમ જેવા દેશોમાં લોકોને સામાન્ય જીવનનિર્વાહ માટે પ્રતિકૂળ કુદરત સામે સંગ્રામ ખેલવો પડે છે. ત્યાં તે બુદ્ધિવાદી, સંશોધનશીલ અને એકંદર પ્રગતિશીલ બને છે. આવા વિવરણમાં પશ્ચિમના ઉદયની અને આપણી અવનતિની એક કડી મને દેખાતી.

ઇસ્લામને ૧૩૦૦. મનુષ્યજાતિના સમગ્ર ઇતિહાસમાં તો તે ક્ષણ જેવા જ ગણાય. તેમાં પણ ખરેખરો ખ્રિસ્તીધર્મ તો પહેલાં ૮૦ વરસ જ ટક્યો. શુદ્ધ ઇસ્લામધર્મ પૂરાં ૫૦ વરસ પણ ન નભ્યો. હિન્દુ અને બૌદ્ધ ધર્મને વિષે પણ એવું જ કહી શકાય. એ બધાયે ધર્મનું પૂરેપૂરું પાલન કર્યા પછી જ તેમનું પૂરું પારખું કાઢી શકાય. ભવિષ્યની નવી સ્થિતિમાં પુરાણા એક જ સત્યને વધારે વિકાસ નહિ પણ વધારે સાક્ષાત્કાર થાય. પણ મૂળ સત્યમાં કંઈ નવો વધારો થાય એવો સંભવ નથી.'

પછી ગાંધીજી પોતાના પ્રિય વિષય પર આવી ગયા : 'દુનિયાના બધા ધર્મે આપેલો અહિંસાનો પેગામ એકલો હિન્દુસ્તાન સિદ્ધ કરી શકે એ સંભવિત છે. જો આપણો ચરખો સત્ય અને અહિંસાના ખરે-ખરા પ્રતિકરૂપ હોય તો દુનિયા તેને પણ અપનાવે. અલબત્ત, દેશ કદાચ હિંસાને માર્ગે પણ સ્વરાજ મેળવી શકે અને તેનાથી મળેલી આઝાદી આજની શરમભરેલી ગુલામી કરતાં બહેતર ગણાય. પણ તેમાં મને કંઈ રસ નથી. કારણ કે પછી આંતરિક તોફાન અને પરસ્પર વિગ્રહને માર્ગે ધસતી પશ્ચિમની પ્રજાઓને ભારત કંઈ ભારે સંદેશ આપી શકશે નહિ.'

મેં વળી ચર્ચા આગળ ચલાવી : માનો કે ધર્મની અને નીતિની અર્થાત હૃદયની પૂરી શુદ્ધિ થઈ શકે. ભલે વરાળ અને વીજળીની સંસ્કૃતિની ઓછી કિંમત અંકાય. પણ તેની પાછળ મનુષ્યની બુદ્ધિનો અને જ્ઞાનનો રોજબરોજ હાજરાહજૂર વિકાસ થઈ રહ્યો છે, તેની યોગ્ય મુલવણી કેમ ન થાય ?

આવી રીતે હૃદયની સામે બુદ્ધિની સરખામણીનો સીધો મુદ્દો ગાંધીજી આગળ મેં રજૂ કર્યો તરત તેમણે ભરતવાકય ઉચ્ચાર્યું : માણસની સર્વોત્તમ શક્તિ હૃદયમાં વસે છે. હૃદયના વિકાસમાં જ સંસ્કૃતિની સાચી પ્રગતિ સમાયેલી છે. આ ચર્ચા આગળ ચાલતાં તેમના સ્પષ્ટ વિચારો જાણવા મળ્યા :

(૧) બુદ્ધિ હૃદયના વિકાસની સાથે અને તેને અનુસરીને ચાલે

છે ત્યારે તે સફળ થાય છે. પણ જ્યારે પોતાના સ્થાન પરથી તે હૃદયને શોધવા બેસે છે ત્યારે નિષ્ફળ નીવડે છે, તેમ વિકાર પણ આવે છે.

(૨) બાકી સંગ્રહ તો થયા જ કરે, તેથી કેવળ બુદ્ધિની દૃષ્ટિએ સંસ્કૃતિનો વિકાસ થાય એ દેખીતું છે. વેદ કરતાં ઉપનિષદમાં, ઉપનિષદ કરતાં ગીતામાં, ગીતા કરતાં ભાગવતમાં અને તે કરતાં હાલના જમાનામાં જ્ઞાનનો સંચય અને તેની સારી ભૂમિકાનો વિકાસ તો થયેલો જ છે. જો કે તે આચારથી રહિત છે.

આમ બુદ્ધિ અને હૃદયની ચર્ચા અનેક વાર થતી ત્યારે ગાંધીજી બુદ્ધિજ્ઞાનના ગમે તેવા ઝળકતા વિકાસ કરતાં હૃદયમાં વસતા ઈશ્વરના સાક્ષાત્કારની હજારોગણી કિંમત આંકતા.

ગાંધીજીનો પરમપ્રિય ગ્રંથ–તુલસીદાસનું રામાયણ–પહેલી તકે તેમણે મને ચાહીને વાંચવા આપ્યું. તેની હિન્દી ભાષા પ્રાચીન હોવાથી તે સમજવાને ખાસ કોશ પણ તેમણે આપ્યો. પહેલો બાલકાંડ સમજતાં બહુ મુસીબત પડી. પણ ગ્રંથની પરિભાષા ધીમે ધીમે સમજતાં અયોધ્યાકાંડ વાંચતાં હું રસના ઘૂંટડા પીતો ગયો. વનવાસ માટે તત્પર થયેલા રામ અને માતા કૌશલ્યાનો સંવાદ વાંચતાં મારી આંખો ભીની થઈ. છેવટ સુધી રામાયણ અત્યંત ભાવ અને રસથી હું વાંચ્યે ગયો.

ગાંધીજી સાથે રામાયણની વાત નીકળી ત્યારે રામ અને ભરતના વિયોગનું આલેખન અત્યંત કરુણરસિક ગણ્યું. પછી તેમના પૂર્વજોએ પોરબંદરમાં સ્થાપેલા રામજી મંદિરની વાત નીકળતાં દાદા ઉત્તમચંદ (ઓતા) ગાંધી અને પિતા કરમચંદ ગાંધીની યશસ્વી સાહસકથા તેમણે સંભળાવી. એ મંદિરમાં લાધારામ શાસ્ત્રી તુલસી રામાયણ મધુર સ્વરે ગાતા અને તેનો અર્થ સમજાવતા. તેમને શરીરે પત નીકળી ત્યારે શિવ

નિર્માલ્યના[1] બીલીપત્ર બાળીને તેની રાખ તે શરીરે ચોપડતા અને રામ-નામનો જપ કરતા, તેથી એ દુઃસાધ્ય રોગ મટેલો.

ગાંધીજીની રીત મુજબ ક્વચિત ગંભીર ચર્ચામાં તે હળવી વાતો મેળવીને અમને હસાવતા. પોરબંદરની ઘણી વાતો કરતાં તેમણે જૂના જમાનાના એક બ્રાહ્મણને યાદ કર્યા. તેમને જમણનું નોતરું મળે ત્યારે બે દિવસ પહેલેથી જ નકોરડા ઉપવાસ કરે. જમવા ટાણે તેમને એવી કડકડતી ભૂખ લાગે કે જેથી તે વાડકીબંધ ઘી અને ડઝનબંધ લાડુ સહેલાઈથી ઉડાવી જાય. આ સાંભળીને અમે પેટ પકડીને હસતા હતા, એવામાં જ ગાંધીજીએ ગમ્મતમાં કહ્યું : 'પણ હુંયે ક્યાં પાછો પડું છું ? રવિવારે ઉપવાસ કરું છું ત્યારે સવારમાં જ દૂધ અને ફળ ઉપરાંત પાઉં અને બાની ગોળપાપડીનો[2] એવડો ખોરાક નથી લેતો ?' આમ બોલતાં ગાંધીજી વધારે હસ્યા અને અમને હસાવ્યા.

ટિળકની ગીતાનું ગુજરાતી ભાષાંતર[3] ગાંધીજીએ મને વાંચવા આપ્યું ત્યારે તેમણે લોકમાન્યની પ્રતિભા, વિદ્વત્તા અને તર્કશક્તિનાં મુક્ત-કંઠે વખાણ કર્યાં. છતાં મેં ગીતાના રહસ્ય અને સિદ્ધાંતોની ચર્ચા કરવા માંડી ત્યારે ગાંધીજીના વિચારો તદ્દન જુદા, ઘણુંખરું છેક જ વિરુદ્ધ, માલમ પડ્યા. મોક્ષસાધનાના ત્રણે માર્ગોનું મહત્ત્વ સમજાવીને ટિળકે

૧. શિવની મૂર્તિ પર ચડાવેલાં બીલીપત્ર ઉતારી લેવાય ત્યારે 'નિર્માલ્ય' કહેવાય છે.

૨. બકરીના ઘીમાંથી બનાવેલી ગોળપાપડી કસ્તૂરબા મોકલતાં. રવિવારે તેને ભાંગી, તેમાં પાણી નાખીને હળવા તાપ પર હું તે સીજવતો, તે ગાંધીજી લેતા.

૩. આ ભાષાંતરકર્તા ઉત્તમલાલ ત્રિવેદી વરસની આખરે અવસાન પામ્યા ત્યારે ગાંધીજીએ કહ્યું : 'એમણે તો જિંદગીની દુઃખી જેલ પૂરી કરી. બાકી શંકરાચાર્ય મરણ પામ્યા છે એમ કોને લાગે છે ?'

જ્ઞાન અને ભક્તિને ગૌણુ ગણીને કર્મમાર્ગનું વર્ચસ્ કડીબંધ દલીલો અને પ્રમાણુથી બહલાવ્યું છે. ગાંધીજી પૂરા કર્મમાર્ગી હોવા છતાં ટિળકની ચર્ચા તેમને અસંતોષકારક લાગતી. અનેક વેદશાસ્ત્ર–પુરાણોની દલીલોની હારમાળા ટિળક દરેક પાને ટાંકતા તેને ગાંધીજી થોડું જ વજન આપતા. ગાંધીજીનો મોટામાં મોટો મતભેદ અહિંસા વિષે રહેતો. ગીતાનો શબ્દશઃ અર્થ કરીને ટિળક ધર્મયુદ્ધમાં દુશ્મનનો સંહાર કરવાનો અર્થ કાઢતા ત્યારે મહાભારતના સંગ્રામને દૈવી અને આસુરી વૃત્તિઓ વચ્ચે યુદ્ધરૂપે જ ગણીને ગાંધીજી શુદ્ધ અહિંસાનું રહસ્ય ગીતામાંથી તારવતા.

આ ગ્રંથ પહેલી વાર વાંચતાં હું ટિળકની અદ્ભુત બુદ્ધિ અને વિદ્વત્તાથી અંજાઈ ગયો. તેમનું જ ' Arctic Home of the Vedas–ઉત્તર ધ્રુવમાં વેદભૂમિ 'એ પુસ્તક વાંચતાં વળી તેમનાથી હું ઓર પ્રભાવિત થયો. મને શંકર અને રામાનુજની હરોળમાં ટિળકનું સ્થાન લાગતું.

જેલમાં અમે સર્વ ધર્મ ને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો જ વધારે વાંચતા. તેથી સાંજે વધારે ચર્ચા તે વિષે જ થતી. અરવિંદના, ટિળકના અને બીજા ગ્રંથ હું વાંચતો ગયો તેમ તેમના સિદ્ધાંત વિષે ગાંધીજી સાથે વારંવાર ચર્ચા કરતો.

અરવિંદ વિષે ગાંધીજી થોડું જ કહેતા. ટિળકને મુકાબલે અરવિંદ તેમને છેક સૂક્ષ્મદર્શી, ઝીણું કાંતનારા લાગતા. ટિળક સાથે મતભેદ થાય પણ તેમના મુદ્દા બુદ્ધિના ચીપિયામાં બરાબર પકડી શકાય. વળી અરવિંદના નર્યા જ્ઞાનમાર્ગ કરતાં ટિળકનો કર્મમાર્ગ ગાંધીજી વધારે પસંદ કરતા. જોકે કોઈને અરવિંદનો માર્ગ ઉત્તમ લાગે એમ તે કબૂલ કરતા.

અરવિંદે એક ઠેકાણે લખેલું કે નિતાંત અહિંસાનું સેવન કરતાં વધારે હિંસા થવાનો ભય રહે છે. દાખલા તરીકે કોઈ ગામ કે રાજનું રક્ષણ થોડા માણસોની શસ્ત્રશક્તિથી ન થાય તો દુશ્મનને હાથે ઘણા

જ વધારે માણસોના જાનમાલને નુકસાન થાય. આ વિષે ગાંધીજીને પૂછતાં તેમણે કહ્યું: ‘આવી વધુ હિંસા અનિવાર્ય નથી. પણ માનો કે કદાચ હિંસા થાય તો તેમાં અહિંસાવાદીની કોઈ જવાબદારી ન ગણાય. તે તો શુદ્ધ રહેશે, તે જરાયે દોષિત ગણાશે નહિ.’

બુદ્ધે કેવળ કર્મમાર્ગ કેમ ઉપદેશ્યો હશે? ગાંધીજીએ કહ્યું: ‘બુદ્ધે એમ માન્યું હશે કે આટલો ઉપદેશ આજે કરો તો બાકીનું ઈશ્વર સંબંધી જ્ઞાન આપોઆપ મળી રહેશે. બાકી સર્વોપરી શક્તિ વિષે તે કંઈ જ ન માને, એમ માની શકાતું નથી.’

મોક્ષના ત્રણ માર્ગના ભેદ વિષે ગાંધીજીએ વિસ્તૃત વિવરણ કર્યું. પ્રેમધર્મના હિમાયતી તરીકે તે ભક્તિમાર્ગને ઊંચું સ્થાન આપતા. જીવાત્મા અને પરમાત્મા વચ્ચે જ્યાં સુધી દ્વૈતભાવ હોય ત્યાં સુધી ભક્તિધર્મ પાળવો જોઈએ. શંકરાચાર્યે કહ્યું છે કે ભક્તિથી દ્વૈતભાવનો લય થાય અને અદ્વૈતનો સાક્ષાત્કાર થાય તો ફરી અવતાર લેવો ન પડે. બુદ્ધિની પ્રતિભાથી હૃદયના પ્રેમભાવને ગાંધીજી હંમેશાં ચડિયાતો ગણતા. આત્માની વિભૂતિનું સ્થાન બ્રહ્મરંધ્ર પાસે મસ્તકમાં છે એમ મેં જણાવ્યું, ત્યારે ગાંધીજીએ ધર્મશાસ્ત્રનું વાક્ય ટાંકી કહ્યું: અંગુષ્ઠ-માત્ર ઈશ્વર હૃદયમાં જ વસે છે.

જ્ઞાન અને કર્મમાર્ગ વિષે તેમણે કહ્યું: ‘ઈશ્વરના સાક્ષાત્કારનો હેતુ બરાબર લક્ષમાં રાખ્યા સિવાય માત્ર કર્મ કરે તે કર્મમાર્ગ. પણ તે હેતુ બરાબર દિલમાં રાખીને કર્મ કરે તે જ્ઞાનમાર્ગ; મારો તો બહાર અને અહીંયાં જ્ઞાન તેમજ કર્મમાર્ગ છે.’

મેં સવાલ પૂછ્યો: તો પછી બંનેમાં ભેદ શો? દરેક માર્ગમાં બીજા બે સમાયેલા છે પણ જે પ્રધાન હોય તે જ માર્ગનું નામ ન અપાય?

ગાંધીજી જરા વિચારમાં પડીને પછી બોલ્યા: બીજા શબ્દોને અભાવે હું બંને જ્ઞાન અને કર્મમાર્ગનો ઉપયોગ કરું. વધુ વિચાર કરીને

'પ્રવૃત્તિમાં નિવૃત્તિમાર્ગ' એવો નવો શબ્દ પોતાના માર્ગ માટે તેમને બંધબેસતો લાગ્યો.

કેવળ જ્ઞાનમાર્ગ ન અપનાવી શકાય ? ગાંધીજીએ જવાબ આપ્યો : 'કોઈને માફક આવે. મારો વિકાસ કર્મથી થતો નથી એમ લાગે તો હું હિમાલયમાં ચાલ્યો જાઉં. પણ સાધારણ રીતે મને એમ થાય કે માણસ કર્મ કરતો રહીને પોતાની ઉન્નતિ કરી શકે તો વધારે સારું'. નથ્થુરામ શર્માનો દાખલો આપીને તેમણે ઉમેર્યું : 'નર્યા જ્ઞાનમાર્ગમાં (self-deception) આત્મવંચનાનો ઘણો સંભવ રહે છે. મને તો કર્મનો સીધો સરળ માર્ગ વધારે ગમે. જ્ઞાન વિના કોઈ કર્મ કરે તો તેમાં સ્થૂળ પરિણામ તો આવે જ. બાકી જે માણસના અંતરમાં કર્મ-ભેદ ને વિચારભેદ રહેતો નથી તે સંન્યાસી થઈને પોતાના મૌનથી પણ દુનિયાની ભારે સેવા કરી શકે ટિળક મહારાજ સાથે મારે આ બાબતમાં મતભેદ છે પણ આવો માણસ લાખોમાં એક હોય ને તે જ જ્ઞાનમાર્ગી કહેવાય.'

હિન્દુ–મુસ્લિમ ઐક્ય સાધવાની દૃષ્ટિથી ગાંધીજી બહુ જ ખંતથી ઉર્દૂ ભાષા અને લિપિનો અભ્યાસ જેલમાં કરતા. પણ ઉર્દૂ ભાષા–સાહિત્યનો તેમનો અભ્યાસ વધતો ગયો તેમ તેની રાષ્ટ્રીય ઉપયોગિતા તેમને ઓછી થતી લાગી. ઉર્દૂમાં, એક અરીસાની માફક હિન્દુસ્તાનના મુસલમાનોની અને તેમના મૌલવી–મૌલાનાઓની મનોવૃત્તિનું સ્વચ્છ પ્રતિબિંબ તેમને દેખાતું ગયું. ઉર્દૂને માટે મૂળ હિંદી ભાષાનું ચોકઠું લીધેલું હોવા છતાં તેમાં ફારસી અને અરબી શબ્દો જ વધારે સિંચાતા ગયા. આ વિષયમાં પણ ધર્માંધતા એટલી બધી વધી ગઈ કે જ્યાં અરબી શબ્દો વપરાય ત્યાં તેના વિભક્તિ પ્રયોગો પણ ઉર્દૂની રીતે નહિ પણ અરબીની રીતે જ થાય. આથી ઉર્દૂનો અભ્યાસ ગાંધીજીને ધાર્યા કરતાં વધારે વિકટ લાગ્યો.

રાષ્ટ્રભાષાના વિષયમાં બંને કોમ તરફથી સિંચાયેલા કોમી ઝનૂનથી અકળાઈને ગાંધીજીએ કહ્યું: 'ઉર્દૂ વાંચતાં હું મુસલમાનોના હૃદયમાં વધારે ને વધારે ઊંડો ઊતરતો જાઉં છું. જેમ હિન્દી ભાષા કેળવવામાં હિન્દુઓએ સંસ્કૃત શબ્દો ભરી મૂકીને ધર્માંધતા બતાવી છે તેમ મુસલમાનો પણ ઉર્દૂને શણગારવાને અરબીનો ઉપયોગ કરતા ગયા છે. ભાષાની આવી ખિલાવટમાં બંનેની ભેદબુદ્ધિનું ચોખ્ખું પ્રતિબિંબ પડે છે. અને જો આ વહેણ બંને વખતસર બદલશે નહિ અને પોતપોતાના ધર્મની મૂળ ભાષા પર જવાને બદલે દેશના આમવર્ગની દૃષ્ટિથી ભાષામાં વધારે ઐક્ય જાળવશે નહિ, તો હિન્દુ–મુસલમાનનાં દિલ સંધાવાં મુશ્કેલ લાગે છે.'[1]

ધર્મ અને પંથનાં બીજાં અનેક પુસ્તકો ગાંધીજી પાસેથી લઈને હું આતુરપણે વાંચતો ગયો. જેમ્સનું ધર્મના વિવિધ અનુભવોનું[2] પુસ્તક વાંચતાં, બાળપણથી થયેલા મારા ધર્માનુભવનું સૂક્ષ્મ પૃથક્કરણ કરવાની સારી તક મળી. બંકિમચંદ્રે, કૃષ્ણને દેવને બદલે મનુષ્યરત્ન ગણીને તેમનું જીવનચરિત્ર લખ્યું છે તેનાં ગાંધીજી બહુ વખાણ કરતા. 'શીખ ધર્મમાં ધર્મ પરિવર્તન'[4] વિષે ગોકુળચંદ નારંગનું પુસ્તક મેં બહાર

---

૧. લેખકનું 'યરોડા આશ્રમ,' પાન ૩૨.

૨. Varieties of Religious Experience.

૩. ફ્રેંચ લેખક રેનાંએ જિસસને ફિરસ્તાને બદલે મનુષ્ય તરીકે તેના પ્રસિદ્ધ ગ્રંથમાં આલેખ્યો છે. તેને નાસ્તિક ગણીને ફ્રાંસમાં વગોવવામાં આવેલો. મારા કૉલેજકાળમાં બંકિમચંદ્રનું પુસ્તક ગુજરાતીમાં પ્રકટ થયેલું ત્યારે તેના પર એવી જ પણ પ્રમાણમાં હળવી ટીકા થયેલી.

૪. 'Transformation of Sikhism.' તેમાં ગુરુ નાનકના શાંતિપ્રિય શીખ (શિષ્ય) ગુરુ ગોવિંદના કાળમાં લડાયક સિંહ કેવી રીતે થયા તે સરસ રીતે બતાવ્યું છે.

વાંચેલું તેથી તે ધર્મ વિશે મેકાલીફનો ૭ ભાગનો ગ્રંથ વાંચવામાં મને બહુ રસ પડયો. શક્તિ અને શાક્ત વિશે કલકત્તાના ન્યાયમૂર્તિ વુડ્રોફનું પુસ્તક હું માત્ર જિજ્ઞાસા સંતોષવા જ વાંચી ગયો ઉપરાંત ફ્રેંચ લેખક પાસ્કલનું ચિંતન અને પીએર લોટીના જપાન–મિસરનાં વર્ણન અને એવાં બીજાં અનેક પુસ્તક હું દિનરાત વાંચતો જ ગયો.

આર્યધર્મનું ખરું દર્શન તે વખતે મને મહર્ષિ અરવિંદનાં પુસ્તકોમાં જ થયું. ખાસ કરીને ‘ઉત્તરયોગી’ના નામથી તેમણે લખેલી ‘યૌગિક સાધન’ નામની ચાળીસેક પાનની જ્ઞાનપ્રચુર પુસ્તિકા મારી માર્ગદર્શક બની. તે વાંચતાં કુમારાવસ્થાથી ધ્યાન–ચિંતન કરવાના જે સંસ્કાર અંતરમાં પડયા હતા તે ફરી જાગૃત થયા. કારાવાસના એકાંતમાં તેની અસર અનેકગણી મારા માનસ પર થઈ. એનો સાર મારા આંતજીવનમાં ઓતપ્રોત થઈ ગયો.

એ પુસ્તિકાના આરંભમાં માનસ શરીરના વિવિધ તત્ત્વોનું પૃથક્કરણ સ્ફટિકમય પારદર્શક ભાષામાં કરવામાં આવેલું પેઢામાં સ્થપાયેલા મૂલાધારથી માંડીને તાળવાના બ્રહ્મરંધ્ર સુધીના નાભિ. હૃદય વગેરે યૌગિક ચક્રનું[1] વિશદ વર્ણન તેમાં જોયું. તે પરથી આસન વાળી નાભિ પર એકાગ્ર થઈ શરીરની કર્મેંદ્રિયો પર સંપૂર્ણ સંયમ મેળવવાનો અને બ્રહ્મરંધ્રમાં કેન્દ્રિત થયેલી અધ્યાત્મ શક્તિનો પૂર્ણ પ્રકાશ સર્વ ચક્ર પર રેલાવવાનો બોધ મેં તારવેલો. સાધક સાંગોપાંગ આત્મરૂપ બની જાય

૧. અનેક ઉપનિષદ અને તંત્રગ્રંથ મુજબ સ્થૂળ શરીરનાં છ અંગમાં માનસશરીરનાં છ ચક્ર કેન્દ્રિત થયેલાં ગણાય છે: (૧) પેઢામાં મૂલાધાર, (૨) પેટમાં (બસ્તિ) સ્વાધિષ્ઠાન, (૩) નાભિમાં મણિપૂરક ચક્ર, (૪) હૃદયમાં અનાહતચક્ર, (૫) કંઠમાં વિશુદ્ધાખ્ય ચક્ર, (૬) બે ભવા વચ્ચે આજ્ઞાચક્ર. ઉપરાંત ખોપરીની ટોચે બ્રહ્મરંધ્રમાં સહસ્રાર ચક્રની ભાવના છે.

તે પછી એકાકી જીવનો અહંભાવ વિશ્વભરમાં રેલાતી પરમાત્મશક્તિમાં લય પામે, જીવાત્માનો પરમાત્મામાં લય થાય. આ બધી પ્રક્રિયા ઘણી સરળ, મધુર અને હૃદયંગમ શૈલીમાં વર્ણવેલી હતી. રોજબરોજ તે પુસ્તિકાનો પાઠ કરતાં પૂર્વસંસ્કારના બળે તેનો પ્રયોગ અંતરમાં કુદરતી રીતે થતો ગયો. સાંજે નીરવ શાંતિમાં આસન વાળીને ધ્યાન કરતાં અંતરાત્માના સત્, ચિત્ અને આનંદ સ્વરૂપની ઝાંખી થતી ગઈ, મારું દિલ અનેરા જ્ઞાનમય સાત્ત્વિક આનંદથી ઊભરાતું ગયું.

બીજી એક પુસ્તિકામાં[1] અરવિંદે આર્યોના સર્વદેશીય પુરુષાર્થનું વર્ણન પ્રતિભાશાળી શૈલીમાં કર્યું છે. તે વિષે અરવિંદની દૃષ્ટિ ગાંધીજીથી વિભિન્ન હતી. ગાંધીજીએ શરીર અને આત્મા, સ્થૂળ અને સૂક્ષ્મ, આસુરી અને દૈવી સંપત્તિ વચ્ચે સંગ્રામરૂપ જીવનને ગણ્યું છે. જીવનની સર્વે શક્તિઓ અને વૃત્તિઓ દાબી દેવાને બદલે તે સર્વેનું આત્મશક્તિથી શુદ્ધિકરણ અને નિયમન કરવાનો અને આસક્તિ વિના અધ્યાત્મદૃષ્ટિથી તેનો આનંદ માણવાનો ઉપદેશ અરવિંદે આપ્યો છે. અરવિંદ આર્ય પ્રણાલિકા મુજબ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—ચારેય પુરુષાર્થને પિછાને છે.[2] આર્યોએ ચારેયને વિષે શાસ્ત્રો-ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર, કામ-શાસ્ત્ર અને ઉપનિષદ્-વેદાંત રચેલાં. જ્ઞાતિધર્મ ને આશ્રમધર્મને, અનુસરીને આર્યો કુમારાવસ્થામાં અભ્યાસ કરતા અને જુવાનીમાં લગ્ન-જીવનનો આનંદ લૂંટતા, ખેતીવેપાર કરી ધનધાન્ય, પશુપુત્રપ્રાપ્તિ કરતા અને સમરાંગણમાં શત્રુને સંહારતા. ઉત્તરાવસ્થામાં સંન્યાસ લઈ અને ધ્યાન-સમાધિ કરીને એકાગ્રપણે મોક્ષની સાધના કરતા. પરાક્રમી આર્યો વિષે અરવિંદે રજૂ કરેલી આ દૃષ્ટિ મને ઐતિહાસિક અને વાસ્તવ-

---

૧. Renaissance of India-ભારતનું પુનરુત્થાન.

૨. ગાંધીજીના અવસાન પછી અરવિંદના ગુજરાતી અનુયાયીઓ આ મૂળભૂત ભેદને સ્પષ્ટ રીતે પ્રજા આગળ રજૂ કરવાનું યોગ્ય ધારતા નથી, એમ મને લાગ્યું છે.

વિક લાગતી. નીતિની સાંકડી ભૂમિકાથી પર આવી આધ્યાત્મિક દૃષ્ટિ મને બહુ ગમતી. તેમાં સૂચવેલા વિકાસક્રમની છેલ્લી કડી પર પહોંચવાને અધ્યાત્મતત્ત્વની સાધના મારા અંતરમાં વસી ગઈ. અને તેનો અંતરમાં સાક્ષાત્કાર કરવાને હું સતત પ્રયાસ કરતો.

અરવિંદના આદેશ મુજબ ધ્યાન કરવા હું સાંજે બેસતો ત્યારે નિશ્ચયબળથી ઉદરભાગનો સંકોચ કરીને અને નાભિચક્ર પર એકાગ્ર થઈને શરીરની સ્થૂળ વાસનાનો અંકુશ સહેલાઈથી સાધતો. પણ સર્વે વાસનાનાં સૂક્ષ્મ બીજ ચિત્તમાં વસે છે. સહેજ પણ અનુકૂળતા મળતાં તે બુદ્ધિના વિચારોમાં અને હૃદયના ભાવમાં ફૂટી નીકળે છે. તેને રોકવાને હું આરંભમાં સાત્ત્વિક ભાવ ખીલવવાનો પ્રયાસ કરતો. સગુણ કે સાકાર ઈશ્વરમાં કે તેના પુરાણપ્રસિદ્ધ વિવિધ અવતારમાં હું માનતો નહિ. પણ રામનો વનવાસ, ભાગવતનો એકાદશ સ્કંધ વગેરે પુરાણના પ્રસંગોની યાદ મનમાં તાજી કરતો. બુદ્ધનું મહાભિનિષ્ક્રમણ અને સાધુ સાધ્વીઓના મઠ તો આગળનાં વાંચનથી મનમાં તાજાં જ હતાં. રામકૃષ્ણ–વિવેકાનંદનું દર્શન અંતરમાં સહેજે થતું. સુંદરગિરિમાં ધ્યાનસ્થ વિષ્ણુદાસબાવા અને ચન્દ્રાવલી મૈયાનું ચિત્ર મગજમાં ઉપસાવીને તેમના મઠમાં બેસવાની કલ્પના કરતો. તેમની સાથે જ મનમાં સંકળાયેલા સંતરામ, કુંભનાથ અને એવા અસંખ્ય મંદિર–મઠનું વાતાવરણ હું મનમાં જમાવતો. ઉપનિષદના તાજા વાંચનને લીધે અદ્વૈતવાદનો પેગામ આપનાર શંકરાચાર્યની પવિત્રમૂર્તિ મારી આંખ આગળ સહેલાઈથી તરવરતી. વળી જે અનેક સાત્ત્વિક અને પૂજનીય સ્ત્રીપુરુષોના સહવાસમાં હું આવેલો તેમનું પણ મનમાં દર્શન કરીને ચિત્તને ઊર્ધ્વગામી બનાવવા પ્રયાસ કરતો.

છતાં આ માર્ગ ધાર્યા પ્રમાણે કામયાબ ન નીવડ્યો. ગમે તે અવતાર કે સંતસાધુનો, સર્વોત્તમ સ્ત્રી-પુરુષોના જીવનનો અને પ્રસંગોનો

વિચાર કરો કે તરત અંતરમાં સળવળતી વૃત્તિ, ચિત્તને મનગમતી દિશામાં સપાટાબંધ ખેંચી જાય.[1] વિષ્ણુદાસ અને ચન્દ્રાવલી મૈયા પરથી મન ઊડીને તેમની પાસે જ રહેતા સરસ્વતીચંદ્ર ને કુમુદ પર દોડે અને તેમને સુંદરગિરિ પરથી ઉપાડીને મુંબઈની ચોપાટી પર કે બુદ્ધિધનના ઘરમાં જુદા જ સંયોગોમાં મૂકી દે. કૃષ્ણના આધ્યાત્મિક ઉપદેશ પરથી ચંચળ ચિત્ત સહેજે વૃંદાવનની રાસલીલા પર ને રાધાની શૃંગારલીલા પર સરી જાય. બુદ્ધના ત્યાગ અને ઉપદેશ પરથી કલ્પના તેમના પૂર્વાશ્રમના ભોગવિલાસ પર રમવા જાય. પ્રાતઃસ્મરણીય સ્ત્રી પુરુષો પર નજર ઠેરવો તો તેમની મારફત પિછાનેલા કોઈ ને કોઈ પ્રિયજનો પર ચિત્ત એકાગ્ર થાય. આવી રીતે સર્વોચ્ચ વિભૂતિઓનું સ્મરણ કરતાં ચિત્ત બલૂનની માફક જરા ઊંચે ઊડે પણ પછી સૂક્ષ્મ વાસનાવૃત્તિનો ઝપાટો વાગતાં તે ફૂટીને રસાતાળ જાય.

આવો અનુભવ થતો ગયો ત્યારે પાતંજલ યોગદર્શનની મને ખરી કિંમત સમજાઈ. ચિત્તવૃત્તિના નિરોધમાં જ તેમણે ખરો યોગ[2] માન્યો છે. પહેલાં તો આ વ્યાખ્યા છેક જ નકારાત્મક ગણીને મેં બાજુએ મૂકેલી. પછી ચિત્તની અવળચંડાઈ પારખતાં તેનું રહસ્ય સમજાયું ચંચળ ચિત્તની આગળ કોઈ પણ કલ્પના કે પ્રસંગ રજૂ કરો તો તેમાંથી તેની વૃત્તિને સંતોષવાનું કંઈ તત્ત્વ ખોળીને તેમાં લીન થાય. તેથી ચિત્તને ખોટી તેમ સારી સર્વે વ્યક્તિઓ અને વસ્તુઓ પરથી—અર્થાત સર્વ વિષય પરથી પાછું ખેંચી લઈને તદ્દન શાંત કરવાની પહેલી જરૂર રહે છે. આવી રીતે જ ચંચળ ચિત્તને નિર્વિકાર કરી શકાય. તે સ્થિતિ

---

૧. પૂંઠા પર રમાતી 'સાપ અને સીડી' (Snakes and Ladders)-ની રમતમાં કોઈ મહોરું સાપના મુખ પર પહોંચે તો ત્યાંથી તેના પૂંછ પર સીધું ચાલી જાય. ચિત્તની ગતિને આવી રમતના મહોરા સાથે સરખાવી શકાય.

૨. योगश्चित्तवृत्तिनिरोधः—એ તેમનું પહેલું સૂત્ર છે.

સરળ ને સ્થિર થાય તો જ ઉપરી ચક્રમાંથી આત્માનો પુણ્ય પ્રકાશ તેને દિવ્ય રંગે રંગી શકે.

આ સત્ય મને સમજાયું ખરું. પણ મારા સ્વભાવને માફક ન આવ્યું. હું તો રોજબરોજ વૈરાગો અને વિશુદ્ધ સત્ત્વોનું જ ચિંતન કરતો ગયો અને ચિત્તને કંઈક વિશુદ્ધ કરતો ગયો. મારાં શરીર ને બુદ્ધિ મારી સાધનાને અનુકૂળ લાગ્યાં. મારું મોટામાં મોટું ભયસ્થાન એક જ હતું : મારું ગરમાગરમ હૂંફાળું હૃદય. જો તે નિર્વિકાર અને નિઃસ્નેહ બને તો હું સહેલાઈથી ધ્યાનમાં પ્રગતિ સાધી શકું. હૃદયચક્ર પર પૂરો સંયમ કેમ મેળવાય? એ મારો મુખ્ય પ્રશ્ન બન્યો.

યોગનું હૃદયચક્ર સ્થૂળ હૃદયથી જુદું જ કલ્પેલું છે. છતાં તેનું કેન્દ્ર તો શારીરિક હૃદયમાં કે પાસે જ માન્યું છે. સ્થૂળ હૃદયમાંથી જ લાલ ગરમ લોહી સારા શરીરમાં ધસમસતું વહે છે. તે પરથી લાગ્યું કે જો આ લોહી કંઈક ઠંડું પાડી શકાય તો બે કામ થાય : હૃદયની ગરમી ઓછી થાય અને શરીર અને શારીરિક વાસના પણ નરમ પડે. ખોરાક-માંથી જ લોહી જામે છે અને હૃદય વાટે શરીરમાં સંચરે છે. તેથી ખોરાક ધીમે ધીમે ઓછો કરીને લોહી કમી થાય તો હૃદય ને તેની લાગણી-ઓને ઠંડાં પડાય. આ માર્ગમાં મારા કોયડાનો ઉકેલ મને દેખાયો. આહાર પર સખત અંકુશ મૂકીને આધ્યાત્મિક પ્રગતિ સાધવાનો મેં નિશ્ચય કર્યો.

આવી વિચારમાળા મારા મનમાં ઘર કરતી હતી તેવામાં જ મુલ્શીપેટાના ભાઈઓ માટે ગાંધીજીએ લડત ચલાવી અને ઉપવાસ આદરવા વિષે ખૂબ ચર્ચા થઈ તેમના પેંગડામાં પગ મૂકવાની તો મારી શક્તિ નહોતી. મરણપર્યંત ઉપવાસ કરવાનું વ્રત તો ગાંધીજી જેવા વિરલ તપસ્વી જ લઈ શકે. તેમની માફક તાજાં દૂધ ને ફળ[1] ઉપર તો શું

---

૧. રોટલા-પાકું ને શાક-દાળના ખોરાકનો હું એટલો શોખીન હતો કે

પણ તેમના રવિવારના ભારે આહાર ઉપર પણ નભવાની મારી શક્તિ નહોતી. છતાં એ તપસ્વીની છાયામાં રહેવાથી મને કંઈક વ્રત લેવાને પ્રોત્સાહન મળ્યું.

દેવપોઢી અગિયારશને દિવસે મેં મંગળ પ્રસ્થાન શરૂ કર્યું. શ્રદ્ધાળુ લોકો આખો ચાતુર્માસ એકટાણું કરવાનાં અને બીજાં વ્રત લે છે. મારી વિચારસરણી મુજબ મેં આહાર વિષે વ્રત લીધાં અને તે અંતરમાં સ્થિર કરવાને મારી રોજનીશીમાં નોંધ્યાં :

(૧) જેલમાંથી છૂટતાં સુધી રોજિંદા ખોરાકમાં દાળ અને કાંદાનો ત્યાગ કરવો.

(૨) એકાદશીએ ફળાહાર કરવો અને તેમાં માત્ર દૂધ-ચા ને ફળ જ લેવાં. પણ બટાટા વગેરે કંદમૂળ કે મગફળી વગેરે સૂકો મેવો લેવો નહિ.

(૩) બપોરનું ભોજન બંધ કરવું.

પહેલા વ્રતને માટે હું ગાંધીજીનો ઋણી હતો. મને તુવેરની દાળ બહુ જ ભાવતી. ગોરા કેદીઓને માટે જાડી દાળ પર તળેલા કાંદા ભભરાવીને આપવામાં આવતા તે જોઈને મારા મોંમાં પાણી છૂટતું. ઘટ્ટ દાળ ને કાંદાનું કચૂંબર ખાવાનો હું શોખીન હતો. પણ ગાંધીજી મને ટોકતા કે ભારે મજૂરી કરનારને જ આવી દાળની જરૂર હોય અને મારા લેખન-વાંચનના કામમાં આ ખોરાકથી લાભને બદલે હાનિ જ થાય. આ સૂચનાનો અમલ કરીને મેં પેટનો ભાર હળવો કર્યો.

એકાદશીને દિવસે ફળાહાર કરવાની ટેવ અમદાવાદના કૉલેજ-કાળમાં હતી. હવે કંઈક નવી વૃત્તિથી તે વ્રત શરૂ કર્યું. મગફળીમાં પણ તુવેરની દાળ જેવું પ્રોટિનનું ભારે પોષક તત્ત્વ છે. તેથી બધાય સૂકા મેવાનો ત્યાગ કરીને મેં આ જૂનું વ્રત વધારે કડક બનાવ્યું.

બપોરનું ભોજન પણ હવે ભારરૂપ લાગ્યું. ગાંધીજી શરૂઆતથી

---

ગાંધીજીએ એક વાર મને નારંગી-મોસંબી જેવાં ફળ આપવા માંડ્યાં ત્યારે મેં ના પાડીને કહ્યું : 'હું માંદો થાઉં ત્યારે જ ફળ ખાઉં છું.'

ત્રણ વાર જમતા તેથી મને તેવી ટેવ પડેલી. પછી ગાંધીજીએ જ બપોરનો આહાર કમી કર્યો, અને મારે તો લોહી ઘટાડવું જ હતું. તેથી સવારે સાત વાગે ગરમ દૂધ મળતાં અને બપોરે ચાર વાગે—એ બે જ વખત જમવાનું ઠરાવ્યું.

તે જ દિવસે મેં બીજા નિર્ણય પણ કર્યા. અમારા પાછળના ઓટલા પર મેં સૂવા માંડેલું ત્યારથી ગાંધીજીની સવારની પ્રાર્થનામાં મારી હાજરી અનિયમિત રહેતી. પણ સાંજે હું તેમની પ્રાર્થનામાં ભળતો. હવે અરવિંદની પ્રેરણાથી મારો નવો આધ્યાત્મિક માર્ગ મેં નિશ્ચિત કર્યો. ગાંધીજીને સ્પષ્ટ રીતે કહીને બંને પ્રાર્થનામાં જવાનું મેં બંધ કર્યું.

સાથે મારા ધૂની ધ્યાનને મેં વધારે વ્યવસ્થિત બનાવ્યું. પહેલાં ક્વચિત બુદ્ધનું, ક્વચિત રામકૃષ્ણ, વિવેકાનંદનું હું ધ્યાન કરતો. હજી પણ મને કેવળ નકારાત્મક ચિત્તવૃત્તિનિરોધના માર્ગનો અણગમો હતો, તેથી અંતરમાં પરમાત્માના સત્, ચિત્ત અને આનંદ[1]—એ ત્રણે ગુણનું ચિંતન કરવાને 'ૐ સચ્ચિદાનંદ'—મંત્રનો જપ સવારે ને સાંજે અડધો-એક કલાક કરવાનો મેં નિશ્ચય કર્યો. 'જે જેનું ચિંતન કરે તે તેમય થઈ જાય,'[2]—એ જૂનું સૂત્ર મારા મનમાં વસી ગયેલું જ હતું તેથી મેં માન્યું કે શરીર અને હૃદય પર અંકુશ મેળવીને જો હું પરમાત્મ સ્વરૂપનું ધ્યાન કરીશ તો સહેલાઈથી તેની સિદ્ધિ પ્રાપ્ત કરીશ.

આ વ્રતનિયમના કંઈક કંઈક પરિણામ તરત આવતાં ગયાં. હું વધારે અંતર્મુખ બનીને સૂક્ષ્મ વિચાર ભાવના કલ્પનાના જગતમાં ઊંડો ઊતરતો ગયો. શરીર હળવું થતું ગયું, તેમ આત્મચિંતનમાં વધારે હોંસથી

---

૧. આ ત્રણે ગુણનું બુદ્ધિપૂર્વક ચિંતન કરવામાં હું માનતો. (૧) સત્ એટલે માત્ર હસ્તી નહિ પણ સ્ફૂર્તિમંત ચૈતન્યમય આધ્યાત્મિક જીવન. (૨) ચિત્ એટલે ઉત્કૃષ્ટ બુદ્ધિ અને આત્મજ્ઞાન; (૩) આનંદ એટલે સમગ્ર અંતર્જીવનને સભર ભરી દેતો આત્માનંદ.

૨. જુઓ આત્મકથા, ભા ૧, પાન ૧૦૫.

મગ્ન થતો ગયો. ધ્યાનની સાથે અનેક પુસ્તકોનું વાચન તો સવારથી મોડી રાત સુધી ચાલુ જ હતું. મગજમાં ઊભરાતા વિચારો અને :વિચારમાળા હું નોંધ્યા કરતો. પણ હૃદયમાં ઊભરાતી લાગણીઓ સામે યુદ્ધ તો ચાલુ જ રહ્યું. પુસ્તક લખવાનો નિશ્ચય ક્યારનો કરેલો અને તેને માટે અનેક વિષયો મગજમાં ઘૂમરાતા. છતાં લેખનની કંઈ યોજના જ નક્કી કરી શક્યો નહિ—લખવાની કંઈ ગડ બેઠી નહિ તેથી મનમાં ખૂબ ધૂંધવાતો રહ્યો.

આવી માનસિક પરિસ્થિતિમાં મેં ગાંધીજી સાથે ટહેલવાનું અને ચર્ચા કરવાનું બંધ કર્યું. આખો દિવસ પાછળને ઓટલે બેસીને હું વાંચતો અને રાતે ત્યાં જ સૂતો. તેથી તેમની સાથેનો સંબંધ સવાર-સાંજના પ્રણામવિધિમાં જ મર્યાદિત થયો. આમ કરતાં મેં ગાંધીજીને અત્યંત નમ્રતાપૂર્વક કહ્યું: 'હાલ મારા ગૂંચવાયેલા વિચારો સાફ અને વ્યવસ્થિત કરવામાં રોકાયેલો છું તેથી માફી ચાહું છું; થોડા જ વખતમાં તમારો સત્સંગ કરવાનો વધારે અધિકાર મેળવીને રોજિંદી ચર્ચાઓ કરવા આવી જઈશ.' તેમણે પ્રસન્ન વદને આશિષ આપી અને મારી પ્રવૃત્તિ માટે શુભેચ્છા દર્શાવી. આમ જેલના એકાંતમાં વળી વધારે એકાંત સાધીને હું મારું આર્તયુદ્ધ ખેલવામાં પ્રવૃત્ત થયો.

મુલ્શીપેઠાની લડત પછી બેએક માસ શાંતિમાં ગયા. સપ્ટેમ્બરમાં વળી અમારા સાથી મંઝરઅલીની ખાતર ગાંધીજીને નવું તપ આદરવાની ફરજ પડી. ગમ્મતી અને મોજિલા સ્વભાવના મંઝરઅલી ગાંધીજીને રોજ ઉર્દૂ શીખવતા. બરાબર એક વાગે આરામ પૂરો કરીને તે મંઝરઅલીને બૂમ પાડતા એટલે ઊંઘમાંથી સફાળા જાગીને તે ઉર્દૂ વાંચવા પહોંચી જતા. દોઢેક માસ પછી તે છૂટવાના હતા અને ગાંધીજીનો ઉર્દૂનો અભ્યાસ અટકવાનો હતો, તેનો તેમના દિલમાં રંજ હતો. આવા સંયોગોમાં નવી લડત ભભૂકી ઊઠી.

ખોરાક અને દવાના ઘણા પ્રયોગો કરવા છતાં મંઝરઅલીના હાથ પરથી ખસ ખસતી નહોતી. ગાંધીજીએ સૂચવેલા મીઠાના ત્યાગથી યે કંઈ ફાયદો ન થયો. છેવટે તેમણે સૂચવ્યું કે બાકી રહેલા વખતમાં તેમણે માખણ તેમજ દાળશાકનો ત્યાગ કરવો અને તેની અવેજીમાં એને બદલે ચાર રતલ દૂધ અને લીલાં ફળ લેવાં. મંઝરઅલીએ આ સૂચના કબૂલ કરી એટલે ગાંધીજીએ આ ફેરફાર મેજર જોન્સ આગળ મંજૂરી માટે રજૂ કર્યો.

આ નવી દરખાસ્તથી મેજર પહેલાં વિચારમાં પડી ગયા. પછી તેમણે કહ્યું : હું એને બદલે બાર રતલ દૂધ આપું; પણ ફળ તો તેમણે પોતાના પૈસામાંથી મંગાવવાં જોઈશે. ગાંધીજીએ પોતાને તેમ મંઝર-અલીને માટે બધી વસ્તુ સરકારી ખરચે જ મંગાવી આપવા આગ્રહ કર્યો. મેજરે આ વાત ન માની ત્યારે ગાંધીજીએ દાક્તરી દૃષ્ટિથી પણ દૂધના પ્રતિકાર તરીકે ફળની જરૂર સમજાવી. મેજરે જવાબ આપ્યો : ‘ઠંડું દૂધ લેવામાં આવે તો આવા પ્રતિકારની જરૂર રહે નહિ.’

ગાંધીજીએ તરત આ વાત પકડી લીધી : ‘ત્યારે તો હું પણ ઠંડું દૂધ લઉં તો મારે પણ ફળની જરૂર નહિ ને?’

મેજરે ઉતાવળમાં કહ્યું : ‘નહિ જ.’

‘વળી એકલા દૂધનો અખતરો કોઈ દિવસ કર્યો નથી તે પણ કરવાની મને તક મળશે.’ ગાંધીજીએ ઉમેર્યું.

આથી મેજર ખૂબ ખીજવાયા. ગાંધીજીની તબિયત માટે મેં ફળની જરૂર સૂચવી. તરત જ મેજરે કરડાકીમાં આંખો ચગાવીને મને કહ્યું : ‘હું શું કરું ? હું મંઝરઅલીને ફળ નથી આપી શકતો તેથી મિ૦ ગાંધી પણ છોડે છે. તેમને ઠીક લાગે તે કરે !’

બીજા જ દિવસથી ગાંધીજી સંતરાં-મોસંબી છોડીને ચાર રતલ ઠંડા દૂધ પર જ રહેવા લાગ્યા. આથી તેમને નુકસાન થવાની અમારી આગાહી ખરી પડી. તેમને ચાર રતલ દૂધ પચાવવું ભારે થઈ પડ્યું

તેથી તે કમી કર્યું. પણ નબળાઈ તો વધની જ રહી. એક અઠવાડિયામાં તેમનું વજન ૧૦૪ પરથી ૧૦૧ પર ઊતરી ગયું.

હવે મેજર જોન્સ ચોંકી ગયા. ગાંધીજીએ આ અખતરો ચાલુ રાખવાની ખુશી બતાવી. પણ મેજરે નમી જઈને કહ્યું : 'મહેરબાની કરીને આ અખતરો બંધ કરો. હવે આ વિષે જરાયે જવાબદારી લેવા હું તૈયાર નથી. મંઝરઅલીને જે ફળ જોઈતાં હોય તે ભલે લે.'

બીજા જ દિવસથી બંનેએ ફળ લેવાનું શરૂ કર્યું અને થોડા દિવસમાં ગાંધીજીનું શરીર ઠેકાણે આવ્યું.

ઑક્ટોબરની આખરે મંઝરઅલી ગયા અને થોડા દિવસમાં તેમની ઓરડીમાં ભાઈ અબ્દુલ ગની આવ્યા. દરમ્યાન જેલના ઉપરી તરીકે મેજર જોન્સને બદલે કર્નલ મરે આવ્યા. આંદામાનની જેલમાં બંગાળના વાઘ જેવા બહાદુર રાજબંધીઓને વશ કરીને તેમણે નામના મેળવી હતી—અર્થાત્ કેદીઓ પર દમન ચલાવવામાં તે છેક જિદ્દી અને નિર્દય હતા.[1]

અબ્દુલ ગની અમારે ત્યાં આવ્યા ત્યારે ગોરા કેદીઓનો ખોરાક તેમને મળતો, તે થોડા દિવસ ચાલુ રહ્યો—જોકે માંસાહાર તેમણે તરત જ છોડી દીધો. પછી અગાઉની માફક તેમને માટે જરૂરી આહારનું પત્રક ઘડીને ગાંધીજીએ નવા ઉપરી આગળ રજૂ કર્યું. તરત તેમણે તે નામંજૂર કરતાં કહ્યું : 'ખાસ વર્ગના નિયમ પ્રમાણે કેદીઓના ખોરાક પર સરકારને એક પાઈ પણ વધારે ખર્ચવાની નથી. વધારે જોઈએ તે તમારા પૈસામાંથી મંગાવી શકશો.'

---

૧. યરોડાના કેદીઓ તેમને બકરીસા'બ કહેતા. તે બકરીની માફક હળવે પગે ચૂપચાપ જેલમાં ફરતા અને કેદીઓની છૂપી વાતો ઉસ્તાદીથી જાણી લેતા.

અગાઉની પ્રણાલિકા પ્રમાણે પોતાના જ ધોરણુસર ભાઈ ગનીના આહારનું પત્રક મંજૂર કરવાની વિનંતિ કરીને ગાંધીજીએ કહ્યું : 'જો ભાઈ ગનીને જુદા ધોરણુસર ખોરાક આપો તો અમારી વચ્ચે પંક્તિ-ભેદ થાય તે અમારાથી સહન ન થાય.'

કર્નલ મરેનો જવાબ રોકડો હતો : 'તમે તો માંદા અશક્ત માણસ છો. તમારે હાલના કરતાં પણ વધારે ખોરાકની જરૂર છે. પણ બીજા માટે તો નિયમથી કંઈ જ વધારે આપવાની મને સત્તા નથી.'

આથી ગાંધીજીના દિલને ભારે આઘાત પહોંચ્યો. હવે ભાઈ ગનીને માગેલો ખોરાક ન મળે તો ગાંધીજીએ કેવળ દૂધ પર જ રહેવાનો અખતરો પૂરો કરવાનો અને તે છેવટે નિષ્ફળ નીવડે ત્યારે જ ફરીથી ફળ લેવાનો નિશ્ચય કર્યો. છતાં પ્રાંતના જેલખાતાના વડા સાથે વાતચીત થતાં સુધી આ અખતરો મુલતવી રાખવાની કર્નલની સલાહ તેમણે સ્વીકારી. સાત દિવસ સુધી તે અમલદાર ન જ આવ્યા ત્યારે સરકારને કાગળ લખીને ગાંધીજીએ કેવળ દૂધ પર જ રહેવાનું શરૂ કર્યું.

ધાર્યા મુજબ પહેલે જ અઠવાડિયે ગાંધીજી ૧૦૪ રતલ પરથી ૧૦૨ પર ઊતર્યા. પછી તેમને પપૈયા ને બીજાં ફળ લેવાનો આગ્રહ કર્નલ રોજ કર્યા જ કરે. પણ ગાંધીજી ભાઈ ગની તરફ નજર કરીને તેમની મુસીબત વર્ણવે ત્યારે કર્નલ કાને હાથ દઈને રસ્તે પડે.

આમ દર અઠવાડિયે ગાંધીજીનું વજન ઘટતું ગયું. ચાર અઠવાડિયામાં તે ૯૭ સુધી ઊતરી ગયું. ફરી કર્નલે અને અમે બંનેએ તેમને ફળ લેવાનો ખૂબ આગ્રહ કર્યો. સર્વની વિનંતીને માન આપીને તેમણે ચારને બદલે ત્રણ રતલ દૂધ અને સાંજસવાર થોડી પાઉં-રોટી લેવાનું શરૂ કર્યું. તેથી પાંચમે અઠવાડિયે બેએક રતલ વજન વધ્યું ખરું. પણ એ બધું ફોકટ! વળી રોટી ન ફાવી એટલે ગાંધીજીએ તે બંધ કરી. છઠ્ઠે અઠવાડિયે વજનનો આંક ૯૬ પર પહોંચ્યો.

અમારે મન તો હવે અવધિ આવી. રોજ અમે ગાંધીજી સાથે

ખોરાક વિષે ચર્ચા કરતા. એક દિવસ સવારે હું દીનભાવે તેમના ખાટલા આગળ ઊભો હતો ત્યારે તેમણે કહ્યું: 'હવે મને લાગે છે કે મારો અખતરો પૂરો જ થયો. આજે સવારે લોટો ઉપાડતાં પણ મારો હાથ ધ્રૂજી ઊઠ્યો. એટલે હવે તો ફળ લેવાનો વિચાર કર્યો છે.' એ સાંભળીને અમે બધા ખુશી થયા.

તે જ દિવસે કસ્તૂરબા[1] ને બીજા સંબંધીઓ ગાંધીજીને મળવા આવવાનાં હતાં. ફળના ત્યાગની ખબર પડતાં સર્વેએ તે ફરીથી લેવાની વિનંતી કરી. ગાંધીજીએ તે માન્ય રાખતાં કહ્યું: 'દાદર પણ ચડતાં મારા પગ એવા ધ્રૂજી ગયા કે હવે તો મારે બીજો રસ્તો જ નથી રહ્યો.'

બીજા દિવસથી ગાંધીજીએ ફળ લેવાનું કબૂલ કર્યું ત્યારે કર્નલ ઘણા ખુશી થયા. માત્ર ભાઈ ગનીની બાબતમાં તે જરાયે ચસ્યા નહિ. વધુમાં કર્નલે રોજ અડધો શેર રોટી અને અધોળ મધ લેવાની સલાહ આપી તે પણ ગાંધીજીએ કબૂલ રાખી. તેમણે જેવા કડક ઉપવાસ કર્યાં તેવાં જ ઉદાર પારણાં કર્યાં.

૧૯૨૩ની કોંગ્રેસ સપ્તાહ નજીક આવી તે વખતે ગાંધીજીએ કેટલાંક મીઠાં સ્મરણો તાજાં કર્યાં: ૧૯૦૬માં આફ્રિકાનિવાસી હિન્દીઓ તરફથી એક પ્રતિનિધિ મંડળ લઈને પ્રમુખ દાદાભાઈ નવરોજીના ચરણે હું બેઠેલો તે પહેલાં દશ વરસ પર કલકત્તે તે જ કામે ગયેલો ત્યારે રાષ્ટ્રીય કહેવાતા બંગાળીના તંત્રીએ મને કેટલોય વખત બહાર બેસાડી રાખીને પછી કહેલું: 'અમારે કંઈ કામધંધો નહિ હોય? ફુરસદ નથી!' ત્યારે તે જ શહેરના અંગ્રેજ તંત્રી સોન્ડર્સ ઘણી જ ખુશીથી

૧. મુલાકાત દરમ્યાન ગાંધીજીના પ્રયોગની વાત થતાં, કર્નલે કસ્તૂરબાને કહ્યું: 'મિ. ગાંધી આ બધું કરે છે તેમાં મારો કશો વાંક નથી.' કસ્તૂરબાએ તરત જવાબ આપ્યો: 'I know my husband...always mischievions.'–'હું મારા પતિને ઓળખું છું; તે હમેશાં તોફાન કરે છે'

મને મળેલા અને મારી ખાસ મુલાકાત છાપીને પ્રૂફની ૨૫ નકલ મને આપેલી. સન ૧૯૧૫માં હું દેશમાં પાછો આવ્યો ત્યારે કૉંગ્રેસના અગ્રણી ફિરોજશાહ મહેતાને ચરણે હું બેઠેલો. મને તેમણે સંગીન મદદ આપેલી.” આ બધી વાતમાં આગેવાનો તરફ ગાંધીજીના શિસ્તબદ્ધ માનની ભાવના તરી આવી.

થોડા દિવસ પછી બીજી જેલોની વાત નીકળી ત્યારે ગાંધીજીએ કહ્યું : ‘આને હું જેલ જ કહેતો નથી. ઇંગ્લૅંડમાં જેલની કોટડી તિજોરી જેવી હોય છે. ખાવાનું એક કાણામાંથી જ આપે. ત્યાં કદાચ ટાઢનું બહાનું હોઈ શકે. પણ દક્ષિણ આફ્રિકામાં બ્લુમફોન્ટીનની જેલમાં પણ એવું જ હતું.

‘અહીંયાં આવી સરસ ઓરડીઓ, ખુલ્લામાં પક્ષીઓનો કલરવ, બાગ, ચાર નોકર ને તે ઉપરાંત વાળનારા, લાવમૂક કરનારા જુદા. ઊજળું બાસ્તા જેવું મીઠું, મધ, નારંગી, સંતરાં, કંઈ જરા ખરાબ હોય તો પાછું જાય. છાપાં વગેરે ન મળે તેથી માનસિક દુઃખ કરીએ તે જુદી વાત. પણ ખરું જોતાં છાપાં મળે તો મનમાં વિક્ષેપ થાય. જોકે હોય તો જરૂર વાંચી જાઉં.’

શીખ ગુરુ ગોવિંદસિંગનો જન્મદિવસ આવ્યો. આગલી સાલ ગયાની કોંગ્રેસમાં અકાલી ભાઈઓએ ખૂબ ધામધૂમથી તે ઊજવેલો અને સર્વેને કડા પ્રસાદ આપેલો.

તે પરથી સાંજે મંદિર–મઠની વાત નીકળી. ગાંધીજીએ વળી કંઈ નવા જ્ઞાનની પ્રસાદી પીરસી : ‘સ્વિટ્ઝરલૅન્ડમાં એક ભવ્ય મઠ છે. આખો દેશ ગુજરાત કરતાં નાનો છે. અડધાથી પણ નાનો હશે. ત્યાં સ્ત્રીઓ અને પુરુષોના વિવિધ પંથના અનેક મઠ છે. તેમાં આ મોટામાં મોટો છે. એક મોટા ગામ જેવો તેનો વિસ્તાર છે. તેમાં ખેતી અને

બાગકામ, અનેક હુન્નર-ઉદ્યોગ બધું ચાલે છે. તેની પાસે મોટી પૂંજી છે. મોટું દેવળ પણ છે. કોઈ સાધુ જીવનપર્યંત મઠની બહાર નીકળી ન શકે. માત્ર લડાઈ દરમ્યાન કેટલાક ધર્મગુરુઓને સરહદ પર મોકલ્યા હતા. સગી બહેન કે મા સિવાય કોઈ સ્ત્રીને મળાય નહિ. બાકી પુરુષ–મિત્રોને સગાંઓ અંદર મળી શકે. ત્યાં ધર્મગુરુઓને શિક્ષણ આપવાની કૉલેજ છે. ભવ્ય પુસ્તકાલય પણ છે. આખી દુનિયામાંથી હજારો લોકો તેની જાત્રાએ આવે છે આ જડવાદના યુગમાં યુરોપમાં આવા મઠ ચાલે છે, એ કેટલું આશ્ચર્યજનક ? રોમન કૅથોલિક પંથનો દરેક માણસ પોતાની આવકના ૯–૧૦ ટકા મઠમાં આપે જ. ત્યારે આપણા દેશમાં કોઈક થિયોસૉફીના અનુયાયીઓ કે શ્રદ્ધાળુ શીખો જ આવો ફાળો પોતાના મંડળ કે ગુરુદ્વારામાં આપે છે.'

સન ૧૯૨૪ના આરંભમાં અનસૂયાબેન મને જેલમાં મળ્યાં ત્યારે ગાંધીજી માટે ફળના બે કંડિયા લઈ આવ્યાં. મારે માટે ઢોકળાંનું ભાથું તૈયાર કરી લાવેલાં, તે છાપામાં વીંટાળીને આપી ગયાં. તે આપતી વખતે અનહદ વાત્સલ્યભાવથી તેમણે કહ્યું : ‘ તમને કોઈને રાંધતા આવડે નહિ. હું સાથે હોઉં તો તમને કેવું કેવું રાંધી આપું ?' એમ કહેતાં ને ગાંધીજીની ચાલુ માંદગીની ખબર સાંભળતાં તે એટલાં ગળગળાં થઈ ગયાં કે અમારી બંનેની આંખમાં આંસુ આવવાનાં જ બાકી રહ્યાં !

જેલમાં જઈને મેં પહેલી તો ઢોકળાંની મિજબાની ઉડાવી. તેની ઉપર લપેટેલાં છાપાં તેલથી તરબોળ થયેલાં હતાં તેને મેં નીચે ફેંકી દીધાં. પછી તેના કંઈક મોટાં મથાળાં પર નજર પડતાં તે ‘બૉમ્બે ક્રૉનિકલ'ના તાજા અંક લાગ્યા અને તેમાં કંઈક લડત વિષે વલ્લભભાઈનું નિવેદન જોયું. તરત એ કાગળો સાચવીને મેં તડકે સૂકવ્યા. પછી તે લઈને હું નિરાંતે વાંચવા બેઠો. તે ઉપરથી પહેલી જ વાર માલૂમ પડ્યું કે બોરસદમાં ભારે લૂંટફાટ ચાલતાં સરકારે આખા તાલુકાના લોકો પર હૈડિયા વેરો નાખેલો અને તેની સામે વલ્લભભાઈએ શાનદાર લડત ચલાવેલી. તેની પૂર્ણાહુતિને પ્રસંગે તેમણે જે નિવેદન કરેલું

તે લંબાણથી તે છાપામાં આવેલું. તરત જ તે તેલીયાં છાપાં લઈને હું ગાંધીજી પાસે દોડી પહોંચ્યો અને અનસૂયાબેનની કરામત પણ સમજાવી. એ છાપાનો સારભાગ મેં ગાંધીજી આગળ વાંચ્યો ત્યારે તે બહુ જ પ્રસન્ન થયા.

પછી હડિયા વેરાની લડત ઉપરથી ગામડાંની લૂંટફાટ વિષે વાતો ચાલી. અગાઉ ચરોડામાં આવતાં જ ધંધુકામાં ઝાલા રજપૂતોએ રચેલા ઘોડેસવાર સ્વયંસેવક દળની વાત મેં ઉત્સાહથી ગાંધીજીને કરેલી અને ગામેગામ ઘોડેસવારીની તાલીમ આપવાની દરખાસ્ત પેશ કરેલી ત્યારે તેમાં ગાંધીજીને હિંસાની ગંધ આવેલી.

હવે બોરસદના બનાવોએ ગામડાંના રક્ષણનો સવાલ તાકીદનો બનાવી મૂક્યો, ત્યારે ગાંધીજીએ કહ્યું : ‘ સાધારણ રીતે આપણે રક્ષણનું કામ ન લઈએ તો તે આપણો દોષ ન કહેવાય. આપણી અશક્તિ તો ખરી જ. આપણી મર્દાનગીનું ધોરણ એટલું નીચું છે, એ તો આપણી પ્રજાની અશિક્તના ભાગરૂપ જ ગણાય.

‘ પણ જો કોઈ તાલુકામાં રાજકીય ચળવળ ચલાવવા જઈએ અને રક્ષણનો સવાલ હાથમાં ન લઈએ તો એ કામ અધૂરું જ કહેવાય; ખરા સત્યાગ્રહીને બંને કામ લીધા વિના ન જ ચાલે. નહિ તો લોકો રાજકીય ચળવળ કરે અને સરકારનું રક્ષણ પણ લે— નગારું વગાડે અને ચામડી પણ સંભાળે, તો એ સાચો સત્યાગ્રહ ન કહેવાય: જો બંને કામ સાથે ન થઈ શકે તો તાલુકામાં પગ જ ન મૂકવો.

‘સરકારની જમે બાજુ ઉપર ખાસ લક્ષ રાખવું. સરકારની દૃષ્ટિ ધીરજથી બરાબર સમજી લેવી. આપણી ઉધાર બાજુ પણ તપાસવી.

‘ આવા કામને માટે ગામડાંની ચોકી કરવી. પણ તે મારવાને નહિ પણ મરવા સારુ.’

બીજે વખતે સરકારથી નિરપેક્ષ રીતે પોતાના અને ગામડાંના રક્ષણ માટે પ્રજાને વધારે નિર્ભય અને સ્વાશ્રયી બનાવવા વિષે અને

તે સારુ અખાડાની અને રમતગમતની તાલીમ આપવા વિષે મેં ગાંધીજીને પૂછ્યું. તેમણે કહ્યું :

'શરીર નીરોગી અને સહનશીલ થાય તે માટે યોગ્ય તાલીમ તો આપવી જ જોઈએ. તેથી નિશાળોને અંગે શરીરની કેળવણી અપાય તે ઇષ્ટ છે—ઉપયોગી પણ ગણું. પણ જો તેને ખાસ મહત્ત્વ અપાય તો શિકારના, તેમ સાપ, વીંછી વગેરેને મારવાના અને એવા બીજા શોખ પણ થાય તે અનિષ્ટ જ ગણાય.

'બહારવટિયાથી અને કાબૂલીઓથી ગામડાંનું રક્ષણ કરવાની જરૂર હોય તો તાત્કાલિક યોગ્ય બંદોબસ્ત કરીને ખાસ તાલીમ આપી શકાય. પણ હંમેશ ધ્યાનમાં રાખવું કે ખરી હિંમત તો હૃદયની કેળવણીથી જ આવે. તે પહેલી અપાય અને શરીરબળ પછી આવે તો જ કામ સધાય, નહિ તો અનર્થ થાય. બાકી બારૈયા, કાબૂલી વગેરેની પાસે પહોંચીને તેને સમજાવવા પ્રયાસ કરીએ.

'દરેક ગામડાંને તાત્કાલિક ઉપાય સૂચવ્યા પછી કાયમની પાળ બાંધવાને અખાડા વગેરેની યોજના કરી કાયમને માટે નિર્ભય થવાની સલાહ તમે આપો તે બરાબર ગણું. પણ આવું જે કરવું પડે તે અપવાદ સમજીને આપણી અશક્તિ પિછાનીને જ આપણે કરીએ. આમ એ પ્રવૃત્તિ હેતુ અને ભાવના મુજબ શુદ્ધ અથવા અશુદ્ધ ગણાય અને તેની અસર પ્રવૃત્તિના પ્રવાહ પર પડે. મારાથી જુદા માણસો આવા કામમાં જોડાય અને તેમની ભાવના જુદી હોય તો પ્રવાહમાં ખેંચાઈ જવાય. તેથી આ પ્રવૃત્તિ કરતાં ક્ષણે ક્ષણે અહિંસાની અને સ્વરક્ષણની પાનાશીશીથી માપતા રહેવું.'

મારા એક સાથીની ગામડાંમાં કામ કરવા જવાની વાત જાણવામાં આવી. તે પરથી ગામડાંમાં પડેલા સમગ્ર સેવાકાર્ય વિષે ગાંધીજી સાથે

વાત થઈ. તેમણે કહ્યું: 'બીજો બાધ ન હોય તો ગામડામાં જઈને બેસી જવું, એ સારામાં સારું કામ છે.'

મેં મુશ્કેલીઓ રજૂ કરી. ગામડાંનું જુનવાણી સામાજિક વાતાવરણ પ્રતિકૂળ છે. વળી સાચા ધાર્મિક કાર્યકરને ગામડાનાં ધર્મસ્થાનોમાં સુધારા કરવાની જરૂર લાગે, ને તેમ કરે તો કદાચ વિરોધ થાય. દાહોદ તરફના ભીલ પ્રદેશમાં ગુરુ ગોવિંદે જે ધાર્મિક જાગૃતિ ખીલવેલી તેનો દાખલો મેં આપ્યો.

આ મુસીબતો કબૂલ કરીને ગાંધીજીએ કહ્યું: અત્યાર સુધીમાં મારાં લખાણોમાં તે માટે દિશા નથી બતાવી. પણ જે ત્યાં બેસે તેણે ધાર્મિક અને સામાજિક વિચારો ખીલવી લોકોને આપવા જોઈએ.

મેં મારો અનુભવ રજૂ કર્યો. ચરોતરનાં ગામડાંમાં હોઉં તો લગ્નના સુધારાની વાત કરવાની જરૂર પડે. પણ તે ઘણાખરાની શક્તિની બહારનું કામ છે. માણસ કોઈ પણ કામમાં પડે તે પહેલાં લોકોની બુદ્ધિ અને ભાવનાને ખીલવવાં જોઈએ અને તે માટે યોગ્ય સાહિત્ય પ્રકટ કરવું જોઈએ.

ગાંધીજીએ સામાન્ય રીતે આ વિચારો પસંદ કર્યા અને સાહિત્યની પ્રવૃત્તિ માટે નીચેની સૂચના આપી:

(૧) બાળશિક્ષણ માટે નાનાં છાપાં, પુસ્તકો વગેરે નીકળે છે તેના પ્રકાશકોને જાહેર કે ખાનગી પત્રો દ્વારા સૂચના આપવી.

(૨) રંગભૂમિમાં જે ખરાબ સાહિત્ય રજૂ થતું હોય તેને બેધડક રીતે છોલવું.

(૩) એક સરસ ભાષાકોશ તૈયાર કરવો.

(૪) પરભાષાનાં કેટલાંક ઉત્તમ પુસ્તકોનું શબ્દેશબ્દનું ભાષાંતર આપવું.

(૫) કેટલાક અંગ્રેજી શબ્દોનું ભાષાંતર કરતા હોઈએ ત્યારે ગુજરાતીની આગળ અંગ્રેજી શબ્દો આપવા.

(૬) વિજ્ઞાનના શબ્દોના યોગ્ય ગુજરાતી શબ્દો યોજવા માટે વિદ્વાનોની ખાસ કમિટી નીમવી.

(૭) મહાભારત, ઉપનિષદ, પુરાણોમાં ભારે જવાહિર છે. તેનો સંક્ષિપ્ત સાર પ્રકટ કરવો.

(૯) અમૃતલાલ સુંદરજી પઢિયારનાં અપ્રકટ પુસ્તકો પ્રકટ કરવાં.

શીખ ગુરુઓ, તુકારામ, રામદાસ, નામદેવ, કબીર વગેરેનાં લખાણ ગુજરાતીમાં આપવાનું અને જ્ઞાનકોશ તૈયાર કરવાનું મેં કહ્યું તે સામાન્ય રીતે ગાંધીજીએ પસંદ કર્યું.

ફરી વાર ફળ ચાલુ કરવાથી ગાંધીજીની તબિયત ઠેકાણે આવી નહિ પૂરા દશબાર દિવસ નહિ થયા હોય એટલામાં ભયંકર વ્યાધિએ તેમને ઘેરી લીધા. જાનેવારીની (૧૯૨૪) પાંચમી તારીખે સવારે વૉર્ડરને પાણી ગરમ કરતો જોઈને હું નવાઈ પામ્યો. ત્યાંથી ગાંધીજીના મંદવાડની વાત જાણીને હું તેમની પાસે ગયો, ત્યારે તેમણે શાંતિથી સૂઈ રહેલા જોયા. ખબર પૂછતાં તેમણે કહ્યું : ‘ હું સખત ધવાયો છું. આખી રાત ઘણી જ સખત આંકડી આવી છે, ને જરાયે ઊંઘ નથી આવી.’

ત્યારથી જ તેમનાં અન્નજળ જેલમાંથી ઊઠી ગયાં. ચોથે દિવસે અનસૂયાબેન મને મળ્યાં. તેમને બને તેટલાં નિશ્ચિંત કર્યાં. પણ ગાંધીજીના એક પડખામાં દર્દ વધતું જ ગયું.

૧૨મીએ સવારે ગાંધીજીએ મને કહ્યું : ‘ મને લાગે છે કે આજે મને ઇસ્પિતાલમાં લઈ જ જવો પડશે; દર્દ વધતું માલૂમ પડે છે.’ તરત જ મેં દા૦ મહેતાના કાનમાં ફૂંક મારી. તેમણે કર્નલને કહ્યું. તે તરત જોવા આવ્યા. તેમને પણ ગાંધીજીની સ્થિતિ ગંભીર લાગી. તેમણે પૂનાની સાસુન ઇસ્પિતાલમાં ખબર આપી. ગાંધીજીએ મને બોલાવીને તેમની ચોપડીઓ, કપડાં વગેરે વિષે સૂચનાઓ લખાવી.

જોતજોતામાં ઈસ્પિતાલના દાક્તર કર્નલ મેડક આવી પહોંચ્યા. ગાંધીજીને તપાસીને તરત જ તેમને લઈ જવાને પોતાની મોટર યાર્ડના દરવાજા આગળ લાવવા તે દોડયા. અમે ગાંધીજીનાં કપડાં ને ચોપડીઓની ઝોળી તૈયાર કરી. થોડીવારમાં દરવાજે મોટરનું ભૂંગળુ વાગ્યું. ગાંધીજીને તેમના ખાટલામાં જ ઉપાડીને બધા યાર્ડને દરવાજે લઈ ગયા. તરત જ તે મોટરમાં ખાસ તકિયા પર ગોઠવાઈ ગયા.

ગાંધીજી તો અમારા યાર્ડના શિરોમણિ. તેમની વિદાયની ખબર પવનવેગે ચોપાસ ફરી વળી. ગોરા કેદીઓ તેમના વિભાગને છેડે આવીને ઊભા. ઝ ડુવાળા ને ફૂંડાવાળા, બરદાસીઓ અને વોડરો સૌ છેક દરવાજા પર ધસી આવ્યા. અગમ્ય ભાવથી સૌ રોવા જેવા થઈ ગયા. સૌએ નમી નમોને ગાંધીજીને પ્રણામ કર્યા. આખા યાર્ડમાં સૂનકાર વ્યાપી ગયો.

થોડા જ દિવસમાં ગાંધીજી પર કરેલા એપેન્ડિસાઈટિસના ઓપરેશનના અને તેમની તબિયતના સુધારાના સમાચાર મળ્યા ત્યારે અમે નિશ્ચિંત થયા. એક મહિનામાં તે છૂટી ગયા ત્યારે હું મારા છુટકારાના દિવસ ગણુતો હતો.

દશેક માસના ગાળામાં ગાંધીજીની જ્ઞાનગંગા યરોડાના અમારા વાસમાં વહી રહી. તેમાંથી થોડાં બિન્દુ મેં અત્રે રજૂ કર્યાં છે. તેમની વિચારધારાને પૂરો ન્યાય તો કોઈ મહાદેવભાઈ જ આપી શકે.

# ૯. કુમારનાં સ્ત્રીરત્નો

સન ૧૯૨૩નું વરસ પૂરું થતા પહેલાં બળેવ ને દિવાળીના મોટા તહેવાર આવી ગયા અને મીઠાં સ્મરણો મૂકતા ગયા. બળેવને દિવસે શારદાબેને હંમેશ મુજબ રાખડી મોકલી તે મેં બહુ ભાવથી બાંધી. સાથે કાગળ લખીને તેમણે આગ્રહ કર્યો કે મારે કંઈ સરસ પુસ્તક લખીને જ યરોડાથી ઘેર આવવું. છતાં ત્યાં સુધીમાં કંઈ લખાતું નહોતું ને મુક્તિનો દિવસ નજીક આવતો હતો તેથી મારી મૂંઝવણ વધતી હતી.

દશેરાને દિવસે અમારા કેનેરી[1] વૉર્ડરોએ કમાલ કરી. તેમની અને સિંધી કેદીઓ વચ્ચે એક ભયંકર ઝઘડો જેલમાં થયેલો અને તે કોરટે પહોંચ્યો હતો. તે વખતે અમારા કેનેરી વૉર્ડર ગંગાપ્પા તરફ ગાંધીજીએ ઘણી દિલસોજી દાખવેલી. ભાવિક ગંગાપ્પા અને બીજા કેનેરી વૉર્ડરોએ દશેરાને દિવસે બાગનાં બધી જાતનાં ફૂલથી ગાંધીજીની ઓરડીનો ખૂણે-ખૂણો શણગારી મૂક્યો. બપોરે એક વાગે તે સર્વ એક પછી એક ગાંધીજીને પ્રણામ કરીને તેમના ચરણ આગળ 'સોનું'[2] ધરતા ગયા અને તેમની આશિષ લઈ વિદાય થતા ગયા. દશ-પંદર વૉર્ડરોની તાલીમ-બદ્ધ રુઆબદાર ચાલથી અને તેમણે અર્પેલાં ફૂલની ફોરમથી વિજયા-દશમાનો ઉત્સવ ઊજળો બન્યો.

---

૧. કર્ણાટકના કેદીઓ અને વૉર્ડરોને જેલમાં બધાં કાનડીને બદલે કેનેરી કહેતા.

૨. વિજયાદશમીને દિવસે જે શમીવૃક્ષનું પૂજન કરવામાં આવે છે તેના પાનને દક્ષિણમાં 'સોનું' કહેવામાં આવે છે.

દિવાળી અને નવા વરસના દિવસે પણ ગંગાપ્પાએ તેવા જ ભાવથી અમારી સર્વની ઓરડી શણગારી. તે વખતે હું મહાભારત વાંચતો હતો. દ્રોણવધનું હૃદયવેધક વર્ણન વાંચીને, સજળ નયને નૂતન વર્ષના પ્રભાતે મેં ગાંધીજીને પ્રણામ કર્યાં. તેમણે મુક્તકંઠે મહાભારતનાં વખાણ કર્યાં.

તે વખતે મારું મન તો આ ઔપચારિક તહેવારોથી વિરક્ત હતું. તપ કરીને ધ્યાનમાં સિદ્ધિ મેળવવાની મારી તમન્ના વધતી હતી. મેં જૂના વર્ષને વિદાય આપવાને અને નવાનો સત્કાર કરવાને નવાં વ્રત લીધાં. મારો આહાર વળી ઓછો કરીને જ મેં નવા વર્ષની મિજબાની માણી.

દેવપોઢી અગિયારશથી જે વ્રત મેં લીધાં હતાં તેથી મારા શરીર અને માનસ પર સાત્ત્વિક અસર થઈ હતી. વજન વીસ રતલ ઘટતાં શરીર ઘણું જ હળવું લાગતું. શારીરિક વાસનાઓ છેક જ ઘટી ગઈ હતી. છતાં હૃદયની ગરમી અને ગતિ નરમ પડવાને બદલે વધતી ગઈ. ચામડી ઘસાતાં જેમ નીચેનાં હાડકાંને બાહ્ય સ્પર્શથી વધારે ગલીપચી થાય છે, તેમ મારા હૃદય પર લોહીનું સ્થૂળ દબાણ ઘટતાં તે વધારે આળું અને કોમળ બન્યું અને અંતરના કે બાહ્ય ઝંઝાવાતથી જરા-જરામાં ઝણઝણી ઊઠતું. યોગની દૃષ્ટિથી તેની પ્રવૃત્તિ ધ્યાનમાં વિક્ષેપક બનતી. છતાં એક સાધક તરીકે કંઈક પ્રગતિ સાધીને વધારે ઉચ્ચતર ભાવથી હું સૂક્ષ્મ જગતમાં વિહરતો. પ્રાકૃત ભાષામાં કહું તો શારીરિક ભૂખનો અને સચ્ચિદાનંદની ધૂનનો મને નશો ચડતાં હું જમીનથી કંઈ અદ્ધર થઈને હવાઈ દુનિયામાં ઊડતો હોઉં એમ લાગતું.

આવી આધ્યાત્મિક પ્રગતિ મને બહુ જ માફક આવવાથી તે જ માર્ગે આગેકૂચ કરવાને મેં વધારે કડક વ્રત લેવાનો નિશ્ચય કર્યો. નવેમ્બરની પહેલી તારીખે મેં પ્રતિજ્ઞા લીધી :

(૧) માખણ, ચા અને ખાંડનો ત્યાગ કરવો. મને ચા પીવાનો

અને પાઉં સાથે માખણ ખાવાનો બહુ જ શોખ હતો. આ પ્રિય વસ્તુઓની વાસનામાંથી મુક્તિ મેળવવાને અને સમગ્ર જીવનપર આત્મશક્તિનું સામ્રાજ્ય સ્થાપવાને આ વ્રત લેવાની મને જરૂર લાગી.

(૨) દાળ અને કાંદાની બાધા દૂર કરીને દિવસમાં એક જ વખત જમવું–સાંજના ભોજનનો સદંતર ત્યાગ કરવો. જો આવી નબળી અવસ્થામાં ગાંધીજી રવિવારે એકાસણું કરી શકે તો તેમના કરતાં ઘણો જ વધારે પોષક ખોરાક એક ટંક લઈને હું કેમ ન નભી શકું ? અલબત્ત ગાંધીજી આગળ કંઈ દેખાડો કરવાનો કંઈ વિચાર જ ન હોય. મારી વિચારસરણી મુજબ શરીર અને હૃદય પર વધારે સંયમ કેળવવાને અને આત્મશક્તિનો સાક્ષાત્કાર કરવાને જ મેં નવું વ્રત લીધું.

આવી મનોદશામાં કાગળ લખવાની ને જવાબ મેળવવાની તેમ અમલદારો પાસેની નાની નાની છૂટછાટો લેવાની લાલસા કમી કરવાનું મેં ઠરાવ્યું. કોઈ ભારે ત્યાગ કરવાને બદલે બાહ્ય જગતથી વધારે સ્વતંત્ર બનવાનો જ મારો આશય હતો.

અગાઉની માફક નવા વ્રતની ખબર મેં વિનમ્ર ભાવે ગાંધીજીને આપી. તે હવે પહેલાં કરતાં વધારે નવાઈ પામ્યા, કંઈક ચિંતાતુર પણ થયા. પણ મેં તો મારી રોજનીશીમાં આ વ્રત લખીને પાકાં કરી નાખેલાં, તેથી હું મારા નિશ્ચિત માર્ગથી ડગ્યો નહિ.

હજી મને એક ન્યૂનતા સાલતી રહી. આમાં પૂરા ઉપવાસનો ક્યાંય અવકાશ નહોતો. આટલો સંયમ સાધ્યા પછી પૂરા નકોરડા ઉપવાસ કરવાની ઓર તાલાવેલી મને થવા લાગી. દેવઊઠી અગિયારશે મને તે માટે પૂરતી પ્રેરણા મળી ગઈ. તે પુણ્યદિને મેં સંપૂર્ણ ઉપવાસ કરી દરેક અગિયારશ ઊજવવાનું વ્રત મેં લીધું. રોજ એકાસણું કરવાથી અગિયારશ આવે ત્યારે પૂરા ૪૮ કલાકના ઉપવાસ થાય. એ વાત બરાબર વિચારીને જ મેં આ નિર્ણય કર્યો. ધાર્યા મુજબ જેલ છોડતા સુધી આ બધા વ્રતનું અવિશુદ્ધ પાલન કરીને હું કૃતાર્થ થયો.

અલબત્ત, આ કામ છેક સહેલું ન લાગ્યું. સવારે સાત વાગે પૂરું ભોજન લેવાને હું રોજ સવારે સાડાપાંચથી જાતે રાંધવાનું શરૂ કરતો. બપોરે કે સાંજે કંઈ જ—થોડું દૂધ પણ—આરોગવાનું નહિ. થોડું થોડું અનેક વાર ખાવાની ટેવ પડેલી હોવાથી શરૂમાં આ વ્રત જરા કઠિન લાગ્યું ધીમે ધીમે મન મનાવતો ગયો કે સવારે પાકું ભોજન લેવાથી સાંજ સુધી તો ભૂખ લાગે જ નહિ; રાતે પેટ ખાલી રહે અને મન સાત્ત્વિક રહે તેથી સારામાં સારું ચિંતન થાય. આમાં અગિયારશ ભળતાં જ્યારે મેં બે દિવસના પહેલા ઉપવાસ કર્યા ત્યારે પેટમાં અમળાટ થયો અને દિલ જરા કચવાયું. પછી એમ લાગ્યું કે ખરી મુસીબત એકાદશીની સવારે જ લાગે. પણ તેટલુંયે કષ્ટ જાણીબૂઝીને ન વેઠીએ તો પછી વ્રતનો અર્થ જ શો ? સાંજે તો શરીર એવું શાંત થઈ જાય ને ચિત્ત એટલું સ્વચ્છ થાય કે જેથી સરસ ધ્યાન થાય અને સાત્ત્વિક ઊંઘ આવે. થોડા વખતમાં આ વ્રતનો હું રસિયો બન્યો અને અગિયારશના બેવડા ઉપવાસની ઉજાણી માણતો.

આ પંથે પ્રગતિ કરતાં મને કંઈક નવી દૃષ્ટિ લાધવા માંડી. અરવિંદનું પુસ્તક વાંચતાં વિવિધ ચક્રોની બૌદ્ધિક પ્રતીતિ મને થઈ હતી. હવે ધ્યાન કરતાં મારી અંતર્દૃષ્ટિ નખથી શિખ સુધી શરીરની અંદર વિહરતી ગઈ, અંદર રહેલા સ્નાયુઓને અને લોહીના પ્રવાહને સ્પર્શતી ગઈ અને વિવિધ સૂક્ષ્મ ચક્રો પર સ્થિર થતી ગઈ. શરીરના અણુએ અણુમાં મને અદ્ભુત ચૈતન્યનું દર્શન થતું ગયું. આવી આત્મદૃષ્ટિ શરીરની ભીતરમાં અને વિવિધ ચક્રો પર ફરતાં તેમાં કંઈ અદ્ભુત શક્તિ પ્રસરતી ગઈ અને શાંતિ રેલાતી ગઈ. આ પ્રક્રિયા આગળ વધતાં અંગેઅંગમાંથી ચોપાસ ઝરતું આત્મચૈતન્ય સકળ બ્રહ્માંડમાં વિલસતા સચરાચર પરમાત્મતત્ત્વ સાથે ભળી જતું લાગતું.

આવી ઉન્નત મનોદશા થોડી ક્ષણ ટકે ને પછી ચંચળ ચિત્તવૃત્તિ વિક્ષેપ પાડે. બુદ્ધિને કોઈ વિષયનો વિચાર કરવા કે રોકવા હું પ્રેરી શકતો. પણ સ્થૂળ વાસનાનો સંયમ વધતાં મારું હૃદય વધારે સુંવાળું બનતું ગયું તેમ તેનાં તોફાન મને વધારે દમતાં. તેથી આહારના વ્રત ઉપરાંત બીજા આંતરિક ઉપાયો લેવાની મને જરૂર પડી.

આવા સંયોગોમાં માનસશાસ્ત્રમાં જે અનેક પ્રક્રિયાઓ સૂચવી છે તે બધી જ મેં અજમાવી જોઈ. જ્યારે કોઈ ખરજવું કે ખસ માણસને કનડયા જ કરે ત્યારે તેને મૂળમાંથી બાળી મૂકવાને તે કટીબદ્ધ થાય. તેમ મેં પણ હૃદયના ચક્રને જ નાબૂદ કરવાનો—જાણે તે એક માયાવી ભ્રમરૂપ છે અને તેની વાસ્તવિક હસ્તી જ ન હોય એમ માનવાનો મેં પ્રયાસ કર્યો. તે કેન્દ્રની અવગણના કરીને ઉપરી ચક્રથી સળંગ નાભિ-ચક્રનો સીધો સંપર્ક સાધવા હું પ્રવૃત્ત થયો. ખાલી સ્થૂળ હૃદયની આસ-પાસ વ્યાપેલા કંઈ પોલાણમાં કંઈ ભ્રમજનક પડઘા પડે છે અને માયાવી વંટોળીઓ જાગે છે એમ મનને મનાવીને મેં ધ્યાન કરવાનો સંકલ્પ કર્યો. પણ થોડી વાર આવું માન્યા પછી ઓચિંતી કોઈ ને કોઈ પ્રિય દેવ કે સાધુની, સખા કે સખીની છબી મનમાં ઊપસી આવે અને મારી બધી કારગતને નિષ્ફળ બનાવે. અનુભવે માલમ પડયું કે હૃદયચક્રને ભ્રમરૂપ માનવાનો પ્રયાસ જ ભ્રમજનક છે અને નક્કર મૂળગત સત્યનો ઇન્કાર કરવાથી કંઈ જ વળશે નહિ.

પછી બીજી માનસિક પ્રવૃત્તિથી હૃદયની અરાજક પ્રવૃત્તિને વશ કરવાનો મેં પ્રયાસ આદર્યો. બુદ્ધ અને રામકૃષ્ણ–વિવેકાનંદ જેવા મારા પ્રિય ગુરુઓની મૂર્તિ અને તેમનાં વિવિધ તત્ત્વજ્ઞાનથી બંડખોર હૃદયને વશ કરવા હું મથ્યો. મઠ અને મંદિરો, સાધુઓ અને સંન્યાસીઓના ભક્તિરસ ને ગેરુરંગથી હૃદયને રસવાની મેં કોશિશ કરી. મારી બુદ્ધિ અને કલ્પનાની, જ્ઞાન અને અભ્યાસની બધી સમૃદ્ધિ હૃદય પર સીંચીને

તેને આત્માભિમુખ કરવાને મેં જહેમત ઉઠાવી. આ બધું કામયાબ ન નીવડ્યું ત્યારે છેવટે મારા અહંભાવને ઉશ્કેરીને તેના સખત તાપથી તુમાખી અને તોફાની હૃદયને ડામવા ને ગાળવાને હું મરણિયો થયો. મારા આવા અનેકવિધ આક્રમણની સામે મારુ હૃદય વિજયવંત હાસ્ય વેરતું અડીખમ ઊભું રહ્યું અને તેની રંગબેરંગી જાદુઈ લીલા વિસ્તારીને મને હરાવતું જ ગયું.

હીરો હીરાને અને લોઢું લોઢાને જ કાપે એ ન્યાયે હૃદયના વિવિધ ભાવોની વચ્ચે તુમુલ યુદ્ધ જગાવીને મેં આત્મવિકાસ કરવા ધાર્યું. તામસિક ને રાજસિક તત્ત્વો પરથી સાત્ત્વિક સત્ત્વો પર ચિત્તને ચડાવવું એ સહેલ છે. પણ અનેક સંસ્કારી નર–નારીઓનો કે દેવ–દેવીઓનો સમૂહ સ્વેચ્છાપૂર્વક હૃદયમંદિરમાં તાંડવ નૃત્ય કર્યા જ કરે અને થોડી-ઘણી આસક્તિના બંધમાં મારા નમણા હૃદયને જેર કરે ત્યાં સુધી આત્મતત્ત્વનો સાક્ષાત્કાર શી રીતે થાય ?

પછી એમ થયું કે વ્યક્તિના મોહમાંથી છૂટવાને સમષ્ટિનો પ્રેમ કેળવવો જોઈએ. તેથી હૃદયનાં વિશાળ દ્વાર ખોલીને તેના શહેર કે ગામડાનાં દીન અને દુખિયારા સમાજને હૃદયાંગણમાં ભરી દેવા માંડ્યું. આ પ્રક્રિયા તો મેં વરસોથી સાધી હતી, દેશ અને સમાજ માટે મેં પ્રેમ કેળવ્યો હતો. પણ એવા પ્રેમભાવથી દેશમાં વિહરતાં જ અમુક સ્નેહીઓ તરફ વિશેષ ભાવ નહોતો પ્રકટ્યો ? વૌઠાના મેળામાં કે ગુમાન-દેવની જાત્રામાં અફાટ માનવસમુદાય પર નજર નાખતા કોઈ ઉન્મત્ત જુવાનિયા પોતપોતાની મનગમતી જોડી પસંદ નથી કરતા ? અનેક ગોપીઓ સાથે રાસલીલા ખેલતા યોગીરાજ કૃષ્ણ પણ કોઈ રાધા ઉપર આશક નથી થતા ? તો પછી હું પણ સારા માનવસમુદાયને હૃદયમંડળમાં આવકારતાં વળી પાછો કોઈ ને કોઈ પ્રિયજનો સાથે રેશમી રસીથી બંધાઈ જાઉં તેમાં શી નવાઈ ?

આમ બધી રીતે મારા હાથ હેઠા પડ્યા ત્યારે અંતર્યામી દેવીનાં

દર્શન અને પ્રસાદથી મને પરમ સુખશાંતિ અને શક્તિ પ્રાપ્ત થઈ.[1] તેની જ પરમ પ્રેરણાથી મારા મનમાં ઘુંટાતી લેખનપ્રવૃત્તિ હું શરૂ કરી શક્યો. વરસોથી મારા અંતરમાં સામ્રાજ્ય ભોગવતાં સર્વોત્કૃષ્ટ સત્ત્વોને કંઈક વાર્તાસાહિત્યમાં ઉતારવાનો વિચાર મારા મનમાં જામી ગયો. તરત પૂરપાટ લેખનનાં પાત્રો તેના પ્રસંગો અને સંકલના મારા અંતરમાં ગોઠવાતાં ગયાં. મેં કુમારનું નામ ધારણ કરીને સર્વેને એકસૂત્રે ગાંઠવા માંડયા. પણ હું સૂત્રરૂપે જ રહ્યો—તેમના સહૃદય મિત્ર અને ગુણપૂજક તરીકે.

આ રીતે 'કુમારનાં સ્ત્રીરત્નો'નું માળખું મગજમાં તૈયાર થવા માંડયું ત્યારે ભાઈ ગનીને માટે ગાંધીજીના અર્ધ-ઉપવાસ ચાલતા હતા. તે દરમ્યાન તેમણે દક્ષિણ આફ્રિકાની લડત લખવાનો વિચાર કર્યો અને મારી વિનંતીથી તેમણે એ પુસ્તક રોજ સાંજે કલાકેક મને લખાવવા માંડયું. પછી એ લડતનું સમાધાન, ગાંધીજીનો મંદવાડ અને તેમની રવાનગીના ઝડપી બનોવોથી અમારા સર્વેનાં દિલ વ્યગ્ર રહ્યાં.

જાનેવારીની (૧૯૨૪) ૧૨મીએ ગાંધીજી ઇસ્પિતાલમાં ગયા તેમની તબિયતના સુધારાથી હું નિશ્ચિંત થયો કે તરત જ મેં ૭ લઘુ વાર્તાઓ લખવા માંડી. આખા દિવસનું વિવિધ વાચન તો મેં ચાલુ જ રાખ્યું. પણ રાતે સૂતી વખતે જેટલું વિચારું તે સવારમાં લખતો અને પછી દિનભર મનમાં જે સ્ફુરે તે સાંજે લખતો. આખું વર્ષ અનેક વસ્તુઓ મનમાં વલોવાયા પછી કંઈક ધાર્યા મુજબ નિયમસર લખાતું ગયું, તેથી મને ઘણી જ શાંતિ થઈ.

કુમારનો પરિચય આપતાં મેં કંઈક અંશે મારા જ સ્વભાવનું વર્ણન કર્યું : 'સંસારનાં બંધન તેમને સાલે છે. સ્નેહનાં પણ સંકુચિત લાગે છે. તેથી નથી પત્નીને ઘર માંડતાં કે નથી મિત્રો સાથે સ્થિર

---

૧. દેવીની સાધનાનું વિગતવાર વર્ણન પછીના પ્રકરણમાં આપ્યું છે.

સ્નેહસંબંધ રાખતા. છતાં રંગાયા વિના બધા સ્નેહરંગ જોવાનો તેમને મોહ છે તેથી કેટલાંયે કુટુંબના—સ્ત્રીઓના અને બાળકોના ગણા ગાઢ સંબંધમાં તે આવ્યા છે.'[1]

મારા ધાર્મિક ચિંતનની અને પ્રાચીન ઇતિહાસ–પુરાણના વાચનની ઊંડી છાપ આ બધી વાર્તા પર પડી છે. પણ વાર્તાઓની વસ્તુમાં તો કટ્ટર સમાજસુધારક તરીકે સ્ત્રીઓની સ્વતંત્રતાના જે ખ્યાલ મારા મનમાં બહાર અને જેલમાં ખીલેલા હતા તેને જ જુદી જુદી રીતે મેં બહલાવ્યા છે.

'કુસુમના કુમારભાવ'માં પંદર વર્ષની ચકોર લાવણ્યવતી કુમારિકાના રૂઢિગત લગ્નની હળવી ચર્ચા કરવામાં આવી છે. ગુજરાતી છ ચોપડી પૂરી થતાં જ તેને નિશાળેથી ઉઠાડીને થોડા માસમાં પરણાવવાની હતી તેથી કુસુમ કંઈક મૂંઝાઈને કહે છે :

'છોકરો હોત તો જરૂર (વધારે) વાંચત; પણ છોકરી થયાં એટલે શું કરીએ?........

'કુંવારી રહે તે ભણે પણ પરણે તે તો પડે જ......

'પણ આપણામાં તો નાનાં હોઈએ ત્યારે પરણાવે તેને શું કરીએ? આ છેલ્લાં બે વર્ષથી (વિવાહ થયા પછી) નિશાળે જાઉં છું, તેથી જ મને બધાં ફોલી ખાય છે! અને શેરીમાં થોડું દોડું કે રમું તેથી તેમનાં પેટ કેવાં વલોવાઈ જાય છે?'[2]

વિવેકાનંદની છબી જોઈને કુસુમ પણ શોખથી રોજ થોડી વાર ધ્યાન પ્રાણાયામ કરે છે. પણ આખી વાતમાં કુસુમને કંઈક ગમી ગયેલા વર સાથે તરત પરણવાનું છે તેની જ ચર્ચા કરી છે. છેલ્લા વિદાયના

૧. જુઓ 'કુમારનાં સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પ્રાસ્તવિક, પાન ૫.
૧. 'કુમારનાં સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન ૭–૮.

પ્રસંગે કુસુમ સાથે જરા એકાંત મળતાં તેના લગ્ન સંબંધ ઉપર કુમાર વિવિધ ટીકા વરસાવે છે :

'પણ (બાળલગ્ન પછી) જેનો સંસાર સુખી હોય તે એ વિશાળ જ્ઞાનનો આનંદ ક્યાંથી ભોગવી શકે, રસસાગરમાં કેમ મહાલી શકે, ને કલ્પનાના વિશાળ આકાશમાં કેમ ઊડી શકે? આવો આનંદ જે નરનારીઓ સાથે ભોગવે તે જ સ્વર્ગને શિખરે પહોંચે...

'...જે દેશમાં કુમારિકાઓ જાણે જીવતી જ દફન થાય તેને વિષે શી આશા રાખી શકાય? છોકરાઓ એકલા ભણીને પણ શું કરે? અને ભણે તો પણ જિંદગીના સાચા સંસ્કાર સ્ત્રીરત્નો સિવાય ક્યાંથી મેળવે?'[1]...

પછી પ્રજા આગળ પડેલા ભગીરથ રાષ્ટ્રીય સેવાના કાર્યને અનુલક્ષીને કુમાર કહે છે :

'અને વળી આપણા ખખડી ગયેલા દેશની સેવા અમારે (પુરુષોને) કરવાની, ગુલામીનાં બંધન તોડી સ્વતંત્રતાની દિવ્ય જ્યોત અમારે ઝળકાવવાની, લાખો-કરોડો માણસોને એક વખત પણ ખાવાનું પૂરું નથી મળતું અને અંગ ઢાંકવાને પૂરાં કપડાં નથી મળતાં, તેના ઉપાય અમારે કરવાના, તેમ કુમારિકાઓનાં બાળલગ્ન અને વિધવાઓની દીનદશા ન્યાતજાતની અને વરાવાજનની કેટલીયે આંધળી રૂઢિઓ-જે આપણા સંસારને સહસ્ર ડંખે દમે છે-તેને પણ અમારે દૂર કરવાની. વળી આપણાં મંદિરો અને ધર્માલયો જે એક વખતે આપણા ધર્મના મુકુટરૂપ હતાં, તેના ઉપર ચડેલો સેંકડો વર્ષોનો મેલ સાફ કરીને તેમને વિશુદ્ધ અને પતિતપાવન પણ અમારે કરવાનાં. છતાં નહિ બહેનોની પ્રેરણા કે માતાઓની આશિષ, નહિ પત્નીઓના સહચાર કે સન્નારીઓનાં મંગલ શુકન.'[1]

છેવટે પ્રાચીન આર્ય સંસારમાં સ્ત્રીઓના ગૌરવવંતા સ્થાન પર કુમારે દર્દભરી નજર ફેંકી :

---

૧. 'કુમારનાં સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન ૧૬.

'અને છતાં હજારો વરસ ઉપર જ્યારે આપણો દેશ ઉન્નતિની પરાકાષ્ટાએ પહોચ્યો હતો, ત્યારે કઇંક સીતાઓ પોતાના પતિને કઠિન વ્રત પાળવામાં સહાય કરવા જંગલથી પણ વધારે વિકટ પથે અનુસરતી; કંઈક દ્રૌપદીઓનો વાળ સરખો પણ વાંકો થતો તે માટે લાખ્ખોનાં લોહી રેડાતાં; કંઈક કુંતી માતાઓ અને વિદુલાઓ પોતાના કાયર દેખાતા પુત્રોને પાનો ચડાવી ધર્મયુદ્ધમાં સમશેર ખેલવાની પ્રેરણા કરતી, કંઈક સાવિત્રીઓ દેશ દેશ ભ્રમણ કરી પોતાની પસંદગીથી યોગ્ય પતિને વરતી અને વળી પતિપ્રેમના ચમત્કારથી સાક્ષાત યમરાજને પણ વશ કરતી. કંઈક સુલભા યોગ્ય પતિ ન મળવાથી સંન્યાસ ધારણ કરી જનક જેવા જીવનમુક્ત રાજાની ડહાપણ ડાહી ટીકાના ભુક્કા કરી વેદાંત-ચર્ચામાં પણ તેને મહાત કરતી. એ સતી–સાધ્વી સ્ત્રીઓને પ્રતાપે જ હિન્દુસ્થાનમાં સોનાના સૂરજ ઊગ્યા. આજે તેવી દેવીઓ નથી ને તેવા સૂરજ પણ નથી.'[૨]

નારીપ્રતિષ્ઠા વિષે મારા સુધારક વિચારને અનુકૂળ કેવી સામગ્રી જૂના સાહિત્યમાંથી મેં એકત્ર કરી હતી, તે આ ઉપસંહારમાંથી જણાય છે.

પણ એ સાહિત્યમાં સ્ત્રીજાતિની ગુલામી અને દીનદશાનાં ભારોભાર વિધાનો અને ચિત્રો મારી નજરે ચડેલાં, તે 'કુમારીઓનું કૌમાર-વ્રત'ની બીજી વાર્તામાં મેં ઝળકાવ્યાં એક સરકારી ને સુધારક કુટુંબની કુમારિકાઓ ચર્ચાસભામાં લગ્નની બેડી સામે વાગ્યુદ્ધ પોકારે છે, ત્યારે તેમના ઉત્કૃષ્ટ પ્રતિનિધિ તરીકે પદ્મિની જૂના સ્મૃતિકારો અને વીર-પુરુષો સામે સખત તહોમતનામું પોકારે છે: 'કમલિનીને કૃષ્ણ અને

૧. 'કુમારનાં સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન ૧૬–૧૭.

૨. એજન, પાન ૧૭–૧૮.

રામ, ભીષ્મ અને અર્જુન જેવા શૂરા પતિ જોઈએ છે. પણ આ વીર પુરુષોને સ્ત્રીની કેટલી કિંમત હતી તે એ છેક જ ભૂલી ગઈ લાગે છે. કૃષ્ણને ફક્ત ૧૬,૧૦૮ સ્ત્રીઓ હતી, અને તેમાં માત્ર ૮ જ પટરાણીઓ હતી. રામ પરણ્યા તો એકને, પણ તેનુંએ પૂરું જતન ન કરી શક્યા અને છેવટે લડીને તેને છોડાવી લાવ્યા. તે પછી એક નજીવા ધોબીનો બોલ પોતાની ગર્ભવતી સ્ત્રી કરતાં પણ તેમને વધારે કિંમતી લાગ્યો. ભીષ્મે પોતે તો બ્રહ્મચર્ય પાળ્યું, પણ તેથી પોતાના ભાઈઓને માટે ત્રણ રાજકન્યાઓનું જોરજુલમથી હરણ કરતાં તેમને હરકત ન આવી. તેમાંની એક તો મનથી એક રાજાને વરી બેઠી હતી, તેથી છેવટે તેને છોડી દેવી પડી. તેથી તે ન રહી ઘરની કે ઘાટની અને છેવટે તેને ચિતામાં ભસ્મ થવું પડયું. અને સૌ બાણાવલિઓનો શિરતાજ અર્જુન! દ્રૌપદી જેવી સતીને પરણીને પણ તેને સંતોષ થયો નહિ, એટલે વ્રત લઈને ૧૨ વર્ષના વનવાસે નીકળ્યો ત્યારે, ભટકતે ભટકતે પણ જે સુંદરી જુએ તેના પર મોહિત થઈને પરણી જતો...આ ગમે તેટલા ડાહ્યા અને શૂરા હશે તો પણ તેમને મન સ્ત્રીઓની તો કોડીની જ કિંમત હતી. તેમને મન સ્ત્રીઓ ને દાસીઓમાં બહુ ફેર નહોતો. ઋષિઓના જે કાળને હાલ સાતમે આસમાન ચડાવવામાં આવે છે તેમાં પણ લગ્નની ભાવના તો ઘણી જ જંગલી હતી........

'પુરુષો પશુબળમાં ચડિયાતા હોવાથી હજારો વર્ષથી તેમના મનમાં વસી જ ગયું છે કે સ્ત્રીઓ—પછી તે પુત્રી કે માતા, બહેન કે સ્ત્રી હોય—તે પુરુષોથી ઊતરતી જ છે અને તેમની ગુલામી કરવા બંધાયેલી છે. સમગ્ર સ્ત્રીજીવન એટલે ગુલામી, બાળપણથી બુઢ્ઢાપણા સુધી માત્ર તેના માલિક બદલાયા કરે—એ તો મનુ મહારાજે ચોખ્ખું કહી દીધું છે. અને ગુલામીનું સર્વાંગ સંપૂર્ણ કેન્દ્રસ્થાન એ લગ્ન.'[1]

---

૧. 'કુમારનાં સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન ૭૧-૭.

આઝાદ બુદ્ધિની બંડખોર પદ્મિની તો કોઈક જ હોય. મોટા ભાગની બાલિકાઓ કુસુમ જેવી યે ભાગ્યશાળી ન હોય. જે અસંખ્ય યુવતીઓ લગ્ન ને સંસારની ચક્કીમાં રોજ નિર્દયપણે પિસાય છે, તે પૈકી એકનું ચિત્ર ' મધુરીનું બલિદાન 'માં દોર્યું છે. ' તે નહોતી સ્નેહને ઝંખતી કે નહોતી સ્વતંત્રતાની ભૂખી...તેને વિશુદ્ધ સ્વાર્થની નહિ પણ દિવ્ય ધર્મની લગન લાગેલી હતી...સૌ કર્મ નિષ્કામ ભાવે ઈશ્વરને જ અર્પણ કરવાં એ તેનો જીવનમંત્ર જણાયો.'[૧]

નવરાત્રિમાં માતાનું વ્રત કરતાં મધુરી મંદવાડથી પટકાઈ. છેવટ સુધી તે વ્રત પાળતાં તે સજળ નયને સત્ત્વની રજા લઈને અકાળે અવસાન પામી, ત્યારે કુમારે લખ્યું : ' આર્ય સંસાર આવી કેટલીક મધુરીઓથી મધુર બનતો હશે ? કેટલીઓને અકાળે સ્મશાનમાં સુવાડતો હશે ? '[૨]

પણ સર્વ યુવતીઓ સમાજનાં જુનવાણી શાસનને થોડી આધીન થાય છે ? ' સરસ્વતીનું સમર્પણ 'માં એક યુવાન વિધવાને કપાળે લખાયેલો અંધારપછેડો તજીને પોતાના કુટુંબી નવયુવાનના સાથમાં લોકસેવા કરવા નીકળેલી ૨૮ વર્ષની સ્ત્રીનું રેખાચિત્ર આપ્યું છે. ગામડાંની જે દીન પ્રજાની સર્વાંગી સેવા કરવાના મનોરથ હું સેવતો તે આ વાર્તામાં તાદૃશ કર્યા છે.

એક ગામડે તળાવની પાળ પાસે આંબાવાડિયામાં જુવાન કોકિલ અખાડો કાઢીને નવજુવાનોને અખાડાની તાલીમ આપે છે. દુકાળના વરસમાં ધાડપાડુઓનો સામુદાયિક સામનો કરતાં તે ઘવાય છે. સરસ્વતી

---

૧. ' કુમારનાં સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન ૩૧.

૨. એજન, પાન ૮૯.

ગામડાની નારીઓનો અભ્યાસવર્ગ ચલાવે છે અને બન્ને મળીને સાર્વ-જનિક પુસ્તકાલય ને દવાખાનું જમાવે છે. આવું રચનાત્મક કામ કરતાં પાસેના ગામમાં વેઠનો ત્રાસદાયક કિસ્સો બને છે, ત્યારે સરસ્વતી વીરાંગના બનીને તે ગામના લોકોને હિંમત ને આશ્વાસન આપે છે અને સરકારી સિતમથી શહીદ થયેલા પટેલની સ્મશાનયાત્રામાં એકત્ર મળેલાં નરનારી-ઓને પ્રેરક બોલ સંભળાવે છે :

'સતીઆપુરનાં ભાઈબહેનો !...શું તમે પટેલની દયા ખાઈને કલ્પાંત કરો છો ? એ વીર પુરુષને મરણતોલ માર પડ્યો ત્યારે એણે એક ચીસ સરખી પણ નથી પાડી...પટેલ પોતાનો જ નહિ પણ આખા ગામની, પટેલની તેમજ વાણિયાની, વસવાયાની તેમ ઢેડભંગીની વેઠ ઉતારવા સામે થયા હતા...માટે તેમના ગુણ ગાઓ—કવિ હોય તે તેમના પરાક્રમની કવિતા બનાવો છોકરાઓ, તેમના ગીતથી શેરીએ શેરી અને ઘરેઘર ગજવી મૂકો. પટેલને નિમિત્તે પુણ્યદાન કરી કે મંદિર—સદાવ્રત સ્થાપી તેમનું નામ અમર કરો. તમારા પૂર્વજોની માફક સીમાડે પટેલનો પાળિયો રોપીને તમારા વંશજોને તેના અપૂર્વ પરાક્રમ અને બલિદાનનો પેગામ પહોંચાડો. તેથી કોઈક દિવસ આ ગામ ને ગાળામાંથી વેઠનું નામ-નિશાન નાબૂદ થશે ત્યારે તે માટે પહેલું જીવિતદાન આપનાર પટેલને—તેમના પાળિયાને—લોકો દેવ તરીકે પૂજશે, તેમની જયન્તી ઊજવશે, અને આપણી ગરવી ગુજરાતના ઇતિહાસમાં તેમનું નામ અમર તપશે.'[1]

છેલ્લી બે વાતોમાં નવા જમાનાની સુશિક્ષિત ને શ્રીમંત યુવતીના અને વિલાયત જઈ ભણવા તૈયાર થયેલા એક બાળાની માતાના માન-સિક કોયડા રજૂ કર્યા છે, બન્નેમાં આધ્યાત્મિક દૃષ્ટિને પ્રધાન સ્થાન

---

૧. 'કુમારના સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન ૧૩૫-૬.
ગુજરાતભરમાં વેઠની લડત લડતાં આવાં જે ભાષણો અમે કરતા તેના નમૂનારૂપ આ શબ્દો ગણાય.

અપાયું છે. એકમાં સુશિક્ષિત યુવતીની વિલાયતમાં એકલી વિહરવાની અને બીજામાં અણગમતો વિવાહ તોડી દેશમાં એકાકી જીવન ગાળવાની સ્વતંત્રતાનો સવાલ બન્નેના મૂળમાં છે જ.

'શાંતિસુંદરીની સાધના'માં, શ્યામાને તેના શ્રીમંત પિતા વિલાયત મોકલવાની બધી સગવડ કરી આપે છે. છતાં જુનવાણી માતાના સખત વિરોધથી તે અટકી જાય છે. ત્યારે તે એટું બંડ પોકારે છે: 'શ્યામા તો ખૂબ ચિડાઈ અને રિસાઈ, ખાવાપીવામાં અને પહેરવામાં, ફરવા જવામાં અને રમવા-ખેલવામાં પણ તેણે ઘણી વાર રૂસણું લીધું. તેણે ઘણીયે વાર પગ પછાડયા, આંખોમાંથી અગ્નિ વરસાવ્યો અને હોઠથી કેટલોયે ગણગણાટ કર્યો...પછી જિંદગીમાં પહેલી જ વાર તેનો પાંખ કપાયેલી લાગી. તેને તેના પગ પર બેડીઓ સાલવા માંડી અને સ્ત્રીજીવન પર તિરસ્કાર આવ્યો.'[1]

આ બધું જોઈને શાંતિસુંદરી ઘણી દુઃખી થાય છે, તોયે તેનો નિશ્ચય અડગ રહે છે. 'શ્યામા તો મારી આંખની કીકી. તેનું જતન કરીને આટલી મોટી કરી, એટલે કોણ જાણે મને શુંએ થયું છે કે વિલાયતમાં તો શું પણ અહીંયાં પણ એકલી મૂકતાં મારી છાતી ચાલતી જ નથી.'[2]

શાંતિસુંદરી માંદા પડયાં અને યમરાજનું દ્વાર જોઈને પાછાં સાજાં થયાં ત્યારે તેમનો હૃદયપલટો થયો: 'આજે તો દર્શન થયું... પ્રભુના પ્રેમપ્રકાશનું. તેણે મારો પંથ ઉજાળ્યો...ઘણાં વરસ પર, એક નવલકથા[3] વાંચી હતી. તેમાં એક પુરુષ મરવાની અણી પર આવે છે, તેમ જાણે જીવનથી પાસું ફેરવીને, રાતદિવસ સારવાર કરતી સ્નેહમૂર્તિને પણ વિસારીને મરણ તરફ—પ્રભુ તરફ ધીમે ધીમે વળતો જાય છે. અને

---

૧. 'કુમારનાં સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન ૨૦૮–૯.

૨. 'કુમારનાં સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન ૨૨૧.

3. ટૉલ્સ્ટૉયનું War and Peace—યુદ્ધ અને શાંતિ.

તેનું દિલ સ્વર્ગીય શાંતિમાં ઊંડું ને ઊંડું ડૂબતું જાય છે...શરીરની અંગેઅંગની જીવે રજા લેવા માંડી ત્યારે સમજાયું કે આત્મા તો હૃદયની ગુફામાં વસે છે. બાકી બધી તો માયા જ છે...આટલાં વરસ (શ્યામાને) ઉછેરી, ભણાવી...હવે એની શક્તિ અને એનું કાર્ય એને લઈ જાય ત્યાં એ ભલે જાય. સૌનો સર્જનહાર તેની સંભાળ રાખશે.'[1]

શ્યામા તેના ભાઈ સાથે વિલાયત જાય છે તે પછી વળી તેમની માતાને સૂનું ઘર ખાવા ધાય છે. હવે તેમની માયાના છેલ્લા તંતુ તોડવામાં એક આચાર્યજીનો ઉપદેશ સહાય કરે છે. ગુજરાતની સેવા માટે ટુકડી તૈયાર કરવાની પોતાની યોજના સમજાવ્યા પછી આચાર્ય પરમ સત્યો ઉચ્ચારે છે : 'આત્મા સ્વભાવે તો અનંત પ્રેમનું જ નિધાન છે. પ્રથમ તો સ્નેહીઓના સંકુચિત ક્ષેત્રમાં તેનો રસ પીએ. પણ અંતરમાં તે સકળ સૃષ્ટિમાં બિરાજતું તેનું દિવ્ય દર્શન થતું જાય તેમ સંસારની આસક્તિ ગળતી જાય...

'કોઈ કોઈ પુણ્યાત્માઓને જિંદગીની કોઈ કોઇ ક્ષણે મનુષ્ય પ્રાણીમાત્ર, પૃથ્વી અને પર્વતો, સરિતા અને સાગર, પવન અને આકાશ, સૂર્યચંદ્ર અને નક્ષત્રતારા—સકળ સચરાચર સૃષ્ટિ કંઈ અલૌકિક સૌન્દર્યથી, દિવ્ય પ્રેમામૃતથી, અનંત જ્વલંત તેજોપૂંજથો છવાઈ જતી લાગે છે. તેમને ઘડીભર સારું વિશ્વ એક અને અદ્વિતીય બ્રહ્મસ્વરૂપથી વ્યાપી રહેતું જણાય છે.'[2]

આવા શબ્દો સાંભળતાં જ વ્યગ્ર માતાના મનની છેલ્લી ગડી ભાંગી ગઈ અને તે પરમ શાંતિ પામ્યાં.

'વિમલાની વિશુદ્ધિ'માં નવા જમાનાની મદોન્મત્ત યુવતી રજૂ થઈ છે. શ્રીમંત કુટુંબની ૨૪ વરસની એ યુવતીનો વિવાહ વરસો પહેલાં,

---

૧. 'કુમારના સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન ૨૧૬-૭.

૨. 'કુમારનાં સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન૨૩૨-૩૩.

વહેલાં લગ્ન કરવાની સામા પક્ષની જીદથી તૂટી ગયો હતો. તેના સુધારક કુટુંબના રીતરિવાજ અને મુક્ત આહારવિહારને લીધે વિમલા ન્યાતીલાની ઘણી કડવી ટીકાનો ભોગ બનેલી. આગળ અભ્યાસ કરવાને તે વિલાયત જઈ આવી ત્યારથી તેને સમાજની અને પુરુષજાતિની ઘણી નફરત થયેલી. 'જાણે પુરુષોએ સ્રીઓ અને બાળકોને પોતાના પંજામાં ફસાવવા, તેમની પાસે ગુલામની માફક વૈતરું કરાવવા, તેમને રિબાવવા ને દબાવવાને જ સમગ્ર સંસારની રચના કરી હોય એમ તેની આંખે ભાસવા લાગ્યું પુરુષોના સ્નેહમાં તે કેવળ વિષયવાસના જોતી, તેમની ખુશામતમાં તેને કેવળ પ્રપંચજાળ જ દેખાતી.'[1]

આવી વિકૃત મનોદશા જામતાં તે ઘોડા ને સાયકલ દોડાવવામાં, દેશમાં ને પરદેશ ફરવામાં, મિત્રો સાથે વૃથા વાદવિવાદ કરવામાં જ કાળક્ષેપ કરતી. તેની સાથે થોડી તાત્ત્વિક વાતો કરીને કુમારે ઊંડા જ્ઞાનની જિજ્ઞાસા જગાવી. આબુમાં એક સ્વામીને તે મળી ત્યારથી તેમના જ્ઞાની સંવાદથી તેની બુદ્ધિ મહાત થઈ અને નવો પ્રકાશ લાધતો ગયો. માત્ર નવીનતાની શોધમાં ઠામ ઠામ ભમવાના ને શબ્દોની સાઠમારી ખેલવાના શોખના કારણરૂપ અહંતાની વૃત્તિ વિમલાને પરખાઈ ત્યારે તે નમ્ર બનતી ગઈ. તરત સ્વામીએ તેના પર બ્રહ્મજ્ઞાનની ધારા વરસાવી : 'જેમ બ્રહ્માંડમાં તેમ પિંડમાં—સમષ્ટિમાં તેમ વ્યક્તિમાં એક જ બ્રહ્મ પ્રકાશે છે. છતાં અજ્ઞાનથી માણસ બ્રહ્માંડના નામરૂપની ભુલભુલામણીમાં ભટકે છે, અને પોતાના બાહ્ય પ્રાકૃત સ્વરૂપને જ વાસ્તવિક માની અહંતાની જાળમાં ફસાય છે...સંયોગ અને સંસ્કારથી તમારામાં અહંતા જામી છે. છતાં તમે આત્માને છેક ભૂલી નહોતાં ગયાં...આત્માની સહેજ ઝાંખી થાય છે એટલે જે માણસ અડગ શ્રદ્ધા રાખીને કામના અને અહંતાનો ત્યાગ કરે તે સપાટાબંધ મોક્ષમાર્ગે આગળ ધપે...સૌની હૃદયગુફામાં જે કંઈ સંગીત ગાજે છે તેનો યશ આપણને નથી, પણ કોઈ સંગીનરાજને

---

૧. 'કુમારનાં સ્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન ૧૪૫.

છે. આપણા હૃદયસાગરમાં જે તરંગમાળા ઊછળે છે તેમાં કીર્તિ આપણી નથી પણ સર્વ નક્ષત્રરાજ સર્વાંતર્યામી નારાયણની જ છે. ૐ નમો નારાયણ ! ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ '[1]

થોડા જ માસમાં વિમળાએ નવો રાહ અપનાવ્યો—તે સ્વામીની તપસ્વી શિષ્યા અને સાધક બની ગઈ.

ફેબ્રુઆરીની ૨૨મીએ—મારા જન્મદિને આ વાર્તાઓ પૂરી કરીને મેં અર્પણ પત્રિકા લખી : ' ગુજરાતની ગૃહકુંજોમાં ગુંજતાં, જે વિશુદ્ધ સત્ત્વોએ પોતાના મધુર જીવનનો યત્કિંચિત અનુભવ આપીને, આ સ્વલ્પ સ્નેહાંજલિ આપવા પ્રેરણા કરી છે, તેમના ચરણકમળમાં પ્રેમ અને આદરથી અર્પણ.'

આ વિશુદ્ધ સત્ત્વોમાં, મુખ્ય પાત્રોની સાથે આ વાર્તામાં અનેક સ્ત્રી-પુરુષો, કુમાર-કુમારિકાઓ અને લાડકાં બાળકોનો સમાવેશ કર્યો છે. તે સર્વેની આસક્તિથી મારું દિલ સભર ભરેલું હતું. તેમનો સ્નેહપાશ, હળવો કરવાને તેમજ તેમનું ઋણ ચૂકવવાને આ વાતો લખીને મેં સાહિત્ય સર્જનનો કંઈક આનંદ મેળવ્યો, અને મારા હૃદયમંથનમાંથી કંઈક શાંતિ મેળવી.

મારું સંપૂર્ણ એકાંતસેવન, અહર્નિશ વાચન-લેખન, ચહેરા પર પલટાતા મનોભાવ વગેરેની ગાંધીજી પર છાપ પડેલી. જાનેવારીની આખરે સાસુન ઇસ્પિતાલમાં દા૦ સુમંત તેમને મળ્યા ત્યારે તેમણે, અનેક વાતો કરતાં મારે વિષે કહ્યું : ' ભાઈ ઇન્દુલાલ આનંદ કરે છે. ખૂબ વાંચે છે. એમને હજી સુધી પૂરેપૂરો ઓળખી શક્યો નહોતો......હજી પૂરતા સ્થિર નથી, પણ બહુ પ્રયત્ન કરી રહ્યા છે. અપવાસ વગેરે વ્રત પણ

---

૧. ' કુમારનાં સ્ત્રીરત્નો,' ત્રીજી આવૃત્તિ, પાન ૧૭૬–૧૮૭.

કરે છે...દક્ષિણ આફ્રિકા વિષે લખાવતો એ બધું પૂરું કરી શકાયું નથી.'[1] ઉપરાંત હું ગાંધીજીથી પચાસેક વાર દૂર રહેતો અને તેમનાથી શરીરનું તેમ મનનું પણ અંતર રાખતો—તે વિષે કંઈક ઈશારો તેમણે કરેલો. તેમાં જરૂર તથ્ય હતું. હું શાંતિથી એકાગ્ર ચિત્તે વાચન અને વિચાર કરવાને દિનરાત દૂર રહેતો. પણ વખતોવખત કંઈ કામસર મારી ઓરડી પર જતો ત્યારે ગાંધીજીનો પૂરો સંપર્ક તો રાખતો જ.

માર્ચના આરંભમાં હું પાછો સાબરમતી જેલમાં આવ્યો ત્યારે છુટકારાના થોડા જ દિવસ રહ્યા. કારાવાસની દીવાલો હવે ઓસરવા લાગી. બહારના સંસારની ઝાળ નજીક આવવા માંડી. આશ્રમનાં માસિક અને પુસ્તકો, સાથીઓ અને સ્નેહીઓ, ગુજરાત અને દેશ—મારી આંખ આગળ ઝઝૂમવા લાગ્યાં. ફરી અનેકવિધ ચિંતાઓથી મારું નબળું મગજ ઘેરાઈ ગયું.

લગભગ એક વરસે પાછો આશ્રમમાં જઈશ ત્યારે ત્યાં સ્થિતિ કેવી હશે? સાથીઓ મને શું કહેશે અને મારી પાસે શી આશા રાખશે? દુનિયાના ઝંઝાવાતમાં હું કેવી રીતે ટકી શકીશ? અમારા તંત્રનો આર્થિક પાયો મજબૂત હશે ખરો? માસિકના ઘરાકો ઘટચા હશે અને ચોપડીઓનું વેચાણ કેવું હશે? જો બધું તંત્ર હાલી રહ્યું હશે તો હું શું કરીશ?

યરોડાના છેલ્લા દિવસોમાં બાળ અશોકે કાગળ લખીને જેલમાંથી છૂટતાં જ તેના પિતા દા૦ સુમન્તને વડોદરે મળવાની સૂચના આપેલી. તેથી એ પ્રિય દંપતી અને તેમનાં સોહામણાં બાળકો મારી સમક્ષ તરવરવા લાગ્યાં અને તેમના તરફ સ્નેહભાવથી દિલના તાર ઝણઝણી રહ્યા. વળી જાણવામાં આવેલું કે મંગળભાઈ ખાંડવાલા, અકાબેન[2] સાથે લગ્ન કરીને હમણાં જ વડોદરે આવ્યા છે. તેથી સારા ખાંડવાલા

૧. 'યુગધર્મ,' પુ. ૩, અંક ૪, પાન ૩૨૦.

૨. અકાબેન—લીલાવતીબેન, મંગળભાઈના મામાનાં પુત્રી હતાં. તેથી તેમનાં સ્નેહલગ્નનો કેટલાયે સગાંસંબંધીઓએ સખત વિરોધ કરેલો.

કુટુંબની માયા મારા દિલમાં જાગી ગઈ. આવા બધા મિત્રોને મળવાના વિચારથી ફરી વાર પ્રાકૃત આસક્તિભાવ દિલમાં જામતો ગયો.

હવે મારુ મગજ અસ્વસ્થ અને શંકાશીલ બની ગયું બાહ્ય સંસારની મોહક બંસરી મારા કાનમાં બજવા લાગી ત્યારે હૃદયની સમતા અને અનાસક્તિ કાયમ રાખવાને મેં ત્રણ માસ માટે નવાં વ્રત લીધાં. રાજકારણના ક્ષણિક રંગથી હું રંગાઉં નહિ તે માટે ત્રણ માસ સુધી કંઇ પણ ભાષણ કે પ્રવૃત્તિ ન કરવાનો મેં નિર્ણય કર્યો. યરોડાના રાહે લોહી અને હૃદયને ઠંડાં રાખવાને મેં ચા ને ખાંડની બંધી ચાલુ રાખી. એકાદશીનો ઉપવાસ કરવાનો અને સંધ્યાકાળ પહેલાં જ જમી લેવાનો મેં નિશ્ચય કર્યો. વળી બને ત્યાં સુધી સવારે ચારેક વાગે ઊઠી ધ્યાન-ચિંતન કરવાનું અને આધ્યાત્મિક વાતાવરણ જીવનમાં જમાવવાનું મેં ઠરાવ્યું.

જનસેવાનું કાર્ય આશ્રમની અને સાહિત્યની પ્રવૃત્તિમાં મર્યાદિત કરવાનું મેં ઘણુંયે વિચારેલું. છતાં મુક્તિનો દિન નજીક આવતો ગયો તેમ સારા ગુજરાતનાં સંતાનો અને સેવકો મારી નજર આગળ ખડાં થવા લાગ્યાં. ભગવાન બુદ્ધ પણ તેમના ધર્મધામમાં કે મઠમાં થોડા જ બેસી રહેલા? નગર અને જનપદમાં નિરંતર પરિભ્રમણ કરી દુઃખીજનોને તે ઉપદેશ આપતા. તો મારા જેવો પ્રાકૃત સેવક વરસોથી જે અફાટ જનતાના સાથમાં જ ફરેલો તે તેની ઉપેક્ષા કેમ કરી શકે? ભલે પ્રજા કે કાર્યકરો મારી ઝાઝી ગણના ન કરે પણ સર્વ મારા જેવા જ ભાવથી મને મળશે અને સત્કારશે એવી ખાતરી થઈ. તેથી છૂટયા પછી તરત જ દાહોદના બાલોની અને બોરસદના બારૈયાની, નડિયાદના અંત્યજ આશ્રમની અને બારડોલીના ખેડૂતોની મુલાકાત લેવાનો મેં નિશ્ચય કર્યો.

૧૩મી માર્ચના મુક્તિ દિનને થોડા જ દિવસ રહ્યા ત્યારે છેલ્લી

વાર મારા જીવનનું સિંહાવલોકન મેં કરવા માંડ્યું. આશરે નવેક વરસથી જાહેર જીવનમાં ઝંપલાવીને હું ઘણું શીખ્યો હતો અને મેં ઘણું જોયું હતું. વરસે વરસની કામગીરી અને તેનો સાર તપાસતાં મારી પ્રતીતિ થઈ કે હવે જનસેવાના પહેલા કાળ પર પડદો પડ્યો છે અને તેનું પુનરાવર્તન નહિ જ થઈ શકે. મારી આગળ હવે જીવનનો નવો યુગ ખૂલતો લાગ્યો—વધારે શાંત, સંયમી, સાત્ત્વિક જીવનનો અને મૂકસેવાનો.

છેલ્લા દિવસમાં સાબરમતી જેલ મારી વેરણ બની. ત્યાં આહાર કે વિહાર કંઈ ગોઠ્યાં જ નહિ. ત્યાંથી જ વૈરાગી જીવનની કમાન તૂટવા લાગી. હું છેક જ બહિર્મુખ બની ગયો. જે નવું ભરચક જીવન મારી આગળ વિલસતું દેખાયું તેમાં તરત ડૂબકી મારવાને હું તલપાપડ થયો. ક્યારે છૂટું અને આશ્રમનું કામ શરૂ કરું? મિત્રોને મળું અને બધાને કંઈ કંઈ કહું? એવા તરંગો દિલમાં ઊછળી રહ્યા. આટલા મહિનાથી દબાવેલું હૂંફાળું દિલ હવે હિલોળે ચડ્યું.

મુક્તિના દિનની સવારે મેં સામાન બાંધવા માંડ્યો ત્યારે કારાવાસ દરમ્યાન મારા દેદારમાં થયેલા બાહ્ય ફેરફારનું મને ભાન થયું. હું જેલમાં દાખલ થયો ત્યાર પછી મેં આશરે ૩૦ રતલ વજન ખોયું હતું. મારા હળવા શરીરથી હું ગમે તેટલો સંતોષ માનું, પણ મિત્રોની નજરે તો પહેલાંના કરતાં હું છેક જ પાતળો અને દૂબળો પડી ગયેલો લાગીશ.

વળી, જેમ મારા શરીરનું અસ્તર ઓસર્યું હતું તેમ હૃદય પણ છેક જ આળુ બન્યું હતું. જેલની શાંતિમાં આવો પલટો માફક આવે. પણ સંસારના ઝપાટા આવું નાજુક દિલ ઝીલી શકશે? કે જરા જરામાં તે હલમલી જશે અને નવી મુસીબતો ઊભી કરશે?

જેલના દરવાજાની અંદર હું ઊભો અને તેની સાંકળ ઊઘડતી હતી, ત્યારે બહારની દુનિયાના મહાસાગરનાં મોજાંનો ઘૂઘવાટ હું સાંભળી રહ્યો.

એક ક્ષણમાં હું દરવાજાની બહાર નીકળ્યો અને જૂની દુનિયામાં ભળી ગયો.

# ૧૦. દેવીની સાધના

હૃદયને દમતી આસક્તિ અને વાસનાઓ પર વિજય મેળવવાને મેં જે વ્રતનિયમ આદર્યાં ને જે પ્રયાસો કર્યા તેનું બયાન મેં કર્યું છે. હવે કારાવાસના સમગ્ર કાળ દરમ્યાન મારા હૃદયના ઊંડાણમાં જે સુખદુઃખ અને આશાનિરાશા મેં અનુભવ્યાં ને તેનો પ્રતિકાર કરવાને કાલ્પનિક દેવીની ઉપાસના કરી તેનું વર્ણન કરીશ.

સાબરમતી જેલના તોતિંગ દરવાજામાં બંધ થયા પછી રોજબરોજ કેદીઓમાં અને અમલદારોમાં, જેલના આહારમાં અને નિયમોમાં, નરી જડતા અને હૃદયહીનતા જોઈ ને હું બહુ દુઃખી થતો. ક્વચિત કોઈ ઉપરી મળવા આવે તેની નજરે હું એક ઇન્સાફને બદલે અમુક નંબરનો કેદી જ હતો. મુલાકાત લેવા દેરાસરી આવ્યા તે જાણે મને અસ્પૃશ્ય માણસ ગણીને દૂર રહેતા લાગ્યા. રમણભાઈ અને વિદ્યાબેન જેલ જોવા આવેલાં તે જાણે મને ટાળીને[1] મારા યાર્ડના દરવાજાથી જ પાછાં વળી ગયાં. મારા આશ્રમમાંથી તરત કંઈ કાગળ કે સંદેશો ન મળતાં સાથી-ઓએ પણ જાણે મને તજી દીધેલો લાગ્યો. બધી રીતે મારા દિલમાં દુઃખનો ડૂમો ભરાતો ગયો.

અઠવાડિયા પછી દયાળજી આવી મળ્યા અને મહિનાની આખરે મારા આશ્રમમાંથી કંઈક સામાન ને સંદેશા મળ્યા ત્યારે કંઈક ટાઢક થયેલી. પણ મારો સામાન લપેટીને હું પૂને જવા ઉપડયો ત્યારે

---

૧. વાસ્તવિક રીતે તેમને મારા યાર્ડની ખબર જ નહોતી અને તેમણે મને ટાળ્યો નહોતો.

રેલગાડીમાં કંઈક છાપાં મળતાં વલ્લભભાઈનું એક ચોંકાવનારું નિવેદન વાંચવામાં આવ્યું. મારી જેલજાત્રા માટે મને કંઈ શાબાશી આપવાને બદલે જાણે 'કેસરિયાં નહિ પણ આંધળિયાં કરવા માટે' તેમણે મને ટાણો માર્યો હોય એમ મને લાગ્યું. આથી મારા દિલમાં લાગેલા અનેક કારી ઘા તાજા થયા. વલ્લભભાઈએ ગઈ ગુજરી બાજુએ મૂકીને મને સ્વયંસેવક સમિતિનું કામ સોંપેલું. મારી અક્કલ ને શક્તિ મુજબ પાર પાડતાં હું જેલ ગયો, તેમાં મારો શો દોષ? તેમની કે સમિતિની શિસ્તનો ભંગ કરીને મેં કંઈ સત્યાગ્રહ કર્યો નહોતો. ગાંધીજીએ નીમેલા ગુજરાતના સુબાએ આવાં કડક વેણ ઉચ્ચાર્યાં તેથી મારી સાતે વરસની રાજકીય કામગીરી નિષ્ફળ ગણાયેલી લાગી.

છએક મહિનાથી વલ્લભભાઈના આદેશને માન આપીને ફરી વાર મેં રાજકાજમાં પૂરા જોમથી ઝુકાવેલું. તેમ કરતાં અંત્યજ–ભીલની તેમજ અમારી પ્રકાશનની પ્રવૃત્તિને વિસારે મૂકેલી. દા૦ સુમંત ને આશ્રમના બીજા સાથીઓને એકાએક છોડીને જેલમાં હું પરવાર્યો તેથી તેમને પણ વસમું લાગેલું. ને આટલા મહિના આખું ગુજરાત ખૂંદતાં રાતનો દિવસ કર્યો ત્યારે જશમાં જુતિયાં જ મળ્યાં!

પૂને જતાં મારી જિંદગી પર નજર નાખવા બેઠો ત્યારે મેં જોયું કે પહેલું લીધેલું કેળવણીનું કામ મેં રાજકાજમાં ઝંપલાવતાં ખોરંભે નાખ્યું હતું. સમાજસુધારાના મારા માનીતા ક્ષેત્રમાં તો હજી મેં પ્રવેશ જ નહોતો કર્યો. તે વિષે કંઈક મારા પત્રોમાં લખીને હું સંતોષ માનતો. નવાઈની વાત એ હતી કે સરકારનો સમન મળ્યો તેને આગલે જ દિવસે વિદ્યાબહેનને ઘેર શારદાબહેનને હું ખાસ મળવા ગયેલો ત્યારે મેં કહેલું: 'હવે યુગધર્મ તો સ્થિર થઈ ગયું છે, તેથી સામાજિક સુધારાના અને સમાજસેવાના વિષયોને જ છણવાને–સામાજિક અન્યાય અને જુલમની જડતી લેવાને એક જુદું માસિક કાઢવાનો વિચાર કરું છું.' સ્વાભાવિક રીતે બંને દિલસોજ બહેનોએ મારી દરખાસ્ત ઉત્સાહપૂર્વક વધાવી લીધેલી

અને તે કામમાં પૂરો સહકાર આપવા કહેલું. એ કામ પણ અહીં આવતાં પડતું રહ્યું, તેનો મને ઘણો ચચુચણાટ દિલમાં થયો.

યરોડા જઈ હું ગાંધીજીનો સાથી બન્યો અને થોડા દિવસમાં મઝાના બગીચાવાળા વિશાળ યાર્ડમાં રહેવા ગયો ત્યારે નવી સોબત અને સૃષ્ટિમાં મારી અંગત વેદના હું ભૂલી ગયો. સવારમાં ચાર વાગ્યે ગાંધીજી સાથે પ્રાર્થના કરું ને સાત વાગે ગરમાગરમ દૂધ–ચા પીઉં, થોડીવારમાં નાનો દંડૂકો હલાવતો કોઈ ગોરો સાર્જંટ આવે, તે પછી મોટા ઉપરી ને દા૦ મહેતા આવે. વોર્ડરો અને બરદાસીઓનું મોટું ઝુંડ ચોપાસ અમારી તહેનાતમાં ફર્યાં કરે. આવા સૌમ્ય વાતાવરણમાં નવી જીવન-સરણી અપનાવતાં અને રોજ ગાંધીજીની બોધક વાતો સાંભળતાં એકંદર મેં શીળી શાંતિ અનુભવી.

થોડા અઠવાડિયામાં હું નવા સ્થાનકની માયા ઓછી કરીને વધારે આત્મનિષ્ઠ થયો. ગાંધીજી સાથે જે ચર્ચાઓ થતી તે પરથી હું સ્વતંત્ર રીતે વિચાર કરવાને પ્રેરાતો અને બધું રોજનીશીમાં ટપકાવતાં હું વધારે જાગૃત થતો. તેવામાં મેની આખરે કોંગ્રેસની ઉપરી સમિતિ ધારાસભા તરફ ઢળ્યાના સમાચાર મળ્યા, અને તે વિષે ગાંધીજીના પ્રત્યાઘાત સાંભળવા મળ્યા, તેથી વળી મારા અંતરમાં નવું મંથન શરૂ થયું.

સાબરમતીથી જ રાજકીય કાર્ય માયાવી ગણીને તે છોડવાના વિચાર આવ્યા કરતા. વલ્લભભાઈની ટીકાએ તે વિચારને મજબૂત બનાવેલો. હવે આગેવાનોની મહાસમિતિને પણ ગાંધીજીનો શુદ્ધ માર્ગ છોડીને સગવડિયા રાજકારણમાં સરી જતી જોઈ. તેથી રાજકારણની મને ઓર નફરત આવી. ગુજરાત પર નજર નાખતાં બીજા વિચારોથી મારું મન ડહોળાઈ ગયું. કેટલા રાજકીય સાથીઓ કંઈ સિદ્ધાંતને સમજે છે કે પિછાને છે? નર્યાં અંગત ભક્તિભાવ અને પૂર્વગ્રહનું કેવું સામ્રાજ્ય

વર્તી રહ્યું છે? જે વધારે બુદ્ધિશાળી હોય છે તે વધારે ચાલાકી નથી કરતા? જે ભારે ઠરાવો કરે છે તે તેનું અણિશુદ્ધ પાલન કેટલું કરે છે? એકંદર ગાંધીજીના સિદ્ધાંત અને પ્રતિજ્ઞાને નામે થોડોઘણો દંભ નથી ચાલતો? આવા સવાલો મનમાં ઘોળાતા, તેમ રાજકારણને તિલાંજલિ આપી સમાજ અને સાહિત્યના ક્ષેત્રમાં માનવતાનો પ્રેમળ પ્રકાશ પાથરવાનો નિશ્ચય થતો ગયો.

જૂન મહિનો આવ્યો ત્યારે નવી જેલનો મોહ છેક જ ઓસરી ગયો. આશ્રમ છોડચે બે મહિના થયા ત્યારે તેની અને સર્વ મિત્રોની માયા ઊભળી આવી. સ્નેહીઓના ધાર્યા કાગળ નહોતા મળતા, તેના વલખાં મારતો. જાણે છેક નિરાધાર સ્થિતિમાં એકલો આ રાક્ષસી જેલમાં પુરાયો હોઉં અને બહારની દુનિયામાં મારી કોઈ પરવા ન કરતું હોય એમ લાગતું.

આશ્રમ એ મારું કામચલાઉ ઘર હતું. પણ ખરા સ્વજનની કે કુટુંબપરિવારની ખોટ તે કેમ પૂરે? સગાંસહોદરથી તો હું વરસોથી છેક વિરક્ત બની ગયેલો, તેથી તેમની માયાની આશા કેમ રખાય? પરણેલી સ્ત્રીને કાગળ લખીને તેનાથી હું અલગ થયો હતો. છતાં સ્નેહની ભૂખ થોડી ભાગે? જેમ એકાંતમાં હું વધુ ચિંતન કરતો ગયો તેમ શરીરની વાસના, હૃદયની ઊર્મિઓ, કલ્પનાનાં તોફાન—બધાંયે તત્ત્વોએ મારી શુષ્ક જીવનચર્યા સામે બંડ પોકારીને મને સતાવવા માંડ્યો. મારા ચિત્તના સમરાંગણમાં આ બધાં સંસારી તત્ત્વોએ મારી ધર્મ, તત્ત્વજ્ઞાન અને વૈરાગ્યની ભાવના સામે અહર્નિશ યુદ્ધ આદરવા માંડ્યું. મારો નબળો જીવ આ તાંડવનો નિઃસ્પષ્ટ સાક્ષી બની રહ્યો.

જૂનની આખરે ડૉ૦ સુમંત અને ઠક્કરબાપા મળવા આવ્યા. તેમણે થોડી વાત કરી. બાકીની કેટલીક અનિશ્ચિત રહી. ફરી મારા વાસમાં આવીને હું બેઠો ત્યારે મારી યાતના શરૂ થઈ.

મારા ભાવિનો સવાલ મને વધારેમાં વધારે દમતો ગયો. રાજકારણમાંથી હું ફેંકાઈ ગયેલો હતો ને અધૂરું હતું તે વલ્લભભાઈએ હમણાં જ પૂરું કર્યું. બધું છોડીને મેં જે આશ્રમનું અને માસિક-પુસ્તકનું કામ આદરેલું તે ટકશે ખરું? હવે તો આંતરિક તેમજ બાહ્ય બંને જીવનના સાણસામાં હું સપડાયો. મારી જાત ને દુનિયા વેરણ બની. હવે તરણોપાય ક્યાં શોધવો?

આ બધી બળતરાને લીધે જ સાબરમતીથી મારું વજન ઘટયે જતું હતું. ત્રિવિધ તાપમાંથી મુક્તિ મેળવવાને દેવપોઢી એકાદશીથી કંઈક વ્રત આદરવા માંડ્યાં પણ અંતરની આગ તો બોર જલતી જ રહી.

બીજી પાસ ધાર્મિક અભ્યાસ અને ચિંતન મેં વધારી મૂક્યાં. ઉપનિષદ વગેરે ધર્મગ્રંથો હું વાંચતો તેથી આધ્યાત્મિક વાતાવરણ જામતું. રામકૃષ્ણ-વિવેકાનંદની છબી મારા દિલમાં જડાયેલી જ હતી. તેમનું દર્શન વિશેષ કરીને સવારે-સાંજે ધ્યાનમાં થતું જેલમાં તેમના સંસ્કાર જાગૃત કરતાં દક્ષિણેશ્વરનું મંદિર, બેલુરમઠમાં વિવેકાનંદનો અગ્નિશુદ્ધ સાચવેલો ખંડ-બધું કલકત્તામાં નજરે જોયેલું, તેનાં સ્મરણો તાજાં થયાં. તેથી મને કંઈક આશ્વાસન મળતું, પણ પૂરી શાંતિ નહોતી મળતી.

મારું ધ્યાન શ્રદ્ધાળુ નહિ પણ ક્રિયાશીલ હતું. એ ગુરુ-શિષ્યના સંદેશ ને માનસને તાત્ત્વિક દૃષ્ટિથી હું તપાસ્યા કરતો, અને મારા હૃદયને સ્નેહ ને આસક્તિના જે ભાવ નિરંતર દમતા હતા તેના મારણની જડીબુટ્ટી હું શોધ્યા જ કરતો.

વિવેકાનંદ વધારે પ્રસિદ્ધ થયા. પણ આદિપુરુષ રામકૃષ્ણ પર જ

મેં ધીમે ધીમે ધ્યાન એકાગ્ર કર્યું. વાસનાને બાળીને ભસ્મ કરવાને વિવેકાનંદ એક વાર બળતી સગડી પર બેસવા તૈયાર થયેલા. પણ તેમના ગુરુએ તે જ સાધના બીજી રીતે કરી. સ્ત્રીજાતિ તરફ વૃત્તિ પલટાવવાને તે પોતાની પત્નીને જ સોળે શણગાર સજાવી વિધિપૂર્વક માતૃસ્વરૂપે પૂજતા. પોતાના પુરુષત્વનો ભેદ ભૂલવાને તે સ્ત્રીવર્ગમાં સ્ત્રી તરીકે થોડો વખત રહેલા. અગાઉ પુસ્તકમાં આ બધું વાંચેલું તેનો હવે નવો અર્થ હું ઉકેલવા લાગ્યો. મારા દિલમાં માતૃગ્રંથિ જામેલી જ હતી, તેથી સ્ત્રી પ્રત્યે સર્વાંગી આસક્તિ ડામવાને તેને માતા-દેવી તરીકે દિલમાં સ્થાપવાને પરમહંસનો માર્ગ મને સર્વોત્તમ લાગ્યો.

ગુરુ–શિષ્યનું ચિંતન કરતો ત્યારે અરવિંદના 'યોગિક સાધન'નો પાઠ પણ કરતો. મૂલાધારથી માંડીને સહસ્રાર સુધીનાં સર્વે ચક્રોનું તેમનું વિશદ વિવરણ મનમાં ઊંડું ઊતરતું. તેમાં સર્વોપરી સ્થાને આત્મશક્તિ કે પરમાત્મશક્તિ વિરાજે છે તેને અરવિંદ શક્તિ–ને ક્વચિત કાલી માતા–તરીકે વારંવાર બિરદાવે છે. આમાં વળી એ જ ઉકેલ નવા રૂપે દેખાયો. સચરાચર પરમાત્મતત્ત્વને બ્રહ્મ કે પરબ્રહ્મને બદલે દેવી કે કાલી તરીકે કેમ ઓળખાવી છે? દૈવી સર્જકશક્તિ માટે સ્ત્રીજાતિના શબ્દનો પ્રયોગ કેમ? સચરાચર જગતમાં મહાદેવી કાલીનું જ દર્શન અરવિંદને કેમ થાય? શાસ્ત્રો બ્રહ્માને સૃષ્ટિના સર્જક ગણે છે. ત્યારે જગતવિધાત્રી તરીકે અરવિંદ કાલીને કેમ પૂજે છે?[૧] આવી દેવી પૂજામાં અને સ્ત્રીના માતૃસ્વરૂપને બીરદાવવામાં સાધકની શારીરિક ને કૌટુંબિક વાસના ટાળીને તેને પરમાત્મશક્તિ પર સરળ રીતે એકાગ્ર કરવાનો હેતુ મને જણાયો.

૧. અરવિંદના પોંડિચેરીના આશ્રમમાં પણ વરસોથી પોલ રિશારનાં ફ્રેંચ પત્નીને માતા તરીકે પૂજવામાં આવે છે. હાલ તે જ આશ્રમમાં સર્વોપરી અધિષ્ઠાત્રી માતા તરીકે વિરાજે છે.

જેલમાં એકાંતમાં આવો બધો સંભાર મારા મનમાં એકત્ર થતો ગયો. તેના પરિણામનો ઉલ્લેખ કરતા પહેલાં, મારા માનસનું બીજું એક લક્ષણ ધ્યાનમાં લેવું જોઈએ. તેમાં અનેક પરસ્પરવિરોધી તત્ત્વોનો વિચિત્ર સંયોગ જામેલો હતો. મારા ધાર્મિક માનસને વિજ્ઞાનનો શોખ હતો. મારું અરસિક હૃદય ગમે તેવા જડ ગામડાંને કે લોકોને કલ્પનાના રંગે રંગી દેતું. મારું પ્રવૃત્તિશીલ માનસ શીળા તત્ત્વજ્ઞાનમાં અને શાંત સેવાકાર્યમાં રસલીન થતું. આવી પ્રકૃતિને લીધે મારી સંસારી કામના પણ કંઈક વેરાગી જ હતી. જોન સ્ટુઅર્ટ મીલે વર્ડ્ઝવર્થને અરસિક જીવોનો કવિ[1] કહ્યો છે. પણ તેની જ કવિતા, મીલની માનસિક કટોકટીને કાળે તેને રોચક નીવડી, અને તેની પ્રગતિનો માર્ગ ખોલવામાં સહાયરૂપ બની. તેમ મારી તીવ્ર મનોકામના મુખ્યત્વે માતૃપ્રેમની ભૂખ પર જ રચાયેલી અને કલ્પનાના મનોહર રંગે રંગાયેલી હોવાથી, રામકૃષ્ણની દેવી અને અરવિંદની કાલી માતા અણીને વખતે મારી વહારે આવી ગયાં.

દેવઊઠી અગિયારશના નવા કડક વ્રતને હજી થોડા જ દિવસ થયા હતા. મારા અંતરમાં ચોપાસ ઘોર નિરાશા છવાઈ ગઈ હતી. મારા હૃદયમાં ઊછળતા સ્નેહતરંગોને વશ કરવાના મારા અનેક પ્રયાસ નિષ્ફળ નીવડ્યા હતા. કોઈ તત્ત્વજ્ઞાન કે ધ્યાન-ચિંતન મને પ્રકાશ નહોતાં આપતાં. તેવામાં જાણે મારા હૃદયાકાશમાં ઓચિંતો વીજળીનો કડાકો થયો અને ઝગહગનો પ્રકાશ પથરાઈ ગયો. સમુદ્રનું મંથન થયા પછી અમૂલ્ય અમૃત સાંપડે તેમ મારું અંતર વારંવાર વલોવાયા પછી તેમાંથી દિવ્ય પ્રકાશથી ઝગહગતી પતિતપાવન દેવીનું મને દર્શન થયું.

સર્વાંગે કાંચનવર્ણથી દેદીપ્યમાન દેવીએ જાજવલ્યમાન વસ્ત્રાભૂષણ સજ્યાં હતાં. તેનામાં વાત્સલ્યપૂર્ણ માતાની અનુપમ સુંદર આકૃતિ મને દેખાઈ. તેના ગુલાબી ઓઠમાંથી દિવ્યપ્રેમની ધારા વરસતી. તેના પ્રતાપી

---

૧. The Poetry of unpoetic souls.

નયનમાંથી દુશ્મનને ડારે અને ભક્તને ઠારે એવું ક્ષાત્રતેજ ઝગારા મારતું. તેનાં દર્શન થતાં હું ઘડીભર સ્તબ્ધ બનીને તેને નમ્રભાવે નીરખી રહ્યો. તેનું સોહામણું મુખારવિંદ અને તેની પાવક નયનજ્યોતને નીરખીને હું વિશુદ્ધ બન્યો. થોડી જ વારમાં ભક્તિભાવથી દેવીના ચરણકમળમાં સાષ્ટાંગ પ્રણામ કરીને મેં તેને સર્વસ્વનું સમર્પણ કર્યું.

સાબરમતીથી જે જ્યોતિર્મય પરમાત્વતત્ત્વને હું ઝંખતો હતો તેનું સાક્ષાતદર્શન મને દેવીમાં થયું. મારાં બધાં દુઃખ ને કામના, સર્વ ચિત્તવૃત્તિઓ અને સમગ્ર માનસ તેને સમર્પણ[1] કરીને મેં અપૂર્વ સુખશાંતિ અનુભવી. તે દિવસે મારી રોજનીશીમાં મેં લખ્યું: 'આજે સોનાના સૂરજ ઊગ્યા છે; કવિની ભાષામાં કહું તો 'ઊતર્યો જાણે દેવદેવીઓનો સાજ.' हिरण्यमयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्—અંતરનું સોનેરી દ્વાર આજે ઊઘડયું અને દેવીનું દર્શન થયું. હવે દેવી જેમ દોરશે તેમ દોરાઈશ.'

પહેલી વાર તો દેવી અંતરિક્ષમાં વિલસતી દેખાઈ. પણ કૃપાવંત દેવી ક્યાં સુધી ભક્તજનથી દૂર અને અસ્પર્શ્ય રહે? જેમ જેમ સવાર ને સાંજના ધ્યાનમાં ને દિવસના ચિંતનમાં હું દેવીનું પૂજન કરતો ગયો તેમ તે પ્રસન્ન થઈને પૃથ્વી પર ઊતરીને હસતી અને રમતી, પાસે બોલાવતી અને આશીર્વાદ આપતી. ધીમે ધીમે તો તે માતા અને ભગિની, સખી અને સહોદર બનીને મને હુલાવતી અને રમાડતી, હસીને વાતો કરતી અને કડક શાસન છોડતી. ટૂંકમાં નરસિંહ અને મીરાં જેવા ભક્તકવિઓએ કૃષ્ણની જેવી લીલા વર્ણવી છે તેવી જ લીલા દેવી મારી સાથે ખેલતી અને મને સ્વર્ગીય આનંદ આપતી. પછી તેના પાદપંકજમાં હું નમી પડતો ત્યારે તેના પ્રેમળ છતાં પ્રતાપી નયનબાણ મારા અંતરમાં સોંસરાં ઊતરીને મારી બુદ્ધિના જાળાં સાફ કરતાં, મારી પ્રતિભાને જાગૃત કરતાં અને મારા આત્માને દિવ્ય પ્રેરણા આપતાં.

---

૧. આપણા ધર્મસાહિત્યમાં આ પ્રક્રિયા સામાન્ય છે: कायेन वाचा मनसेन्द्रियैर्वा, बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात्। करोमि यद्यत्सकलं परस्मै, नारायणायेन समर्पयामि ॥

વરસ પૂરું થવા આવ્યું અને ગાંધીજીની તપસ્યાથી અને મારાં અવનવાં વ્રતથી, અમારા સ્થાનકનું વાતાવરણ હળવું અને વિશુદ્ધ થયું તેમ હું દેવીનો દિવ્ય સંદેશ ઝીલવાને વધારે લાયક બન્યો. ક્વચિત શરીરમાં આળસ આવે, બુદ્ધિમાં મંદતા આવે કે ચિત્તમાં વિકાર આવે ત્યારે દેવીનું સ્મરણ કરી હું તરત જાગૃત થઈ કર્તવ્યપરાયણ બનતો. આવે વખતે દેવીની તેજસ્વી આંખમાંથી અગનબાણ છૂટતાં તે મારા બધા દોષ બાળીને ભસ્મ કરતાં. કોઈ વાર તેની વાત્સલ્યપૂર્ણ દયામય દૃષ્ટિના કોમળ સ્પર્શથી હું બધી મલીનતાની ધૂળ ખંખેરી નવો માનવી બનતો. પછી જ્યારે તેની પ્રેરણાને વશ થઈને હું નિયત કાર્ય કરવા બેસતો ત્યારે શીતળ ચંદ્રની અમૃતધાર મારા પર વરસાવીને દેવી મને અમોઘ શાંતિ આપતી.

દેવી હાજરાહજૂર હોય ત્યાં દેવ પણ પધાર્યા વિના કેમ રહે? બુદ્ધ ને વિવેકાનંદના રૂપે કોઈ ને કોઈ ગુરુનાં ધ્યાન કરવાને હું ટેવાયેલો હતો. નવીનતા દેવીના પ્રાદુર્ભાવમાં હતી. પણ હિરણ્યમયી દેવીનાં નિત્ય દર્શન થતાં મારા દિલના દેવ પણ નવારૂપે પ્રકટવા લાગ્યા. સાયંકાળના ધ્યાનમાં દેવ ક્વચિત અજરામર ગુરુવર્ય તરીકે તો ક્વચિત સુભગમૂર્તિ બાલયોગી તરીકે દર્શન દેતા. અપાર્થિવ સૌન્દર્યવતી દેવી કંઈ કલાવંત નૃત્યક્રીડા કરતી દેખાતી ત્યારે દેવ આસનવાળી ધ્યાનસ્થ થતા કે શિષ્ય-ગણને સૌમ્ય ઉપદેશ આપતા દેખાતા. દેવી મારા હૃદયને પ્રેમ અને આનંદ આપતી ત્યારે દેવ મને યોગવિદ્યાનો મૂક આદેશ આપતા. રોજ-બરોજ મારા ધ્યાનમાં આ બેલડીનાં દર્શન કરીને હું વિરલ શાંતિ અને જ્ઞાન પામતો અને ચિંતન અને સર્જનની અવનવી સામગ્રી મેળવતો.

યોગીરાજ દેવ પાસેથી હું અપાર પ્રેરણા અને શક્તિ પામતો. પણ નિત્ય નવા રૂપે અને નવા નૃત્યથી સોહાતી માતૃસ્વરૂપ દેવી મારા

હૃદયના ઝીણામાં ઝીણા તાર ઝણઝણાવતી. તે મને વહાલથી લાડ લડાવતી ને મારા તપતા કપાળ પર હળવો અંગુલિસ્પર્શ કરી તેને ચંદનસમી ટાઢક આપતી. છતાં સૌન્દર્યમૂર્તિ દેવીનું શરીર સ્થૂળ ન લાગતું. તેના પ્રકાશવંત દેહની તેજોમય આકૃતિ જ વરતાતી. મારું ભ્રમિત મસ્તક તેના અંકમાં મૂકીને હું તેના બાળકનો ભાવ સેવતો કે તરત જ તેની સુભગ આકૃતિ, તેજસ્વી હૃદયકમળનું સ્વરૂપ ધારણ કરીને મારા સૂક્ષ્મ શરીરને આવરી લેતી. તેના હૃદયાકાશમાં મારી અસ્મિતા અને અહંતા લય પામતાં તે જ ક્ષણે અનેરા જાદુથી મારી સર્વોપરી આત્મ-શક્તિ જાગૃત થતી અને દેવીના આદેશ મુજબ ધર્મ્યકર્મમાં પ્રવૃત્ત થતી.

પ્રેમાળ દેવીનો આવો વાત્સલ્યરસ પીતાં અને તેની મીઠી છાયામાં રહેતાં તેના પર આસક્તિ થાય તો? દેવીના સૂક્ષ્મ શરીરના માતૃપ્રેમમાં પણ નવી જાતના મોહનું ભયસ્થાન ન હોય? સદ્ભાગ્યે થોડા મહિનાના આવા લાલનપાલન પછી એક દિવસ મારાં દેવ-દેવીના આધ્યાત્મિક લગ્નનો ઉત્સવ ઊજવી હું અનેરો આનંદ પામ્યો. હું એ દંપતીનો નિષ્કામ પ્રેમી અને બાળક બન્યો અને તેમની પાસેથી ઉન્નત પ્રેરણા પામીને ધન્ય બન્યો.

આમ સૂક્ષ્મદેહધારી દેવ-દેવીની સાધના રોજબરોજ કરતાં હું બાહ્ય જગતથી વધારે વિરક્ત થયો અને અંતર્મુખ જીવનમાં વધારે મસ્ત બન્યો, તેમ બંને પાસે નિરંતર ઉચ્ચ પ્રેરણા મળતાં મારી બુદ્ધિ વધારે વિશદ બની અને આત્મશક્તિ વધારે નિશ્ચયાત્મક બની. આગળ જે બધું વાંચતો અને વિચારતો તેનો વધારે સાક્ષાત્કાર થતો ગયો અને તે ઉપરથી તારવવાના સિદ્ધાંતો વિષે નિર્ણય લેતો ગયો.

અરવિંદના યૌગિક સાધનમાંથી સૂક્ષ્મ શરીરના જે ચક્રો વિષે ફરીફરીને મેં રસથી વાંચેલું તેનો વધારે વિશદ આંતરિક અનુભવ હવે

થતો ગયો. દેવીના પરમ પ્રતાપે હૃદયચક્ર વિશુદ્ધ થતાં બે ભમ્મરની વચ્ચે સ્થપાયેલા અહંતાના કેન્દ્રનો જ મારે સંયમ કરવાનો રહ્યો. અહંભાવ જ બ્રહ્મરંધ્રમાંથી વહેતી આત્મશક્તિને સમગ્ર માનસ અને શરીરને પાવન કરતી અટકાવતો. અહંતાના લયને માટે જ હું દેવીને નિરંતર પ્રાર્થના કરતો. જ્યારે હું સંપૂર્ણ નમ્રભાવે દેવીના ચરણમાં નમી પડતો, ત્યારે અહંભાવનો લય થતો અને આત્માનો પ્રકાશ મારાં સર્વ ચક્ર પર રેલાતો.

થિયોસોફીના ગ્રંથોમાં વિવિધ પ્રકૃતિનાં મનુષ્યોના સૂક્ષ્મ શરીરના વિવિધ રંગ કલ્પેલા છે. શરીરિક વાસનાનો રંગ લોહી જેવો ઘેરો લાલ, પ્રેમભાવનો ગુલાબી લાલ, બુદ્ધિપ્રભાનો શ્વેત વગેરે અનેક રંગ વિષે મેં ઘણું વાંચેલું. હવે અંતર્મુખ થઈ હું દેવ દેવીનું ધ્યાન કરતો થયો ત્યારે જુદા જુદા ભાવના પ્રાધાન્ય પ્રમાણે સૂક્ષ્મ શરીરના વિવિધ રંગની મને ઝાંખી થતી ગઈ.

પ્રેમ અને પ્રકાશ–Light and Love–એ ઉત્તમલાલ ત્રિવેદીનો મુદ્રાલેખ હતો. તેમના દરેક પુસ્તક પર આ શબ્દો તે ઘણા ભાવથી લખતા. હવે દેવ-દેવીના સંસ્કારથી તે સૂત્રનો સાક્ષાત્કાર થયો. દેવ પાસેથી હું પ્રકાશ પામતો અને દેવી પાસેથી પ્રેમરસ પીતો. આ સોનેરી સૂત્ર એ દિવ્ય દંપતીમાં મૂર્તિમંત થયેલું જોતાં તે મારા મનમાં ઊંડું વસી ગયું.

વ્યક્તિ પરથી સમષ્ટિ તરફ હું સહેજે વળતો. ફળફૂલ ને વૃક્ષવનસ્પતિ, સૂર્યચન્દ્ર અને તારકગણ તરફ હું નજર નાખતો ત્યારે સમગ્ર સૃષ્ટિમાં એક અને અદ્વિતીય બ્રહ્મતત્ત્વનું દર્શન કરતો. તે કાળમાં કવિ ટાગોરના એક પુસ્તકમાં કંઈક વાંચ્યું તે પરથી મેં નોંધ કરી : ‘સમગ્ર સૃષ્ટિ, પશુપક્ષી, સર્વ પ્રેમ–આનંદના વિલાસરૂપ છે; સૌ બંસરીમાં પરબ્રહ્મનો એક જ અનાહત સૂર સંભળાય છે; માત્ર માયાનો અંધારપછેડો દૂર કરવાથી આવો અનુભવ થઈ શકે છે. સૌ સાથે પ્રેમ નહિ, સર્વને પ્રેમની મૂર્તિરૂપ ગણવા.’ આ માત્ર શબ્દો ન રહ્યા. દેવી પાસેથી જે દિવ્ય પ્રેમનું

પાન કરતો તેમાંથી મારા અંતરમાં ઓર પ્રેમભાવ ઊભરાતો અને તેથી સમગ્ર જગત મને પ્રેમરૂપ ભાસતું.

સૃષ્ટિ સાથે મારો જીવંત ઐક્યભાવ શાંત કે નિષ્ક્રિય કેમ રહી શકે ? ભક્ત પ્રેમથી મસ્ત બને છે ત્યારે પ્રભુની મૂર્તિ આગળ પોતાની જુદાઈનું ભાન ભૂલીને નૃત્ય કરે છે. તેમ મને પણ ચાંદા અને સૂરજ, આકાશ અને તારા, વન અને વૃક્ષો સાથે ઐક્યની લગની લાગતાં હું શીળા પ્રેમભાવથી તરબોળ થઈને કેમ શાંત રહું ? દેવીનાં પ્રેમબાણનો સ્પર્શ થતાં મારું દિલ પણ આકાશનાં અને પૃથ્વીનાં સત્ત્વો સાથે એક-તાર બનીને વિરાટ રાસ ખેલવા લાગ્યું. તે ડાળીઓ અને પાંદડાં સાથે નાચવા લાગ્યું. વાદળાં અને પ્રકાશની ગતિ સાથે તે ગતિમાન થતું. સ્વાદિષ્ટ ફળ અને સુગંધીદાર ફૂલમાં તે રસલીન થતું વર્ષાભીની ધરતી અને સડેલાં પાંદડાંની સોડમ પણ મારી કલ્પનાને ચગાવી મૂકતાં. સારા બ્રહ્માંડમાં વિલસતા બ્રહ્મસાગરમાં મારું અંતર ડૂબકી મારતું કે તર્યા કરતું અને ઉપર નજર કરતાં દેવીની સોહાગી ચાન્દ્રમસી મૂર્તિ મને સ્વર્ગીય આનંદ આપતી.

આ પ્રેમાનુભૂતિમાંથી માણસમાત્ર કેમ બાકાત રહે ? દેવ-દેવી પોતે દૈવીગુણયુક્ત મનુષ્યરત્નો હતાં. તેમણે જે પ્રેમળ દૃષ્ટિ આપી તેને લીધે સર્વે સ્નેહીઓને અને સમગ્ર જનસમાજને હું સ્થિર પ્રેમળ ભાવથી નીર-ખવા લાગ્યો. અમેરિકાના લેખક ઇમર્સને લખ્યું છે કે માણસને એક ઠેકાણે પ્રેમનો પૂર્ણાનુભવ થતાં તેના અંતરમાંથી ફૂટતી પ્રેમગંગાનો પ્રવાહ સર્વે માનવબાળ પર વરસે છે. હવે સર્વે સાથીઓ અને મિત્રો, મને સંભારનારા ને ભૂલનારા—સર્વ પર મારો નિષ્કામ પ્રેમભાવ વરસી રહ્યો. બંકિમચંદ્રના વંદેમાતરમમાં ભારત માતાની પ્રશસ્તિ અને તેનાં કરોડો બાળકો પ્રતિ પ્રેમભાવ આલેખ્યો છે, તે હવે દેવીમાં ભારતમાતાનું આવાહન કરીને હું પૂરો સમજી ગયો. કવિ નર્મદના ‘જય જય ગરવી ગુજરાત’માં, ગુજરાત-ભક્તિનો અને પ્રેમશૌર્યનો આદેશ આપ્યો છે તે હવે દેવીએ ગરવી ગુજરાતણની વેશભૂષા ધારણ કરીને મારા દિલમાં

ઉતાર્યો. પંચમહાલના ભીલ, ચરોતરના અંત્યજ, સૌરાષ્ટ્રના ખેડૂત, ભાલની કાંતનારી સ્ત્રીઓ—વગેરે સર્વ પર મારા અંતરનો પ્રેમળ પ્રકાશ પથરાયો. 'બ્રહ્માંડ તો આ ઘર તાતનું છે'—એ કડીમાં તાતને બદલે દેવીનું નામ મારા કાનમાં ગુંજી રહ્યું અને જગજ્જનની માતાનું સ્વરૂપ ધારણ કરીને દેવી તેનાં કોટચાવધિ મનુબાળ સાથે મને એકતાર કરી રહી.

દેવીની પ્રેમળ પ્રેરણાથી જેમ, મારા કુમારકાળનું સચરાચર બ્રહ્મ-દર્શન નવા રંગે રસાઈને મને સાંપડ્યું, તેમ મારા દૈનિક જીવનના કેટલાયે જૂના સંસ્કાર નવા રૂપે તાજા થયા. જેલના ઘંટનો કઠોર ઘંટારવ સાંભળતાં સવારે બ્રાહ્મમુહૂર્તમાં ઊઠવાની મને સ્ફૂર્તિ થઈ. ત્રણચાર વાગ્યાના ડંકા વાગે તેમાં નડિયાદના સંતરામના મંદિરની પહેલી નોબતના મીઠા સૂર હું સાંભળતો. ધાર્મિક કે જ્ઞાનમય પુસ્તકો વાંચતાં હું મઠ-મંદિરના એકાંત ચિંતન-મનનનો આનંદ અનુભવતો. સવારે હાથે રાંધીને સાત-આઠ વાગે જમી લેવામાં બુદ્ધના મધ્યાહ્ન પહેલાં ભોજન કરવાના આદેશને અનુસરતો. સારો દિવસ ખૂબ વાંચીને અને જરૂરી નોંધ લઈને સાંજે બાગમાં એકલો ફરતો ત્યારે ગયાના મંદિરમાં બૌદ્ધ ભિક્ષુઓ સાથે પરિક્રમણ કરવાનો આનંદ અનુભવતો. મોડી રાતે ગમે તે પુસ્તક વાંચીને હું સૂતો ત્યારે બૌદ્ધ વિહારમાં કે બેલુરમઠમાં ભિક્ષુઓ કે સંન્યાસીઓના સાથમાં પોઢવાનો વૈરાગી આનંદ ભોગવતો.

દેવીનો ખરો પ્રતાપ તો સાયંકાળે ધ્યાનમાં જ હું અનુભવતો. પહેલા સ્થૂળ શરીરના કેન્દ્રસમાન નાભિચક્રને વશ કરીને હું હૃદયચક્ર પર ધ્યાન એકાગ્ર કરતો, ત્યારે દિવ્ય પ્રેમના પ્રતીકરૂપ દેવી મારા હૃદયમાં વિરાજમાન થઈને બીજી ક્ષુલ્લક વાસના અને કામનાને શાંત કરતી. હવે દેવીની પ્રેરણાથી અહંભાવને ગાળીને હું સહસ્રદલ બુદ્ધિ પર અને શતસહસ્રદળ આત્મા પર ધ્યાન કેંદ્રિત કરી શકતો, અને તેની થોડી

પાંખડીઓ ખૂલતાં મારું દિલ સ્વર્ગીય આનંદથી નાચી ઊઠતું. અંતરમાં વિરાજતા આત્મસ્વરૂપનું હું ધ્યાન ધરતો, તેમ બ્રહ્માંડસ્વરૂપ પરમાત્મામાં હું ભળી જતો અને સચ્ચિદાનંદની અહાલેક પૂરી શ્રદ્ધાથી પોકારતો.

પ્રાતઃકાળે સૂર્યનારાયણની સવારી આકાશમાં ચડતાં, ધુમ્મસ અને ઝાકળના અંધકાર સપાટાબંધ વીખરાઈ જાય છે, તેમ દેવીના પ્રેમપ્રકાશ આગળ અગાઉથી નાની ચિંતા અને નિરાશાનાં પડળ સાફ થતાં ગયાં. જેમના કાગળની આશા રાખતો તેમની સાથે આત્મિક સંબંધ સાધીને રોજિંદી ચિંતામાંથી મુક્ત થતો. ક્વચિત મળતાં છાપામાંથી કે કોઈ મેળાપીઓ પાસેથી કંઈ પ્રતિકૂળ સમાચાર મળતાં મારું દિલ હાલી જતું તે દેવીના દિક્કાલાવચ્છિન્ન દર્શન થતાં સ્થિર શાંતિ ભોગવતું.

વ્રત–તપથી શરીર હળવું થતાં અને દેવીના પ્રિય દર્શનથી હૃદય પ્રફુલ્લ થતાં મારા મગજને દમના કેટલાક કોયડા સહેલાઈથી ઊકલવા લાગ્યા. પ્રેમલગ્નની મારી સૂક્ષ્મ ઝંખના સ્ત્રીહૃદયના ચિત્રવિચિત્ર પ્રશ્નો મનમાં ખડા કરતી. સમાજમાં અને શાળા–કૉલેજમાં કોઈ બુદ્ધિશાળી યુવક-યુવતીઓ, સાથે ભણતાં એકમેકને ચહાય છે છતાં કોઈ કુમારિકા પ્રતિભાશાળી અને મનોહર પણ ગરીબ કુટુંબના જુવાનને તરછોડીને કેમ કોઈ ઊતરતી કક્ષાના ગર્ભશ્રીમંત કુમાર સાથે જીવન જોડે છે? દેવીનું ધ્યાન ધરતાં તેણે ખડખડાટ હસીને મને સમજાવ્યું કે કોડીલી કન્યા માત્ર પ્રિય જીવનસાથીને જ નહિ પણ બાળકનું સુયોગ્ય પાલન-પોષણ અને સાધનસંપન્ન ઘર પણ શોધે છે. કોઈ કુમારિકા પોતાનાથી વધારે બુદ્ધિશાળી ને પ્રતાપી વર કેમ શોધે છે અને કોઈ પ્રતિભાશાળી કન્યાને કલ્યાગરો કંથ કેમ ગમે છે? કોઈ છેક નજીકનાં સગાં કે છેક વિભિન્ન સંસ્કારવાળાં યુવક-યુવતીઓ ઓચિંતાં કેમ પરણી જાય છે? આવા વિવિધ સવાલ, કંઈ લગ્નના સમાચાર મળતાં મારા મનમાં ઘોળાતા ત્યારે સર્વદર્શી દેવી પ્રસન્ન થઈને વરકન્યાનાં માનસનાં આવા કોયડા મને રમતમાં સમજાવતી. આમ દેવીએ સારા સંસારની દેવીઓનાં હૃદયનું

દર્શન કરાવવા માંડયું તેથી મારી અનેક મૂંઝવણોનો ફેંસલો સત્વર થઈ જતો.

હું જેલમાં આવ્યો ત્યારથી કંઈક હળવું સાહિત્ય રચવા તરફડતો, પણ તે વિષે મારો માર્ગ કેવળ અંધકારમય ભાસતો. કોઈ આધ્યાત્મિક પુસ્તકમાં મેં વાંચ્યું કે સાચો લેખ તો આત્માના અનંત વિકારના ભાંગ્યાતૂટયા પ્રતિબિંબરૂપ છે, અને જે વાકયમાં આત્માનું દર્શન થાય છે તેને જ સાર્થક ગણાય. આ દૃષ્ટિથી અનુકૂળ વાતાવરણ તો મારી આસપાસ જામેલું હતું. પણ સાચા સર્જન માટે નક્કર સત્યનું દર્શન પણ થવું જોઈએ. હવે દેવીએ મારા હૃદયમાં વિરાજમાન થઈને અનેક સ્ત્રીરત્નોનાં ભેદી માનસનું દર્શન કરાવવા માંડયું. તરત મારી કલ્પના અને રસવૃત્તિની મુક્તધારા વહેવા લાગી. અનેક વિષયો અને પ્રસંગો મગજમાં તરવરવા લાગ્યા અને તે મારી નોંધપોથીમાં ઊતરતા ગયા.

જેલના અંધકારમાં તેજસ્વિની દેવીએ જ મારો પંથ ઉજમાળો બનાવેલો. તેથી પહેલાં તો તેના ભારે અનુગ્રહનું વર્ણન કરવાને 'દેવીને ચરણે,' 'માતાની સાધના' કે એવા જ કંઈ વિષય પર લખવાનું વિચાર્યું. પણ ચતુર દેવીએ અટ્ટહાસ્ય કરીને આ વિચારને હવામાં ઉડાવી મૂકયો. પછી સ્ત્રીજીવનની છૂટક અનુભવમાળા ટૂંકી વાર્તામાં આલેખવાનો મેં વિચાર કર્યો. દેવીએ તે પસંદ કર્યો અને મને વિવિધ વય અને સંસ્કારનાં સ્ત્રીરત્નોને મૂર્તિમંત કરવાનો આદેશ આપ્યો. તેથી વિવિધ કાળે અંતરમાં વણાયેલાં સર્વોત્તમ સત્ત્વોને પસંદ કરીને મારી વાર્તાનું માળખું તૈયાર કર્યું.

હવે વળી નવી મુસીબત ઊભી થઈ. જ્યારે હું એક લેખકના અહંભાવથી મારાં સ્ત્રીપાત્રોને કાગળ પર ઝળકાવવા બેઠો ત્યારે કલમ અટકી ગઈ અને મગજ શૂન્ય બની ગયું. દેવીની એક વાર સંમતિ લીધા પછી તેને ભૂલી જતાં હું સ્વશક્તિથી કંઈ ન લખી શકયો. પછી મારા

પાત્રો મનમાં રાખીને પ્રેરણામૂર્તિ દેવીનું ધ્યાન કરતો અને અહંભાવને ગાળીને મારી કલમ દેવીને શરણે ધરતો કે તરત પ્રસંગો અને શબ્દોનો અસ્ખલિત પ્રવાહ મારા મગજમાં ઊભરાતો અને કલમમાંથી ટપકતો. આવી રીતે દરેક સ્ત્રીરત્નનાં માનસ અને વર્તન, અનુભવ અને બોલ સહેજે મને સૂઝતાં ગયાં અને તે સરળ રીતે લખાતાં ગયાં. દેવીના ચરણ-કમળમાં નમ્રતાથી ઝૂકીને હું મારા અહંભાવની આહુતિ જેટલે અંશે આપતો તેટલે અંશે મારું સર્જન અસ્ખલિત વહેતું અને તેના આનંદથી મારું દિલ ઊભરાતું.

જેમ હું નમ્ર બનતો તેમ દેવી પણ કેવી કૃપાવંત બનતી? હું નવોઢી કુમારિકાને આલેખવા ધારું ત્યારે દેવી હલેતી તોફાની કુમારિકા બનીને કેવા તોફાને ચડતી અને કેવી આંખો ચગાવતી? કુમાર-કુમારિકાનું જૂથ મારે શબ્દોમાં ઉતારવું હોય ત્યારે તે જ તેમનાં સર્વેનાં રૂપ ધારણ કરીને કેવાં રંગબેરંગી ચિત્રો અને સંવાદથી મારું અંતર સભર ભરી દેતી? વળી કોઈ સુશિક્ષિત યુવતી, સેવાભાવી વિધવા કે સ્નેહાળ માતાનું ચિત્ર મારે આલેખવાનું હોય ત્યારે તેમનાં વિવિધ રૂપ અને ગુણ અનુભવી કલાકારની શક્તિથી દેવી કેવાં બદલતી અને દરેકને અનુરૂપ આચારવિચારનો કેવો સંપૂર્ણ સાક્ષાત્કાર મને કરાવતી? ખરેખર, હું જ્યારે મારા લેખનના જાગૃત સ્વપ્નમાંથી જાગતો ત્યારે મને લાગતું કે આખું પુસ્તક શબ્દેશબ્દ દેવી જ મને લખાવે છે, અને હું તો માત્ર તેનું લખાવ્યું જ લખ્યે જાઉં છું! છેવટે મેં વિશુદ્ધ સત્ત્વોને એ પુસ્તક અર્પણ કર્યું. પણ અંતરમાં તો મારા મુગ્ધ હૃદયે તે સત્ત્વોને ઝળકાવનાર અને મૂર્તિમંત કરનાર મારી પ્રેરણામૂર્તિના જ ચરણકમળમાં જ તે પુસ્તક ભેટ ધર્યું.

આ સર્જનકાર્યની પ્રગતિથી હું કૃતાર્થ થયો ત્યારે દેવીની પરમ

સહાયથી મારા જીવનનો વિકાસક્રમ પણ મને ઉકલવા લાગ્યો. દેવીના સંસ્કારથી મારા કુમારજીવનના કેટલાયે સંસ્કારો તાજા થતા હતા. સન્ત ધર્મપુસ્તકોના વાચનથી નડિયાદનું વાતાવરણ સહેજે તાદશ કરી શક્યો. મારા જીવનનાં ઊંડાં મૂળ મારા હાથમાં આવ્યાં. પછી અભ્યાસકાળનો માનસિક વિકાસ, વકીલાતના અનુભવ અને દેશસેવાનાં કાર્યોની વિગતો ટપકાવતાં વાર ન લાગી. મારા માનસિક વિકાસ અને હૃદયના પલટાના ગૂંચવાડા ભરેલા કોયડા હું દેવ-દેવી આગળ નિરભિમાન વૃત્તિથી રજૂ કરતો ગયો અને સાયંકાળના ધ્યાનમાં તેમના સૂચવેલા ઉકેલ કાગળ પર નોંધતો ગયો. તે ઉપરથી મને ચોખ્ખું સમજાયું કે મારા આંતરિક વિકાસના અને બાહ્ય જગતના જ્ઞાનના નિયમો મેં જુદા જ કલ્પેલા છે. આંતરિક વિકાસમાં હું સ્વયંભૂ શ્રદ્ધાથી આજસુધી પ્રેરાયો છું ત્યારે ભૌતિક જગત અને સંસારને હું વૈજ્ઞાનિક બુદ્ધિથી સમજવાને ટેવાયેલો છું. મન અને શરીર, પુરુષ અને પ્રકૃતિ-બંને એકબીજાંથી ઓતપ્રોત થયાં છે. તો પણ બંનેના જુદા નિયમોની સ્પષ્ટ સમજથી હું દોરાયો છું. ભાવિ જીવનમાં પણ આત્મામાં અચળ શ્રદ્ધાથી તેમ વૈજ્ઞાનિક બુદ્ધિવાદથી પ્રગતિ કરવામાં મારું શ્રેય મને સમજાયું.

મારા અંગત જીવનનો તેમ રાષ્ટ્રીય તવારીખનો પણ અભ્યાસ નવી રીતે હું કરતો ગયો. ઘણા વખતથી જે હકીકતોના થર મારા મગજમાં જામ્યા હતા તેના પર હવે ઝળકતો પ્રકાશ પડતો ગયો. પુરાણા આર્યોની વહેમી માન્યતાઓ અને હિંસક યજ્ઞવિધિની સામે બંડ પોકારનાર બુદ્ધને જગતના પહેલા મહાન ક્રાંતિકાર તરીકે હું પૂજવા લાગ્યો. ત્યારથી તે અશોકના કાળ સુધી એ ક્રાંતિની ઝલક રહી. રાજનીતિ અને શસ્ત્રવિદ્યા, ઉદ્યોગ અને વેપારમાં ચાણક્ય જેવા વહેવારકુશળ અગ્રેસરોએ પ્રખર ભૌતિક અને વાસ્તવવાદી દૃષ્ટિ અપનાવી તેથી જ દેશ સંસ્કૃતિને ને સમૃદ્ધિને શિખરે પહોંચ્યો. પછીથી સત્તાલોલુપ અને જુનવાણી બ્રાહ્મણોએ જીવનનાં સર્વ ક્ષેત્રોમાં પીછેહઠ કરી. ગુપ્ત રાજ્યોના દેખીતા ઝળકાટની નીચે અંધકાર અને અધોગતિના યુગ મંડાયા.

ન્યાતજાતના વાડા અને મૂર્તિપૂજાના કર્મકાંડનું સામ્રાજ્ય ચોપાસ ફેલાયું. પ્રજા વહેમી, બીકુ અને નિર્બળ બનીને પરદેશીઓના બંધનમાં સપડાઈ ગઈ.

ભારત સાથે યુરોપને સરખાવતાં મને જણાયું કે આપણે અધ્યાત્મ-જીવનનાં સ્વપ્નાં રચીને અને કર્મબળ ગુમાવીને ભૌતિક જીવનની પકડ બિલકુલ ખોઈ નાખી ત્યારે પશ્ચિમની પ્રજાઓ ભૌતિક વિદ્યામાં સપાટાબંધ આગળ ધપતી ગઈ, અને સ્વભાવે ધણી થૂરી હોવાથી દુનિયાભરમાં સામ્રાજ્યની જાળ ફેલાવતી ગઈ.

ભૂતકાળના આવા દર્શનથી મારા દિલમાં જે છાપ પડી તે દેશ અને ગુજરાતની વર્તમાન દશાનું ચિંતન કરતાં વધારે દૃઢ બની આજે દેશમાં જુનવાણી ક્ષુલ્લક વિચારનાં વહેણ સ્વચ્છંદે વહી રહ્યાં છે, તે હવે મને નહિ જ ગમે એમ લાગ્યું. ઝીણવટથી વિચાર કરતાં માલૂમ પડયું કે દશેક વરસથી જે બધું જોયું-જાણ્યું છે તે હવે નીરસ અને કંટાળા ભરેલું લાગશે. દેશમાં ભવિષ્યદર્શી ભાવનાનાં વહેણ બંધિયાર થયેલાં લાગ્યાં. તેમાં જે નાના શા સુધારા સૂચવાય છે તેમાંય કંઈ સકાર ન લાગ્યો. વિચાર અને આચારમાં ચોપાસ નિષેધવાદ દેખાયો. દેશમાં નવા સર્જક વિચારોનું દેવાળું પરખાયું. ઉન્નત અને ઉદાર લાગણીના પોકળ લલકાર જ ચોપાસ સંભળાયા. તેમાં જ્યાંત્યાં બાહ્યાડંબર અને દંભનું વરવું દર્શન થયું.

જેલના વિશુદ્ધ વાતાવરણમાં ગુજરાતની સાહિત્ય પરિષદની કંઈક ચર્ચા વાંચવામાં આવી તેથી મારું દિલ ઓર ખાટું થયું. તેમાં કલમબાજોનો અખાડો જ જામેલો દેખાયો. જેમની કલમ લાંબી તેમની બુદ્ધિ કુંઠિત લાગી. ભૂતકાલીન વિષયોની પસંદગીમાં અને તેના આલેખનમાં વાંઝણી વિદ્વત્તાનું પ્રદર્શન અને ક્ષુલ્લક રસવૃત્તિની ઉત્તેજના જ દેખાયાં. એકબીજાથી મોટા થવા માટે અહંતાની સાઠમારીના સૂર ચોપાસ સંભળાયા. પોતપોતાની સંસ્થામાં કે પરિષદમાં કળાયેલ મોરની છટાથી તે બધા કેવાં અવનવાં નૃત્ય કરતા ? આવા વાતાવરણમાં સરસ્વતીદેવીની

સાત્ત્વિક અને નિષ્કામ ઉપાસના તો દુર્લભ જ હોય! આવા સાહિત્યકારોનાં પુસ્તકો પર જે પ્રજાનું માનસ પોષાય તેને માટે શી આશા સંભવે?

ભૂતકાળની અને વર્તમાન પરિસ્થિતિનું ચિંતન કરતાં બે વિચારધારા સ્પષ્ટ રીતે મનમાં તરી આવી. સમાજજીવનમાં તેમજ રાજકારણમાં એક પક્ષ પવિત્ર આચારવિચાર પર રચાયેલ રૂઢ નીતિરીતિમાં માને છે ત્યારે બીજો નવા જ્ઞાનવિજ્ઞાન પર રચાયેલા માનસશાસ્ત્રમાં માને છે. પહેલો હલકી વાસના ને વૃત્તિને નિશ્ચયબળથી દબાવવા કે નાબૂદ કરવા મથે છે, ત્યારે બીજો આવી પ્રવૃત્તિને કૃત્રિમ કે નિષ્ફળ માનીને, તે વૃત્તિનું રૂપાંતર કરી તેના પર વિજય મેળવવા પ્રેરે છે. પહેલો પક્ષ બધા આચાર વિચારને પુણ્ય અને પાપના બે ચોખ્ખા વર્ગમાં વહેંચી નાખે છે ત્યારે બીજો પક્ષ, નૂતન વિજ્ઞાનવાદને અનુસરીને તે સર્વેને સાંકળતો વિકાસક્રમ પારખે છે અને તે રાહે જ સર્વને ઉન્નતિ સાધવા પ્રેરે છે. આમ પહેલો પક્ષ નક્કર આચાર અને તાત્કાલિક હૃદયપલટા પર જ વધારે ભાર મૂકે છે ત્યારે બીજો મૂળભૂત માનસિક ક્રાંતિને વધારે મહત્ત્વની ગણે છે. એકમાં શ્રદ્ધાળુ હૃદયનું ત્યારે બીજામાં વિશુદ્ધ બુદ્ધિનું વર્ચસ્ મને દેખાયું. ગાંધીજી પહેલા પક્ષના પ્રખર હિમાયતી હતા, ત્યારે મારું મન નવા રાહ તરફ ઢળતું હતું. છતાં ગાંધીજીની વિદાય પછી અંતર તપાસતાં મને માલમ પડ્યું કે મારું હૃદય ભૂતકાલીન શ્રદ્ધાભાવમાં અને સખત કર્મવાદમાં ઊંડું ખૂંચેલું હતું.

આવા મિશ્ર માનસના પ્રકાશમાં કેટલાક સિદ્ધાંતો સ્પષ્ટ થઈ ગયા. દેશભરમાં જામેલી પરાવલંબી અંધશ્રદ્ધા અને ગભરુ કાયરતા સાફ કરવી જ જોઈએ. જીવનમાંથી નિર્માલ્ય વેવલાવેડા અને સાહિત્યમાંથી પોચટપણાને તિલાંજલિ આપવી જ જોઈએ. બ્રાહ્મણ શાસ્ત્રકારોએ અંગમહેનતનાં ખડતલ કામ, નીચી વર્ણને સોંપીને તેની ગણના છેક હલકી

ગણી હતી. તેથી પ્રજાના મગજને લાગેલો લૂણો અને કાંડાને થયેલો લકવો પણ સત્વર દૂર કરવો જ જોઈએ. ખેતી અને કારીગરીના જે ધંધા છેક સડી ગયા હતા તેનું ગૌરવ ફરીથી સર્વત્ર સ્થાપવું જોઈએ અને તે માટે મારા જેવા સેવકોએ જાતે દાખલો બેસાડવો જોઈએ.

આ બધું નજરમાં રાખીને હું મારા ભાવિ કાર્યનું ચિંતન કરતો હતો તેવામાં અંગ્રેજ લેખક હીગીનબોથામનું એક પુસ્તક The gospel and the plough–બાઇબલ અને હળ–મારા વાંચવામાં આવ્યું. તેણે આત્મજીવનના વિકાસ માટે ધર્મગ્રંથોનું સેવન કરવાનો ઉપદેશ આપ્યો તેમ ભૌતિક જીવન સ્વાશ્રયી અને સમૃદ્ધ બનાવવાને જ્ઞાનવિજ્ઞાનથી ખેતી ખીલવવાની સલાહ આપી. આપણાં ધર્મમંદિરોને જે જમીન-નાં દાન અપાય છે તે શ્રદ્ધાળુ ભક્તો ખેડી કે ખેડાવીને તેની પેદાશ પૂજારીને સોંપે છે. પણ યુરોપના જે મઠ વિષે ગાંધીજી વખતોવખત વાતો કરતા તેના વાસ્તવદર્શી સાધુઓ જીવનભર ઈશ્વરભક્તિનાં વ્રત લેતા તેમ જાતમહેનતથી અનેક પ્રકારનાં અનાજ અને ફળ પકવીને બને તેટલા સ્વાશ્રયી થતા. ચરોડાના ધાર્મિક વાતાવરણમાં મારા શ્રદ્ધાળુ દિલમાં આ આદર્શ ઊંડો અંકાઈ ગયો અને તેને મારા જ આશ્રમમાં આચરવાનો મનસૂબો રમી રહ્યો.

અમારા બંગલામાં બાગ અને ખેતી ખીલવવાના વિચારો અગાઉ હવામાં જ ઊડી ગયેલા. પણ હવે આ પુસ્તક અને પ્રો૦ ગંગુલીના[૧]

---

૧. કવિવર રવીન્દ્રનાથ ટાગોરના જમાઈ ડા૦ ગંગુલીએ ઈંગ્લેંડમાં ખેતી-વિજ્ઞાનનો ઊંચો અભ્યાસ કરીને મહત્ત્વના લેખ લખેલા તે મારા વાંચવા-માં આવેલા. તેમના અને બીજા લેખકોના પ્રચારને લીધે અંગ્રેજ સર-કારે થોડાં વરસ પછી દેશની ખેતીની પરિસ્થિતિ તપાસવાને એક શાહી કમિશન નીમ્યું હતું, અને તેમાં ડા૦ ગંગુલીને એક સભ્ય તરીકે નીમ્યાં હતા.

લેખ વાચતાં મને આ વિષયનું સર્વોપરી મહત્ત્વ સમજાયું. પ્રો૰ ગંગુલીએ દેશપરદેશના જમીનના ઉત્પાદનના આંકડા ટાંકીને સમજાવેલું કે કાપડ વગેરે ઉદ્યોગમાં છેલ્લી ઢબનાં કારખાનાં હિંદમાં સ્થપાયાં છે ત્યારે બીજા દેશને મુકાબલે આપણી ખેતી પંદરમા–સોળમા સૈકામાં સડી રહી છે; તેનો વૈજ્ઞાનિક રીતે વિકાસ થશે ત્યારે જ કરોડો ખેડુતોની ગરીબાઈ અને કંગાલિયત દૂર થશે આ લેખના વાંચનથી ખેતી માટે મારા દિલમાં નવો ઉત્સાહ ફૂટી નીકળ્યો અને બહાર નીકળતાં જ અમારા આશ્રમની ઇંચેઇંચ જમીનમાં પૂરી મહેનત કરીને ઉત્તમ પ્રકારની બાગની અને અનાજની ખેતી કરવાનો મેં નિશ્ચય કર્યો.

તેની સાથે પૂરું ધાર્મિક અને વેરાગી જીવન જીવવાનું તો ખરું જ. મારી કલ્પનામાં સામ્રાજ્ય ભોગવતી દેવી ક્વચિત દેવની સાથે અને ક્વચિત એકલી જાણે મારા આશ્રમની બાજુના મઠમાં કુસુમકુંજ વચ્ચે સોહાતી દેખાતી. તેની નિરંતર પ્રેરણા પામીને સાયંકાળે હું બુદ્ધનું ચિંતન કરતો ત્યારે કોઈ વાર કોઈ બુદ્ધવિહારમાં હજારો દલિતપીડિત ગરીબ લોકોનો મેળો નીરખતો અને તેમને સાંત્વન અને ઉપદેશ આપતા કોઈ સાધુનાં દર્શન કરતો. તેથી વળી તેમના મઠ કે મારા આશ્રમની બહાર મુસીબતે જીવતી વિરાટ જનતાનો હું વિચાર કરતો અને તેની કંઈ ને કંઈ સેવા કરવાની યોજના ઘડતો.

જનસેવાની મારી જૂની કલ્પના પણ હવે છેક પલટાઈ ગઈ, રાજકારણની જૂની માયા હવે છેક જ સરી ગઈ. રાજકીય પક્ષો અને નેતાઓની અહંતા, ચાલબાજી અને પ્રચારલીલા પર પડેલો મોહક પડદો હવે ઊડી ગયો. શંકરાચાર્યના અભ્યાસીને આખો સંસાર અસાર લાગ્યો તો રાજકારણના રંગ છેક જ જૂઠા લાગ્યા.

તેથી રાજકારણમાંથી નિવૃત્ત થઈને માસિક અને પુસ્તક પ્રકાશનનું જે કાર્ય મેં પસંદ કરેલું હતું તેના પર જ એકાગ્ર થવાનો મેં નિર્ણય કર્યો. કારાવાસમાં કેટકેટલા ગ્રંથ વાંચ્યા અને કેટકેટલું

વિચાર્યું ? આર્યોની અવનતિ જેવા કેટકેટલા વિષય પર કડીબદ્ધ વિચાર-સરણી રચી અને કેટકેટલા પુસ્તકના સાર નોંધ્યા ! છેવટે દેવીની પરમ પ્રેરણાથી એક નાનકડું પુસ્તક પણ લખતો તો હવે બહાર નીકળીને બીજાં પુસ્તક કેમ ન લખું ? પ્રજામાનસમાં કેટલા જૂના અને જૂઠા વિચારો ઘર કરી બેઠા છે ? નવા જમાનાના જુવાનોમાં હૃદયનું વેવલા-પણું, બુદ્ધિમાં અંધાધૂંધી અને શરીરમાં આળસ ઘર કરીને બેઠાં છે. તે બધા અનર્થનું નિવારણ કરવાને મારે કલમ ચલાવવી જ જોઈએ.

કોઈ લેખકોના વાડામાં હું ભળી શકું એમ નહોતું. તેથી એક સ્વતંત્ર સત્યદર્શી લેખક તરીકે નવો ચીલો પાડવાનો મેં વિચાર કર્યો. જો જૂના વખતમાં મણિલાલ નભુભાઈએ નડિયાદના એક નાના ઘરમાં બેસીને અભેદમાર્ગનો સંદેશ અમેરિકા સુધી સંભળાવ્યો તો અમદાવાદને પાદરે અંબાલાલ સાકરલાલ જેવા શાણા સુધારક અને સત્યવક્તાએ પુનિત કરેલા શાંત બંગલામાં બેસીને શ્લિષ્ટ સાહિત્યની જૂની કેડી પર નવા જોશ અને પ્રેરણાથી હું કેમ ન વિચરી શકું ? આવી દૃષ્ટિથી હું જૂના શિષ્ટ ગ્રંથો વાંચતો ગયો અને કોઈ નવી વાર્તા—નવલકથા વગેરે લખવાને ઉત્સુક બનતો ગયો.

ફેબ્રુઆરીની આખરે મારું પુસ્તક પૂરું થયું. સતત ભાવનાશીલ લેખનકાર્ય માટે મારા સમગ્ર માનસને ઊર્ધ્વમાર્ગે ચડાવવાને જે સખત લગામ મેં ખેંચી રાખી હતી તે કેટલાયે મહિનાના સતત પ્રયાસ પછી હવે એકાએક સરી ગઈ. તેવામાં જ વસંતઋતુના વાયરા વાવા લાગ્યા. સુંદર, સુકોમળ, સુગંધી, રંગબેરંગી કુસુમકલિકાઓ હસતી હસતી નવી ઋતુને વધાવવા લાગી. ચોપાસ માદક હવા પસરી રહી. મારા વિશાળ આવાસના એકાંતમાં આ નવા સંયોગોનો મને ભરપૂર નશો ચડ્યો. ઘડીભર મારા બધા નિશ્ચયની કમાન છટકી ગઈ.

જેવા ભાવથી ખ્રિસ્તી સાધુઓ, ઇસુ ખ્રિસ્તની માતા બનેલી પણ

નિરંતર કુમારી મેરીને પૂજે છે, તેવા જ કંઈક અકથ્ય ભક્તિભાવથી હું દેવીને ત્યાં સુધી પૂજતો. દેવ સાથે દેવીનાં લગ્ન હું વખતોવખત ઊજવતો. તેનામાં એકી સાથે કુંવારી કન્યાની પવિત્રતાનું અને પ્રેમપૂર્ણ માતાના વાત્સલ્યનું દર્શન કરતો. છતાં નિરંતર પરિચયથી તે મારી પ્રેમળ માતા બનીને મારી સાથે રમતી અને રાસ લેતી. તેમ અનેક વાર્તા લખતાં તે એક જ સ્વપ્નસુંદરી જૂજવાં રૂપે મને દેખાઈ હતી. હવે વસંતનો કેફ મને તેમ દેવીને પણ ચડતો લાગ્યો. હવે દેવી કવચિત કોડીલી કુમારિકાનું તો કવચિત મદોન્મત્ત યુવતીનું, કવચિત ગામડાંની ગૌરવવંતી નારીનું તો કવચિત કોડીલી નગરકન્યાનું–એવાં વિવિધ મોહક રૂપ ધારણ કરીને મારી કલ્પનાને ઘેરવા લાગી. ભાગવત અને મહાભારત તો મારા મગજમાં તાજાં જ હતાં. તેથી સંધ્યાકાળની નીરવ શાંતિમાં કે ચાંદનીના પૂર્ણ પ્રકાશમાં મેં દેવીને રસિલી સખી અને સહચરી ગણીને તેની સાથે વિહરવા માંડ્યું. તે વન–ઉપવનમાં ઝાંઝર ઝમકાવતી મારી સાથે સાતતાળી અને સંતાકૂકડી રમતી ત્યારે તે સોળે કળાએ શોભતી માનવસુંદરી બની જતી. જોતજોતામાં તેના મોહપાશમાં હું સપડાઈને તેની સાથે પ્રેમમાં પડ્યો.

હવે તો રાતદિવસ દેવી સાથે વિવિધ રાસલીલા કરવાનાં સ્વપ્નાંમાં જ હું તલ્લીન રહેતો. કવચિત તે દૂર નાસી જતી તો હતાશ થઈ હું દુઃખી થતો. પણ પાછી પાસે આવી કંઈક લાડ કરતી ત્યારે હું ગેલમાં આવતો. તેની સાથે સાતતાળી અને ફેરફૂદરડી રમતો, ને તે દોડવા જતી ત્યારે દોટ મૂકીને તેને પકડી પાડતો. તે કંઈ ઝાડ પાછળ સંતાતી ત્યારે તેની વેણીની સુવાસ પરથી તેને શોધી કાઢતો. તેના પર ફૂલના દડાના પ્રહાર કરતો કે રંગીન પાણીની પિચકારી મારતો. આવી બધી રમત કરતાં મારું શરીર જાગ્રત થયું અને મારું લોહી ગરમ બન્યું. હવે તો દેવી સાથે રમતાં ને મસ્તી કરતાં, દોડતાં અને નાચતાં તેમ ધ્યાનમાં ને દિવાસ્વપ્નમાં મારું સમગ્ર જિગર દેવીના જિગરને, મારું મન તેના મનને, મારું જીવન તેના જીવનને પડકારતું. તેની સાથે સંપૂર્ણ ઐક્યની તાલાવેલી મને થવા લાગી.

લગ્નની અને પ્રેમની, હૃદયની અને શરીરની કામના આટલા મહિનામાં મેં કેટલી દબાવી અને ગૂંગળાવી હતી? હવે તે સર્વેએ જાણે મારા પર વેર લેવાને એક સાથે હલ્લો કરીને મને મહાત કર્યો. વૈરાગી, સંન્યાસી અને સાધુના ઉન્નત શિખર પરથી ચળીને હું સીધો, સાદો, સર્વાંગી માનવી બની ગયો. છેક જ નિરંકુશ બનીને મારી પ્રિય દેવી સાથે પૂર્ણપ્રેમ કરવાનાં સ્વપ્નામાં હું રાચવા લાગ્યો. ક્ષણે ક્ષણે અભિનવ રમણીય રૂપ અને વેશ સજતી એ સજનીનું વિવિધરંગી પ્રેમપૂજન કરવા હું આતુર બન્યો.

આ બધી પ્રક્રિયાઓ કલ્પિત નાટચરંગના અંતર્નાટકની હતી— દિવાસ્વપ્નમાં બિડાયેલું બીજું સ્વપ્ન હતું તેનો પૂરો નશો મારા રોમ-રોમમાં વ્યાપી ગયો ત્યારે એક વાર રાસક્રીડાના પૂર તાનમાં કામાતુર બનીને મેં દેવીનો હાથ પકડ્યો. તરત તેણે હંમેશ માફક હસતે હસતે હાથ પાછો ખેંચી લીધો. પણ જ્યારે તેનાં નયનબાણથી અને પ્રેમભીના અધરથી ઓર કામાંધ થઈને તેને મારા બાહુપાશમાં ભીડવા હું ગયો ત્યારે લાલચોળ આંખમાંથી મારા પર અંગાર વરસાવતી દેવી અજબ શક્તિથી મારા પંજામાંથી સરી ગઈ. મારા પર ફિટકાર વરસાવતી તે અદૃશ્ય થઈ ગઈ!

બસ! દેવીની લાલ આંખે અને તેના કારમા તિરસ્કારે મને ભોંય-ભેગો કરી નાખ્યો. જાણે મારા માથા પર કારમો ઝાટકો વાગ્યો! મારું લોહી ફટકી ગયું! ધરતી માગ આપે તો ભોંયમાં સમાઉં કે કાળજાની અગન ઠારવાને પાણીમાં ડૂબી મરું! દેવી તરફ આચરેલા ઘોર પાપનું મને ભાન થયું ત્યારે પ્રાયશ્ચિત્તનાં શૂળ મારા દુઃખી દિલમાં ભોંકાયાં. સારા સંસારમાં મારો કોઈ આશરો ન દેખાયો અને મારા નકામા અને નિર્માલ્ય જીવનનો અંત લાવીને જ કાળજાનો ઘા રૂઝવવાના વિચારથી હું ઘેરાયો.

આવી મનોદશામાં બાળપણથી બનેલા બધાય માનભંગના કિસ્સા

સપાટાબંધ મારા મગજમાં તાજા થયા. વિદ્યાર્થી અવસ્થામાં કંઈક ભૂલ થતાં એક વડીલે મને તમાચા માર્યા ત્યારે સંતરામનો સાધુ થવાનો વિચાર આવેલો. કોઈ સ્નેહીઓ ગંભીરપણે કે મશ્કરીમાં કંઈક બોલેલા તેથા મારું દિલ ચણચણેલું ને કેટલીય વાર તેમનાથી છૂપી રીતે રિસાઈને દૂર ભાગેલો ! જનસેવા કરતાં તો સૌએ મને ફૂલડે વધાવેલો. છતાં પ્રાંતિક સમિતિમાં જ મારું આત્મમાન ઘવાતાં કેવા દુઃખી દિલે મેં મંત્રીપદનું રાજીનામું આપેલું અને તેની ચર્ચા દરમ્યાન ભરચક સભામાં મેં કેવાં બોરબોર આંસુ સારેલાં ? પરમકૃપાળુ ગાંધીજી પાસે અંત્યજ–ભીલ સંસ્થાઓ માટે મદદ મેળવવા ગયેલો ત્યારે તેમણે પણ મને સહેજમાં નહોતું કહ્યું : 'તમે ઘણાં કામ કરતાં એકેમાં ક્યાં ખાસ લાયકાત મેળવી છે ?' તેમના જ આદેશ મુજબ વિવિધ કામ કર્યા પછી મોટા માણસ આવું કહે ત્યારે દિલનું દુઃખ કોની આગળ રડવું ? છેવટે હૃદયની શુદ્ધિ માટે જ જે દેવીનું શરણું શોધ્યું અને જેણે પ્રેમળ પ્રેરણા આપીને મને ચિંતન અને સર્જનની આટલી ઊંચી ભૂમિકા પર ચડાવ્યો તેના તરફ જ મેં આવી કુદૃષ્ટિ કરી ! મારા જેવો ઘોર પાપી બીજો કોણ હોય ? તેને માટે દેહાંત દંડ સિવાય બીજી કઈ સજા મને ઘટે ?

વાસ્તવિક સંસાર તરફ નજર કરતાં પણ મારા દુઃખનો પાર ન રહ્યો. આશ્રમના જે મિત્રો ભેગા થયા તેમને જ બેવફા થઈને હું જેલમાં નાસી આવ્યો ! છતાં તે તો તેમની ફરજ બજાવ્યે જાય છે–માસિક અને પુસ્તકો પ્રકટ કર્યે જાય છે. નંદલાલ સાધનસંપન્ન છે–તે જ આર્થિક ભાર વહે છે. બીજા ભાવનાશાળી લેખકો તેમની ફરજ બજાવે છે. હું આશ્રમમાં પાછો ન જાઉં તોયે મારા વિના શું અટકી પડવાનું છે ? ઊલટું મારી ડખલ જવાથી બધાયે શાંતિથી પોતાની શક્તિ પ્રમાણે કામ કર્યે જશે અને મને સહેલાઈથી ભૂલી જશે.

રાજકાજમાંથી તો મારો કાંકરો નીકળી જ ગયો છે અને અંત્યજ સેવાનું કામ તો મહાનુભાવ ઠક્કરબાપાએ સંભાળી લીધું છે. બાકી જે

સર્વે સ્નેહીઓ મને આવકારે છે તે પણ મારા વિના શું કાચું ખાવાના હતા? હું જો ન હોઉં તો એક દિવસ મને સંભારી બધા તરત ભૂલી જશે. તેમના માર્ગમાંથી પણ મારો કાંટો દૂર થશે. તેથી વધારે સુખી જ થશે ને?

આમ ચોમેર નજર નાખતાં મારું સમગ્ર જીવન તદ્દન નિષ્ફળ થયેલું લાગ્યું–સમાજને અને સ્નેહીઓને ભારરૂપ લાગ્યું. છેવટે મારા મગજમાં કારમો વિચાર ઘૂમી રહ્યો: અહીંયાં જ કોઈ રીતે મારો અંત આવે તો કેવું સારું? આ વિચાર આવતાં મારી આંખમાં આંસુ ઊભરાયાં અને છેક ઢગલો થઈને મારા બિછાનામાં પડ્યો.

પશ્ચાત્તાપના આવા વિપુલ ઝરણાથી મારું હૃદય ધોવાઈને સાફ થયું ત્યારે ભક્તવત્સલ દેવી દયામય બનીને મારા અંતરમાં પ્રકટ થઈ. તેના દર્શન થતાં જ હું દુઃખી દિલે તેના ચરણકમળમાં નમીને હજાર હજાર વાર તેની માફી માગવા લાગ્યો. તે વાત્સલ્યમૂર્તિએ મારા ગરમાગરમ મસ્તક પર હાથ મૂકીને મને માફી આપી અને સૌમ્ય આશ્વાસન આપ્યું. એટલે વિશુદ્ધ ભાવથી તેના માતૃસ્વરૂપનું ધ્યાન ધરીને અને તેની કૃપાથી કંઈક આત્મશ્રદ્ધા પામીને હું મારા રોજિંદા કાર્યમાં લાગી ગયો.

દેવીના હાર્દિક સંબંધનો તૂટેલો તાર ફરી પૂરો સંધાય તે પહેલાં મને માર્ચ માસમાં સાબરમતી જેલમાં લઈ જવામાં આવ્યો. હવે હું મુક્તિને આરે ઊભો ત્યારે વાસ્તવિક સ્ત્રીરત્નોના ચિંતનમાં કલ્પનાની દેવી ઓસરવા લાગી. છતાં અંતર્ધાન થતાં પહેલાં તેણે બાહ્ય સંસારને અનુકૂળ નવાં વ્રત લેવાની અને જૂની તપસ્યા કાયમ રાખવાની અમોઘ પ્રેરણા આપી. તે દેવીની જ પાદપૂજા કરીને ને તેના આશીર્વાદ લઈને જીવનસંગ્રામમાં વિજય મેળવવાની આશાથી મેં જેલની બહાર પહેલાં પગલાં માંડ્યાં.

# ખંડ ૪ થો

## ૧૧. પ્રકાશની શોધમાં

સાબરમતી જેલમાંથી છૂટીને મેં બહાર નજર નાખી ત્યારે યુવાન મિત્ર મનોહરે[1] મને પહેલો વધાવ્યો. તરત મહાદેવભાઈ અને નરહરિભાઈ આશ્રમમાંથી ચાલતા આવી મળ્યા. અમે ખૂબ ઉમળકાથી ભેટી પડયા ત્યારે તેમણે જુહુમાં આરામ કરતા ગાંધીજીની તબિયત અને પ્રવૃત્તિના સમાચાર આપ્યા.

થોડી જ મિનિટમાં દા૦ સુમંતનો પુત્ર રમેશ સાઇકલ દોડાવતો આવી પહોંચ્યો. તેને જોતાં જ ઊભરાતા વાત્સલ્યભાવથી મેં તેને છાતી સરસો ચાંપી દીધો. તે લાડકો કિશોર મટીને ૧૮ વરસનો ખૂબસૂરત યુવાન બનેલો દેખાયો. તેના વદન પર સદાયે કુટુંબનો સ્નેહભાવ પારખીને હું ખૂબ હરખાયો.

આશ્રમી ભાઈઓના આગ્રહથી અમે સર્વેએ ગાંધીજીના ધામ તરફ ચાલવા માંડયું. ત્યાં મેં વિવિધ સમાચાર સાંભળ્યા અને મધુરો અલ્પાહાર કર્યો. પછી મારો સામાન મનોહરને સુપરત કરીને અને તેની સાઇકલ પકડીને મેં રમેશ સાથે મારા આશ્રમ તરફ હંકાર્યું. રસ્તામાં રમેશે તરત જ વડોદરે જવાનો દાક્તર સુમંતનો પેગામ આપ્યો. તેને આનંદોત્સાહથી માન્ય કરીને તે જ રાતે અમે મેઈલમાં ઊપડવાનું ઠરાવ્યું.

1. મનોહર પંડયાના વડીલોના પરિચયને લીધે તે મારા મિત્રમંડળમાં ને કાર્યાલયમાં ભળેલો. તે વખતે તે નંદલાલ સાથે જિલ્લા સમિતિમાં કામ કરતો. હાલ અમદાવાદની લૉ કૉલેજમાં વ્યવસ્થાપકનો હોદ્દો ધરાવે છે.

અમારા આશ્રમમાં હું પહોંચ્યો ત્યારે નંદલાલ, નર્મદાશંકર અને બીજા સાથીઓએ મારું ભાત્રિક સ્વાગત કર્યું. આનંદોત્સવના વાતાવરણમાં તેમણે આશ્રમનું અને 'યુગધર્મ' માસિકનું ગુલાબી ચિત્ર દોર્યું. તેમણે મારા બદલાયેલા રૂપરંગની મીઠી મજાક ઉડાવી. આશારામે સાદું પણ સ્વાદિષ્ટ ભોજન પીરસ્યું લગભગ વરસેક પછી સર્વેના મુક્ત હાસ્યથી અને જોશીલી વાતોથી અમારું મકાન ગાજી રહ્યું.

પુનર્મિલનનો પહેલો ઊભરો શમી ગયા પછી હું બપોરે થોડી વાર એકાંતે આરામ કરવા ગયો ત્યારે મારા આશ્રમમાં હું જાણે નવોસવો મહેમાન બનીને આવ્યો હોઉં એમ લાગ્યું. એ સ્થાનકના અને તેના વિશાળ ચોગાનની, જૂના સાથીઓની અને અમારા સમૂહકાર્યની જૂની મમતા દિલમાં ન જ પ્રકટી. ત્રિવિધરંગી લેખોનું માસિક ને વિવિધ વિષયનાં પુસ્તકો પ્રકટ કરવાની જૂની હોંસ પણ ન જ થઈ. આશ્રમના સંઘજીવનમાં કે વિચારવિનિમયમાં જૂની મજા ન જ પડી. હું જાણે નવો જ માનવી બનીને બધું નવી નજરે નીરખતો ગયો. બહુ જ થાકેલે દિલે કંઈ નવું ભારે કામ માથે ઉપાડવાનું હોય એમ મને લાગ્યું.

બપોરે યુગધર્મના લેખક-મિત્રો મને મળવા પધાર્યા અને મારા સુકાયેલા બદન અને ચહેરા વિષે તેમણે ચિંતા બતાવી ત્યારે મારું નવું નિર્લેપ માનસ વધારે સ્પષ્ટ થયું. મારા દિલમાં ને આંખોમાં કંઈક આનંદની લહેરી ઝળકી તોયે તેમાં વિષાદની ઘેરી છાયા કાયમ રહી. માત્ર જેલના મનગમતા વિષય પર બોલતાં અને ગાંધીજીની વાતો કરતાં મારી જીભ કંઈક ખૂલી અને મારા અવાજમાં કંઈક જુસ્સો પ્રકટ્યો. બાકી યુગધર્મના લેખો અને પુસ્તકોના પ્રકાશનની, વિદ્યાપીઠ અને પુરાતત્ત્વ મંદિરની, રાજકારણની અને સામાન્ય પરિસ્થિતિની વાતો પ્રમાણમાં નીરસ લાગી. મારા પર કારાવાસના કારમા ભારણની છાપ લઈ ઉદ્વિગ્ન ચિત્તે સર્વ વીખરાયા.



લેખક

ચારેક વાગે જેવો રમેશ મને મળવા આવ્યો તેવી જ મારી સૂરત અને સ્વભાવ પલટાઈ ગયાં. ડા૦ સુમંત અને શારદાબહેન સાથે તેમજ તેમનાં સર્વ બાળકો સાથે મારો હાર્દિક સંબંધ જેલમાં પણ કાયમ રહ્યો હતો. તેમને મળવાને અધીરો થઈ હું રમેશ સાથે વડોદરાની ગાડી પર પહોંચી ગયો. જેલની વાતોમાં અને રમેશની ટીખળી મજાકમાં અમે એવા લીન થયા કે વડોદરા સ્ટેશન આવ્યું ત્યારે જ જાણે સફાળા જાગીને અમે ગાડીમાંથી ઊતરી પડ્યા.

તે વખતે ડા૦ સુમંત વડોદરા સ્ટેશન પાસે સયાજીગંજના એક બંગલામાં રહેતા. અમે પાંચ–સાત મિનિટમાં તેમને ઘેર પહોંચ્યા ત્યારે ડાક્તરે ગૌરવભર્યા સ્મિતથી અને શારદાબહેને વાત્સલ્યપૂર્ણ હાસ્યથી મારું સ્વાગત કર્યું. પણ પ્રેમલીલાથી માંડીને નાના સિદ્ધાર્થ સુધીનાં સર્વે બાળમિત્રોએ તેમની તોફાની નજર મારા પર એકાગ્ર કરીને જે કોલાહલ મચાવ્યો તેથી હું ઘડીભર દિગ્મૂઢ બની ગયો. જેલ જતાં પહેલાં તેમનાથી કંઈક રિસાઈને નહિ મળેલો તેનો તેમણે ઠીક ખંગ વાળ્યો.

લગભગ સવા વરસે આ ઘરમાં પાંચેક દિવસ હું રહ્યો ત્યારે બધાં બાળકો કેટલાં મોટાં થયેલાં લાગ્યાં! પ્રેમલીલા હવે પ્રભાવશાળી મનોહર યુવતી બનીને બી.એસસી.ના છેલ્લા વર્ગમાં ભણતી. સુકુમાર સરલા વધારે ઊંચી તેમ વધારે તેજસ્વી બની ફર્વે કૉલેજમાં અભ્યાસ કરતી. મૅટ્રિક ક્લાસમાં ભણતો રમેશ મસ્તી ને મશ્કરીમાં એક્કો હતો. સુકલકડી અશોક પણ ઝીણા મરચા જેવો તમતમતો તીખો બનેલો. નાની ઇન્દિરા અને સિદ્ધાર્થ વધારે સમજણાં થઈને બધાં સાથે તોફાનમાં ભળી જતાં.

સારાયે કુટુંબની ખરી મિજલસ રાતે જામતી. હંમેશ મુજબ મેં કંઈ ગીત સાંભળવાની માગણી કરી ત્યારે શારદાબેનના ઇશારાથી સર્વેએ સાથે મળીને દિલીપકુમાર રૉયે[1] તાજું જ શીખવેલું મીરાંબાઈનું ભજન મીઠા સૂરે ગાયું:

૧. શ્રી અરવિંદના પ્રખર શિષ્ય અને પ્રસિદ્ધ સંગીતકાર દિલીપકુમાર રાય

ચાકર રાખોજી, મને ચાકર રાખોજી.
ચાકર રહસું, બાગ લગાસું
નિત ઊઠી દરશન પાસું.
બિન્દ્રાબનકી કુંજગલીન મેં
તારી લીલા ગાસું...મને ચાકર૦

જેલમાં લીધેલા વ્રતને લીધે ચામાં ખાંડને બદલે હું ગોળ લઉં, પાઉં પર માખણ ચોપડ્યા વિના કોરા ટોસ્ટ ખાઉં અને રાતે તો જમું નહિ, તેથી બધાં ખૂબ ચિડાયાં અને મને ઠીક વઢ્યાં. તોયે મારી મર્યાદામાં રહીને શારદાબહેને બધાયે દિવસ મને ભાવતાં ભોજન પીરસીને તાજો કર્યો. તેમને સર્વને ગાંધીજીની અને મારી જેલની અખૂટ વાતો સાંભળવાની ખૂબ મજા પડી. તેમાં ક્વચિત કોઈ છોકરાં મારી કંઈ મશ્કરી ઉડાવતાં અને દાક્તર કંઈક ટીકાનો સૂર પૂરતા.

દા૦ સુમંતે યુગધર્મ કાર્યાલયની અને મારી અંગત પ્રવૃત્તિ વિષે વાત કરવાને મને ખાસ બોલાવ્યો હતો. તે વિષે અમે પેટભરીને ચર્ચા કરી. અમારા કાર્યના ત્રણ વિભાગ અમે વિચાર્યા: (૧) સર્વે સવાલોને મૂળ સિદ્ધાંતની દૃષ્ટિથી તપાસી નિષ્પક્ષ વિવેચન કરવાનો બ્રાહ્મણધર્મ; (૨) સમાજમાં ખાસ કરીને બારૈયા, ઠાકરડા, રાનીપરજ, અંત્યજ વગેરે પછાતવર્ગની સેવાનું કાર્ય; (૩) દેશની મુક્તિ માટે લડાયક રાજકીય કાર્ય. તે કાળની હવા લડાયક કાર્ય માટે અનુકૂળ નહોતી. વળી રાજકીય પક્ષાપક્ષીમાંથી મારો રસ યગેડામાં ઊડી ગયો હતો. તેથી ત્રીજા કાર્યને તત્કાળ બાજુએ મૂકીને પહેલાં બે કાર્ય પર અમે એકાગ્ર થયા. છેવટે દાક્તરે એક ડહાપણની શિખામણ આપી: કોઈ વિવાદગ્રસ્ત બાબતમાં એકદમ મત બાંધવો કે ઉચ્ચારવો નહિ, પૂરો વિચાર અને અભ્યાસ કરવાને પૂરતો વખત લીધા પછી જ કંઈ લખવું કે બોલવું.

---

તાજેતરમાં જ વડોદરે આવેલા. તેમના પિતા દ્વિજેન્દ્રલાલ રૉય, પ્રસિદ્ધ બંગાળી રાષ્ટ્રગીત 'આમાર દેશ'ના લેખક તરીકે મશહૂર હતા.

આ સલાહ મારી મનોદશાને પૂરીપૂરી માફક આવી. લોકોના મોટા સમૂહથી, ઔપચારિક લાગણીના પ્રદર્શનથી તેમજ સન્માનના દેખાવથી હું ડરતો જ હતો. રાજકારણથી હું છેક વિમુખ થયો હતો. બધી પરિસ્થિતિનો કયાસ કરવાનો બાકી જ હતો. માત્ર ખોરાકની મારી જેલની પ્રતિજ્ઞા દાક્તરને અકારણ અને નુકસાનકારક લાગી. છતાં જેલ કરતાં પણ બહાર હૃદય પર સંયમ રાખવાને ને લોહીનો ભાર હળવો કરવાને ખાંડ ને ઘીનો ત્યાગ કરવાની મને ખાસ જરૂર જણાઈ.

બધો વિચાર કરીને મેં નીચે મુજબ નવાં વ્રત લીધાં: (૧) કોઈ પાર્ટીમાં–સ્નેહસંમેલનમાં હાજરી આપવી નહિ–જેથી જેલમાં કેળવેલી ગંભીરતા અને વૈરાગ્યવૃત્તિ કાયમ રહે, (૨) અષાઢી એકાદશી સુધી જાહેર ભાષણ કરવું નહિ–જેથી કંઈ મત કે નિર્ણય જાહેર કરવાની ફરજ ન પડે; (૩) આવતી દિવાળી સુધી ખાંડ કે માખણ-ઘી લેવાં નહિ, સૂર્યાસ્ત પછી જમવું નહિ અને એકાદશીનો સંપૂર્ણ ઉપવાસ કરવો. આગળ મુજબ આ વ્રત મારી નોંધપોથીમાં ઉતારીને મેં મારા મનને બાંધી લીધું.

પ્રેમલીલા, સરલા ને રમેશને માથે પરીક્ષા ઝઝૂમતી હતી. છતાં સાંજે કે રાતે સર્વેએ મને અંગત મિત્ર ગણીને છેલ્લા વરસેકના તેમના અભ્યાસ અને વિકાસની, તેમનાં મિત્રો અને આનંદપ્રમોદની વાતો પેટ ભરીને કરી. આ સંસ્કારી અને સુશિક્ષિત યુવક-યુવતીઓનાં જીવન અને માનસ વિષે મને ઘણું જાણવા મળ્યું. વળી પ્રેમલીલાએ તેની કૉલેજના માસિકમાં ‘ત્રણ પુરુષપાત્રો’[૧] એ મથાળા નીચે એક અસાધારણ લેખ લખીને આઝાદ સ્ત્રીની દૃષ્ટિથી નળ, રામ અને યુધિષ્ઠિર, એ ત્રણે

૧. આ લેખના ઉપસંહારમાં પ્રેમલીલાએ લખ્યું: ‘આટલી બધી... ખામીઓ આ ત્રણે નાયકોનાં ચરિત્રોમાં છે, તે છતાં લોકો તેમને શા માટે પૂજ્ય માનતા હશે તે જ સમજાતું નથી. રાજા તરીકે વખતે એ ઘણા જ ઉત્તમ હશે પણ પુરુષ તરીકે તો તે જરા પણ માનનીય નથી. જે દેશમાં

પ્રતિષ્ઠિત રાજાઓનાં, તેમની પત્ની પ્રત્યેના વર્તનની, સખત ઝાટકણી કાઢી હતી. તે લેખ વાંચતાં એ બુદ્ધિશાળી યુવતી પ્રત્યે મમત્વભર્યા માનથી મારું દિલ ઊભરાયું.

રોજ સાંજે બધાં બાળકો સાથે ફરવા જતાં એક દિવસ અમે બુઝર્ગ નેતા અબ્બાસ તૈયબજીને મળી આવ્યાં. તેમજ કેમ્પમાં પાસે જ રહેતા જૂના મિત્ર દાક્તર મંગળભાઈ ખાંડવાલાને અને તેમનાં પત્ની અકાબેનને મળવાની પણ મજા પડી. મંગળભાઈ એક દાક્તરની નજરે મારું શરીર જોઈને સલાહસૂચના આપવા લાગ્યા ત્યારે મારા બાળમિત્રોએ મારાં અટપટાં વ્રતનો ભંડો ફોડી નાખ્યો. તેમની સાથે મંગળભાઈની નાની બેન કપિલા રહેતી ને વડોદરાની કૉલેજમાં ભણતી. તે બોલકણી અને ચકોર મુંબઈગરી યુવતી પણ મારું ટીખળ કરવામાં ભળી ગઈ, તેથી પૂરી રંગત જામી.

થોડાક દિવસ શારદાબેનના હૂંફાળા ઘરની મોજ માણીને હું અમદાવાદ જવા નીકળ્યો ત્યારે સ્ટેશન પર દા૦ જીવરાજ મહેતા મળ્યા. તે વખતે તે વડોદરા રાજ્યના મુખ્ય દાક્તરી અધિકારી તરીકે કામ કરતા. થોડા માસ પર જ હંસાબેન સાથે તેમનાં લગ્ન થયાં હતાં. તેમની ગેરહાજરીમાં તેમને ઘેર જવાયેલું નહિ તે માટે તેમણે મને મીઠો ઠપકો આપ્યો. થોડા વખત પછી પ્રસિદ્ધ લેખક વિનયકુમાર સરકારનાં બે પુસ્તક મને મોકલીને તેમણે મને નવાજ્યો.

વડોદરામાં પ્રેમાળ કુટુંબજીવનની મોજ માણ્યા પછી અમદાવાદનો આશ્રમ મને વધારે નીરસ અને સૂનો લાગ્યો. વડોદરા રાજ્યે પેટલાદમાં જમીન મહેસૂલના કરેલા વધારા સામે સત્યાગ્રહની લડતની તૈયારીઓ

એ પુરુષો દૈવી ગણાય કે ઈશ્વરના અવતાર તરીકે પૂજાય તે દેશના લોકોના આદર્શોની કેટલી બધી અધમતા ? '

કરવામાં દાક્તર તે વખતે ખૂબ રોકાતા ને અમદાવાદ ઓછું રહેતા. તેમના સિવાયના બીજા સાથીઓ મારું ગૂંચવાયેલું માનસ થોડું જ સમજી શકતા ને તેમના સહવાસથી મારા સંતપ્ત દિલને થોડી જ શાંતિ મળતી.

પણ નિર્દય સંસાર મને ક્યાં છોડે એમ હતો? જેલના ઊંડા ઘા રૂઝવવાને કંઈ દિવાસ્વપ્નમાં નિરંતર વિહરી શકાય એમ નહોતું. મારે આશ્રમમાં રહેવું હતું તો લખવાની ફરજ કેમ ચુકાય? નંદલાલ અને નર્મદાશંકર સાથે મળીને થડકતે હૈયે 'યુગધર્મ'નો નવો અંક પ્રકટ કરવામાં અને તે માટે જરૂરી વાચન ને અભ્યાસ કરવામાં હું તત્કાળ રોકાયો.

પહેલાં અનસૂયાબેનને તેમજ શંકરલાલ બેંકરને મળીને ગાંધીજીના વિચાર અને મનોદશા વિષે બનતી માહિતી મેં મેળવી લીધી. થોડા જ વખત પર ગાંધીજીએ મૌલાના મહમદઅલીને એક પત્રમાં જણાવ્યું હતું તે મુજબ ગાંધીજી ધારાસભા વગેરે સરકારી તંત્રના બહિષ્કારના ચુરત હિમાયતી રહ્યા હતા. છેલ્લી કોંગ્રેસના ઠરાવ મુજબ સ્વરાજ પક્ષે ધારાસભામાં જે લડાયક પ્રવૃત્તિ આદરી હતી તે વિષે કંઈ અભિપ્રાય આપવાનું તેમણે મોકૂફ રાખ્યું હતું. પંડિત મોતીલાલ નહેરૂએ ગાંધીજીને મળીને સ્વરાજવાદી અગ્રેસરોની નીતિરીતિ વિષે પૂરી ચર્ચા કરી હતી. પણ તેમની વાટાઘાટોનું કંઈ તાત્વિક પરિણામ જણાયું નહોતું. દરમ્યાન પ્રસિદ્ધ ફ્રેંચ લેખક રોમાં રોલાંએ ગાંધીજી વિષે જે પુસ્તિકા તાજેતરમાં પ્રકટ કરી હતી તે વાંચીને તે ખૂબ પ્રસન્ન થયા હતા. તરત મેં પણ એ પુસ્તક અનસૂયાબેન પાસેથી મેળવીને વાંચી લીધું. દુનિયાના એક સર્વોત્તમ લેખકે આપણા નેતાની ઉન્નત ભાવનાની અને સત્યાગ્રહના નવા શસ્ત્રની જે તારીફ કરી હતી તે જોઈને તેમને વિષે લખવાને મને નવું પ્રોત્સાહન મળ્યું.

ગાંધીજીના છેલ્લા દશેક માસના યરોડાના તપસ્વી શિસ્તબદ્ધ જીવનનો, તેમના વાચન અને વિચારોનો હું લગભગ એકલો જ જાણ-

કાર હતો. તે વિષે સાંગોપાંગ લેખમાળા 'યુગધર્મ'માં પ્રકટ કરવાની મનગમતી ફરજ મેં અપનાવી. 'યરોડા આશ્રમ' એ મથાળા નીચે પહેલો લેખ અને થોડી જ પ્રાસંગિક નોંધ લખીને માર્ચ માસની આખરે મેં ફાગણનો અંક પ્રકટ કર્યો.

તે જ અંકમાં 'કાળીપરજ કે રાનીપરજ'[1]–એ મથાળા નીચે એક લેખ દા૦ સુમંતે લખ્યો તે ખાસ નોંધપાત્ર છે. તે વખતે સુરત-નવસારીના આદિવાસીઓમાં માતાના[2] આદેશથી ધૂણવાનો તેમજ દારૂ-તાડી અને માંસાહાર છોડવાનો જોરદાર પ્રચાર ચાલતો હતો. દાક્તરે તે પ્રદેશમાં ફરીને એ હીનદીન પ્રજાની જૂની ગુલામીનાં બંધન તોડવાની

૧. વરસો પછી કાળીપરજને રાનીપરજ કહેવાનો શિરસ્તો થઈ ગયો. પણ તેમને માટે આ નવા શબ્દનો પહેલો પ્રયોગ કરવાનું માન દા૦ સુમંતને ઘટે છે.

૨. માતાને નામે જે ચળવળ ચાલતી તેના પ્રચાર માટે ઠામઠામ આદિવાસી સ્ત્રીઓ એક ગીત ગાતી તે નીચે ઉતાર્યું છે: ('યુગધર્મ,' પુ.૪, અં. ૩, પાન ૨૦૬.).

સલાઈ દેવી આવી, ધૂણું મજેનું લાવી–
મારી બેનો, દેવીની સાચી શીખ છે.

ગાંધીને નામે આવી, ધૂણવાનું સાથે લાવી–મારી બેનો૦
ભગત ભૂવા કીધા 'માટલા થંભાવી'[1] દીધા–મારી બેનો૦
દેવીના દર્શને દોડયા, નાળિયેર સૌએ ફોડયાં–મારી બેનો૦
ગામમાં આવી બાધા, ચા[2] પીને મલકાયા–મારી બેનો૦
દેવીએ દેવું કાપ્યું,[3] સૌ લોકોને સુખ આપ્યું–મારી બેનો૦
પછાડી આવે મામો,[4] ખરાં તમારાં કામો–મારી બેનો૦

૧. મંદિર બંધાવી દીધાં. ૨. દારૂ-તાડી છોડવાથી ચાની ટેવ વધારે પડી. ૩. ખર્ચ ઓછો થતાં દેવું ઓછું થઈ ગયું. ૪. દેવી મા તેથી તેના ભાઈ ગાંધીજી મામા તરીકે પૂજાતા.

અને આત્મશુદ્ધિ સાધવાની તમન્નાનાં તાદૃશ ચિત્ર એ લેખમાં રજૂ કર્યાં. છેવટે વિલાયતમાં તેમના જેવા ગૌરવર્ણા ગૃહસ્થને પણ લોકો 'બ્લેકી'[૧] ગણી તિરસ્કારતા તે પરથી તેમણે લખ્યું : 'કાળીપરજ એ શબ્દમાં જે ડંખ છે તે કાઢી નાખવાનો છે. રાનમાં રહેતી પ્રજા (રાની-પરજ) તેની સાથે રહેનાર વાણિયા બ્રાહ્મણના જેટલી જ કેળવાઈ જશે. પણ તે પ્રજાને સુધારવા માટે જે મહાયજ્ઞ કરવો પડશે તેમાં ભાગ લેનાર માણસો તૈયાર થવા જોઈશે.'[૨]

તેલના દીવા કીધા, પૈસા બચાવી લીધા—મારી બેનો૦
દેવીની આખ્યા લીધી, તાડીને કરી સીધી—મારી બેનો૦
લોકોએ ટેક લીધી, તાડીને સૌએ મૂકી—મારી બેનો૦
સૌને ચોખ્ખા કીધા, મરઘાં બકરાં[૫] વેચી દીધાં—મારી બેનો૦
રોજ સવારે નાહવું, લોટો લઈ બહાર જાવું—મારી બેનો૦
વહેમ ડાકણને કાઢી, દારૂનું પીણું નાખ્યું કાઢી—મારી બેનો૦
ભૂત વૈતરાને ઉરાડયાં, દરિયાપાર હાંકી કાઢયાં—મારી બેનો૦
દેવીનું નામ લેજો, પ્રભુને મનમાં આણજો—મારી બેનો૦

૫. માંસાહાર બંધ કર્યો. રાનીપરજની સર્વદેશીય ઉન્નતિની પ્રતીતિ આ ગીતમાં થાય છે.

૧. દા૦ સુમંત ઇંગ્લેંડમાં માંચેસ્ટરમાં દાકતરી કોલેજમાં ભણતા ત્યારે આખા શહેરમાં તે એકલા જ હિન્દી હતા. લશ્કરી સ્વયંસેવક દળમાં તે ગોરાઓ સાથે કૂચ કરતા ત્યારે તેમને જોતાં વાર કોઈ પ્રેક્ષકો 'બ્લેકી,' 'ડાર્કી' (કાળા માણસ)—એવા પોકાર કરતા. તેની સખત ચોટ તેમના દિલ પર લાગેલી.

૨. દાક્તર સુમંત તે વખતે નવસારી પ્રાંત કાળીપરજ સંકટનિવારણ મંડળનું સુકાન ચલાવતા. સરકારી તંત્રના વિરોધનો સામનો કરતા અને સારાયે પ્રાંતમાં ગામડેગામડે પ્રવાસ કરતા.

તાકીદના લેખનકાર્યમાંથી હું નવરો પડ્યો ત્યારે વરસભર કલ્પનાના રંગે રસેલા આશ્રમમાં મને સૂનકાર લાગ્યો. ચોપાસ આવરી લેતી દુનિયા વિરાટ દુર્ગમ જંગલ સમી બિહામણી લાગી. અમારા આશ્રમની સામે દોડતી રેલગાડીમાં તેમ દૂર દેખાતા મિલના ભૂંગળામાં, લોકોની ભીડમાં કે બજારની દોડધામમાં નિરર્થક બેસૂરો કોલાહલ જ લાગ્યો. ટૂંકમાં સારો સંસાર મને ખાવા ધાતો અને તેનાથી દૂર વિચરીને ફરી જેલના જેવા અગાધ એકાંતમાં પુરાઈ જવાની વૃત્તિ થતી.

છતાં મારા દિલમાં નિતાંત વૈરાગ્ય છાયેલો નહોતો. વરસેકના કારાવાસ દરમ્યાન મારી સમગ્ર જીવનશક્તિનાં વહેણ ઊંડાં ઊતરી ગયાં હતાં. મારી કલ્પના સ્નેહ અને સૌન્દર્યના રંગીન સોણલામાં રાચતી હતી. જેલમાંથી ઓચિંતો જીવનસાગરમાં હું ફેંકાયો ત્યારે જીવનનાં નવાં મૂલ્ય કાયમ રહ્યાં પણ તેને સંતોષવાને રચેલી દેવદેવીની કલ્પનાસૃષ્ટિ વાસ્તવિક દુનિયા સાથે અથડાતાં ઓસરી ગઈ. સ્નેહની ઊંડી અસ્પષ્ટ પ્યાસ મને દમતી રહી પણ તેને છિપાવવાને જેલમાં રચેલાં માયાવી સ્વપ્ન અદૃશ્ય થયાં. મને કંઈક શાંતિદાયક તત્ત્વની ખોટ સાલ્યા જ કરતી પણ આશ્રમમાં ને બહાર નજર નાખતાં તે ક્યાંય જડતું નહિ. તેથી અંતરમાં ઊંડી અકથ્ય વેદના જામતી ગઈ. દિલમાં દાબેલા દુઃખનો ભાર લઈને હું ભવાટવીમાં ભૂલા પડેલા માનવીની જેમ વિચરતો.

તે વખતે વલ્લભભાઈને મળતો ત્યારે તે જૂનો બંધુભાવ દાખવતા. જેલમાંથી છૂટેલા ગાંધીજીનું બહુમાન કરવાને તે દશ લાખની રકમ ભેગી કરવામાં રોકાયેલા રહેતા. પાકા ના-ફેરવાદી તરીકે સ્વરાજવાદી નેતાઓ ઉપર તાતાં તીર ચલાવતા. પણ રાજકારણમાં ગળાબૂડ ડૂબેલા એ જૂના સાથી સાથે મારો પાટો બેઠો નહિ ને અમદાવાદના બીજા સાથીઓ સાથે પણ મારો મેળ પડ્યો નહિ.

વિદ્યાપીઠના મારા જૂના સાથીઓ સાથે યુગધર્મના સંચાલનને અંગે વધારે મળવાનું થતું. તે વખતે નરહરિભાઈ તો બારડોલીમાં કંઈ કારણસર સાત દિવસના ઉપવાસ[1] કરીને ગાંધીજીના આદેશ મુજબ તે જ પ્રદેશમાં રચનાત્મક કાર્યમાં રોકાયેલા હતા. કાકા કાલેલકર અને કિશોરલાલભાઈ, રામનારાયણ પાઠક અને રસિકલાલ પરીખને હું ઘણા ભાવથી મળતો. છતાં થોડી જ વારમાં હું જોઈ શક્યો કે આ પુરાતત્ત્વવાદી મિત્રોથી મારું માનસ વધારે દૂર નીકળી ગયું હતું હવે મારા માસિક માટે કંઈ લેખ મેળવીને કે ક્વચિત કંઈક તાત્ત્વિક વિષય પર વિચારવિનિમય કરીને જ હું સંતોષ માનતો.

એકંદર બાહ્યસંસાર મને અકારો લાગતો ત્યારે હું આશ્રમના એકાંતમાં બેસીને કે નિર્જન ખેતરોમાં દૂર દૂર ફરીને જ મારા અંતરની ગૂંચો ઉકેલવા મથતો, છતાં આશ્રમના સ્થૂળ આધારરૂપ યુગધર્મ કાર્યાલયમાં ક્વચિત જવાની અને આવકજાવકની તપાસ કરવાની મને ફરજ પડી. શરૂઆતમાં ઉપરઉપરથી તો બધું ઠીક લાગ્યું. ચોપડીઓનું કંઈક વેચાણ ચાલતું, ધંધાદારીઓના કાગળ આવતા ને કંઈક પાર્સલો અને ટપાલની આવજા થતી. નંદલાલ ગમે ત્યાંથી પૈસા લાવીને આશ્રમનો

૧. સન ૧૯૨૩માં બારડોલી તાલુકામાં બંધાયેલા સરભોણ આશ્રમમાં રહીને નરહરિભાઈ આસપાસનાં ત્રણ ગામમાં રેંટિયા આપીને સૂતર કંતાવતા. સન ૧૯૨૪ના આરંભમાં તેમણે સ્વયંભૂ પ્રેરણાથી હાળીઓના છોકરાંને ભણાવવાને તેમના ફળિયામાં નિશાળ શરૂ કરી. કણબી ખેડૂતોનો મૌખિક વિરોધ નિષ્ફળ ગયો ત્યારે તેમણે હાળીના ફળિયામાં જઈને નિશાળ બંધ કરાવી. નરહરિભાઈએ પહેલા ત્રણ અને પછી સાત દિવસના ઉપવાસ કર્યા ત્યારે ખેડૂતો તેમની સાથે અસહકાર આદરીને ઘરનું ઘોડિયું પણ લઈ ગયા—નાના બાળક મોહનને જમીન પર મૂકી દીધો. વલ્લભભાઈને ખબર પડતાં તેમણે ખેડૂતોને બોલાવીને શાળા ચલાવવાની ખાતરી અપાવી ત્યારે ઉપવાસ બંધ થયા. પણ ખેડૂતોના ચાલુ વિરોધને લીધે એ શાળા તે વખતે ચાલી નહિ.

ને ઓફિસનો વહેવાર ચલાવતા. એકંદર આર્થિક પરિસ્થિતિ વિષે હું એટલો નિશ્ચિંત રહ્યો કે માર્ચની આખરે ડૉ૦ સુમંત અમદાવાદ આવી ગયા ત્યારે આશ્રમનું કાયમનું બંધારણ ઘડવાનું અમે વિચાર્યું. અમે બંને તેના પાકા સભાસદ થઈએ અને નંદલાલ અને નર્મદાશંકર અંતિમ નિશ્ચય કરે ત્યાં સુધી ઉમેદવાર તરીકે જોડાય એવું નક્કી કર્યું. છતાં તે વખતે જ આ બંધારણનો આર્થિક પાયો ડૂલી ગયો હતો એ અમે જાણ્યું નહિ.

નવી ગુજરાતી શાળા અને મહિલા પાઠશાળા[1] સ્થિર પાયા પર ચાલતાં દૂરથી નિહાળીને હું સંતોષ માનતો. પણ તાજા સ્થપાયેલા અંત્યજ સેવામંડળમાં સામેલ રહેલો હોવાથી એપ્રિલના છઠ્ઠીએ તે મંડળની સભામાં હાજરી આપવાને હું નાડિયાદ ગયો. ત્યાં ઠક્કરબાપા, સુખદેવભાઈ વગેરે જૂના સાથીઓને હું ઘણા ભાવથી મળ્યો. અગાઉની સભામાં નારાખેડીના ભીલ આશ્રમ ભીલ સેવામંડળને સોંપવાનુ ઠરાવવામાં આવેલું. પરિણામે તે આશ્રમના વ્યવસ્થાપક ડાહ્યાભાઈ નાયક ભીલ સેવામંડળમાં જોડાયા હતા. હવે સુખદેવભાઈ પણ ભીલોના સેવાના જ ભેખધારી હોવાથી તેમને પણ નવા મંડળમાં જોડાવાની ઔપચારિક પરવાનગી અપાઈ. બાકી અંત્યજ સેવામંડળને હસ્તક નડિયાદ, ગોધરા અને અલીમાના અંત્યજ આશ્રમ અને દાહોદ, વરસોડા, લાઠી વગેરેની શાળાઓ રહ્યાં હતાં. તેનો બધો ખર્ચ પ્રાંતિક સમિતિ આપતી, છતા તેમાં વધુ કાર્ય માટે પૂરો અવકાશ હતો. માત્ર મારી મનોદશાને લીધે તેમ જ યુગધર્મ કાર્યાલયની ચિંતાને લીધે આ કાર્યમાં ખાસ ફાળો આપવા હું અશક્ત રહ્યો.

1. મારા કારાવાસ દરમ્યાન એ સંસ્થાના કાયમના નિભાવ માટે લાલશંકર સ્મારક ફંડના ટ્રસ્ટીઓએ સારી રકમ દર સાલ આપવાનું ઠરાવ્યું હતું.



અંત્યજ સેવા મંડળ : ઉપલી હારમાં ઊભેલા : (ડાબેથી) ચુનીભાઈ પટેલ, હનુમાનભાઈ આર્ય, નંદલાલ વૈદ્ય. ડાહ્યાભાઈ નાયક. ખ્રિસ્તી ડીગભાઈ. પરાગભાઈ મહેતા, ડાહ્યાભાઈ પટેલ, રામપ્રસાદ વ્યાસ.
ખુરશી પર બેઠેલા : (ડાબેથી) ઈન્દુલાલ યાજ્ઞિક, ઠક્કર બાપા, મામા ફડકે. બેઠેલા : (ડાબેથી) ચુનીલાલ ભક્ત. પરીક્ષિતલાલ મજમુદાર, સુખદેવ ત્રિવેદી. ભગવતપ્રસાદ પંડ્યા, પુરુષોત્તમ રામકુંડળાઆ, મણિલાલ પટેલ.

અનેક મિત્રોના પુનર્મિલનનો પહેલો માસ પૂરો થવા આવ્યો ત્યાં સુધીમાં તો અમારા કાર્યાલયની પરિસ્થિતિનો ભરમ ભાંગી ગયો. હવે યુગધર્મ કાર્યાલયમાં રોજબરોજ જઈને મેં આવકજાવકના આંકડા જોવા માંડયા, ત્યારે ખરો ક્યાસ આવી ગયો. મારા કારાવાસ દરમ્યાન કોઈ મહિને અમારાં પુસ્તકોના માસિક વેચાણનો આંક પાંચસો રૂપિયા સુધી પહોંચેલો. ધીમે ધીમે તે એટલો કમી થયો કે તેમાંથી અમારા કાર્યાલયનું ભાડું પણ નહોતું નીકળતું ! વળી છપાઈના અને કાગળના, માસિક ભાડાના અને આશ્રમના પાછલા દેવાનો ડુંગર જામ્યો હતો તે ફેડવાનો કોઈ રસ્તો નહોતો દેખાતો. જેલ જતા પહેલાં સત્યાગ્રહની તૈયારીમાં હું રોકાયો હતો ત્યારે રામજીભાઈ હંસરાજે રૂા. ૨૦૦૦ની સંગીન મદદ કરીને અમારું નાવ તરતું રાખેલું. હવે રાજકીય ઠંડીના કાળમાં કોઈની પાસે મોટી રકમ મંગાય પણ શી રીતે ? અને સહેજમાં આપે પણ કોણ ?

વિદ્યાર્થી અવસ્થામાં ને વકીલાત કરતાં પૈસાની કંઈક કંઈક તકલીફ પડેલી. પણ તે વખતે ભવિષ્યની આશાના જોમમાં ત્રણ માણસનું નાનું કુટુંબ હું જેમ તેમ નભાવતો. પછીનાં દસ વરસ દરમ્યાન અનેક જાહેર સંસ્થાઓ ચલાવતાં લાખો રૂપિયા ભેગા કરીને મેં ખરચેલા ને પૈસાને અભાવે કદી પણ હું નાસીપાસ નહોતો થયો. પણ હવે પરિસ્થિતિ બદલાઈ ગઈ. જે શંકરલાલે વરસો સુધી સહાય કરેલી તેમનાથી હું ક્યારનોય સ્વતંત્ર થઈ ગયો હતો. વલ્લભભાઈ જેવા જે સાથી સહેજે હજારો રૂપિયા અપાવી શકે તેમની સાથે નિકટનો સંબંધ તૂટી ગયો હતો. માસિક ને પુસ્તકોનાં પ્રકાશન પર જ સ્વાશ્રયી બનીને આશ્રમનો વહેવાર ચલાવવાની બધી યોજનાઓ પૂરા જોખમમાં આવી પડી. હવે ગંભીર વિચાર કરીને તાકીદનાં પગલાં ભરવાની મને ફરજ પડી.

ખરી હકીકત એ હતી કે વડીલોની પ્રાકૃત ભાષામાં કહું તો પૈસાની કિંમત મેં કદી પિછાની નહોતી. તેમ સમાજસેવા કરતાં આર્થિક દૃષ્ટિ કદી સેવી નહોતી. ખેડૂતોની ને ગરીબની, ભીલ અને અંત્યજની

સેવાનો હું રસિયો હતો, છતાં તેમની ગરીબાઈ ને કંગાલિયતના મૂળ કારણમાં હું કદી ઊંડો ઊતરેલો નહિ. આરંભથી જ મુંબઈ અને અમદાવાદના શ્રીમંતોએ મને ફૂલડે વધાવેલો અને તેમનાં દાનથી ગરીબની સેવા કરતાં શીખેલો. આ વખતે પણ અંગત માનસિક વમળમાં હું સપડાયેલો હોવાથી સમગ્ર સમાજની આર્થિક સમસ્યાનો અભ્યાસ કરવા પ્રેરાયો નહિ. મારા માનસ પર જેલમાં જામેલું જાળું હજી ફેડાયું નહોતું. તેથી અંગત દૃષ્ટિથી જ આર્થિક મુસીબતનો સામનો કરવાને હું તૈયાર થયો.

અમારી આર્થિક કટોકટી મારા સ્વાભિમાન અને સમાજસેવાને પડકારરૂપ લાગી. જે માસિકને વિવેચકો હંમેશ વખાણતા તેના જોઈતા ગ્રાહકો કેમ ન નોંધાય? ગાંધીજીની જ લડતો અને તેમના જ પેગામનાં આટઆટલાં લોકપ્રિય પુસ્તકો અમે પ્રકટ કર્યાં તેનું વેચાણ સપાટાબંધ કેમ ન થાય? જેલમાંથી છૂટતાં મારી નજરે દુનિયા વેરાન સમી લાગી હતી. હવે તે ખરેખરી વેરણ બની. અમારા સંગીન સાહિત્ય અને માસિકના પ્રચારને રોકવાને જાણે કોઈ વિરોધીઓએ પ્રચંડ કાવતરું કર્યું હોય એમ લાગ્યું. તો શું મારે નાક ખોસામાં મૂકીને કોઈ શ્રીમંતોને શરણે થવું? શું મારું સમગ્ર કાર્યાલય કોઈ પ્રતિષ્ઠિત સંસ્થા કે વ્યક્તિને સોંપી દઈને જિંદગીમાં પહેલી હાર કબૂલ કરવી? ને જો અમારું પ્રકાશનકાર્ય બંધ પડે તો કેટલા ભાવથી શરૂ કરેલો આશ્રમ પણ વીંખી નાખવો? દા૦ સુમંતને આશ્રમની જરૂર નહોતી, નંદલાલ શ્રીમંત હતા અને નર્મદાશંકર તો ક્યાંય કામ મેળવી શકે. એટલે મારે જ આ શાંત મનગમતો આશ્રમ છોડીને અમદાવાદમાં કોઈની નોકરી કરવી કે આ શહેરનો ત્યાગ કરવો?

મારા ભોળા અને દુખિયારા દિલમાં પૈસાની મુસીબતનું શૂળ ભોંકાયું. મારી અકળામણનો પાર ન રહ્યો. સાહિત્ય અને સમાજસેવાની દુનિયામાં મારી હસ્તી કે નાબૂદીનો, જીવન કે મરણનો સવાલ મારી સામે ખડો થયો. આવે વખતે સમાજસેવક તરીકે મારી હસ્તી માટે મરણિયો

જંગ ખેલવાનો મેં નિશ્ચય કર્યો. આશ્રમ ને યુગધર્મ—બન્નેને બચાવું, જરૂર પડે તો આશ્રમના આવાસનો ભોગ આપીને પણ પ્રકાશનકાર્યને કોઈ રીતે ટકાવવું—એ મારો પહેલો ધર્મ બન્યો.

હવે માસિકના નવા ગ્રાહકો નોંધવા માટે ઠામઠામ ફરવું જ જોઈએ. તેની સાથે નવા અંક માટે ચરોડા આશ્રમ વિષે બીજો લેખ અને તંત્રીની નોંધ પણ લખવાં જ જોઈએ. આ બન્ને કામ એકી સાથે જ પાર પાડવાને હું જાગૃત થયો. મારા દિલના વહેતા જખમને થોડા વખતને માટે મેં ઉત્કટ નિશ્ચયબળથી દાબી દીધો. માસિકના થોડા અંક અને લેખનની સામગ્રી લઈને હું ગુજરાતના પ્રવાસે નીકળી પડયો.

મોડી રાતે આણંદ પહોંચતાં હું ગોધરાની ગાડી ચૂકયો. ત્રીજા વર્ગની ટિકિટ હોવા છતાં અધિકારીઓની મીઠાશથી ‘વેઈટિંગ રૂમ’માં મેં રાતવાસો કર્યો. રેલવેની ઝળહળતી બત્તીના પ્રકાશમાં ચરોડાનો વિસ્તૃત લેખ લખવા હું બેસી ગયો. મધરાત પછી આંખ મીંચાઈ ત્યાં સુધી હું લખ્યે જ ગયો. ગોધરામાં દા૦ માણેકલાલને ઘેર મિત્રોનો અખાડો જમાવીને માસિકના ગ્રાહકો નોંધતો ગયો તેમ ફુરસદે ચરોડા વિષે લેખ લખતો ગયો. તે જ પ્રમાણે દાહોદ જતાં વડોદરા સ્ટેશને મધરાતે મુકામ કરીને સવાર સુધી હું લખતો જ રહ્યો. દાહોદમાં ભીલ સેવામંડળના સુખદેવ અને ડાહ્યાભાઈ વગેરે મિત્રોની સહાયથી મેં ગ્રાહકોની ભરતી કરી. સુરતમાં દા૦ કરસુખ અને સતુભાઈએ પૂરા દિલથી મદદ કરી અને સારી રકમ ભેગી કરી આપી.

આવાં લવાજમ ઉઘરાવીને હું અમદાવાદમાં નંદલાલને આપતો તેથી કાર્યાલયને સત્વર સદ્ધર કરવાની આશા રાખતો. પણ થોડી જ વારમાં માલૂમ પડયું કે તેમાંથી કેટલીક રકમ નંદલાલ પોતાના જ લહેણા પેટે ઉપાડતા. આ ઉપરથી તેમની સાથે લાંબી—કંઈક કડવી ચર્ચા થવા માંડી ત્યારે અમારી દેવાળિયા હાલત પૂરી પરખાઈ. આખું આભ ફાટેલું ત્યાં થીગડાં શે દેવાય?

હવે મને સાફ દેખાયું કે આશ્રમનું મોટું ઘર એકએક દિવસ ચલાવતાં, દેવામાં વધારે ઊંડા ઊતરીએ છીએ. જો યુગધર્મની પ્રવૃત્તિ મહાપ્રયાસે ચલાવવી જ હોય તો આશ્રમ તરત સમેટવો જ જોઈએ. આ નક્કર હકીકત તરફ હવે આંખ મીંચામણાં કરાય એમ નહોતું. જે આશ્રમમાં ધ્યાન અને લેખન, ખેતી અને બાગકામ કરવાની મુરાદ જેલમાં મેં નિરંતર સેવી હતી તેના પર છીણી મૂકવાની ઘડી આવી પહોંચી. મારા દુઃખી દિલનો આ વિસામો છોડતાં મને પારાવાર દુઃખ થયું. પણ છાતીએ પથ્થર મૂકીને હું કોચરબમાં એક નાના ઘરમાં માત્ર નર્મદાશંકરના જ સાથમાં રહેવા ગયો. જે બંગલાના ચાર ખંડ અને વિશાળ દીવાનખાનાવાળા માળ પર હું ત્રણ વરસ પર રહેલો, તેની જ બાજુમાં બાંધેલા નાના ઉપઘરનું શરણું શોધવાની મને ફરજ પડી.

અહીં ન મળે કંઈ બાગ કે ખેતર, અહીં ન સમાઈ શકે મિત્રોનો ડાયરો કે જૂના સાથીઓનો સંઘ. આશ્રમનો ભરચક સામાન રફેદફે કરીને, થોડાં વાસણ ને કપડાં, એક બે કબાટ ને ટેબલ લઈને હું નાના મકાનમાં રહેવા ગયો. એક રાતમાં વિશાળ આશ્રમનો સાધક મટીને હું એક દેવાદાર કાર્યકર બની ગયો.

અંતરના દર્દમાં આર્થિક હાલાકીની સુરંગ ચંપાતાં મારો બુદ્ધિદીપ પ્રજ્વલિત થયો. જેલ છોડીને સંસારનું તાંડવ નીરખતાં મારા મગજ પર શરમાળ સંકોચવૃત્તિની જામેલી રાખ હવે ઊડી ગઈ. બને તેટલાં છાપાં ને સાહિત્ય વાંચીને તેમજ ગુજરાતભરના પ્રવાસમાં, બનતી માહિતી મેળવીને સ્વતંત્ર બુદ્ધિથી ચાલુ રાજકારણની કડક સમીક્ષા મેં ચૈત્રના અંકમાં પ્રકટ કરી.

છેલ્લા થોડા માસના બનાવોનું અવલોકન કરતાં મેં લખ્યું : ‘તુર્કો સાથે સંધિ થઈ અને પછી ઓચિંતી ખિલાફત તૂટી. રશિયામાં

લેનિન ગુજરી ગયો અને કામદાર પક્ષ ઇંગ્લેંડમાં સત્તાધીશ થયો. મહાત્મા ગાંધીજી લગભગ મરણશય્યા પર સૂતા, ઊઠયા અને છૂટયા. શીખોની ગુરુદ્વારા સમિતિ સરકારે ગેરકાયદેસર ઠરાવી ને તેના ચુનંદા અગ્રણીઓને પકડયા. છતાં જૈતુની યાત્રા કરતા સેંકડો શીખ મરાયા અને ઘાયલ થયા, હજારો પકડાયા અને પકડાય છે. સ્વરાજપક્ષના નરવીરોએ મુંબઈ–કલકત્તા જેવી કેટલીયે મ્યુનિસિપાલિટીઓ હાથ કરી છે અને કેટલાયે પ્રાંતોમાં ધારાસભાને વશ કરીને સરકારને હંફાવે છે. આની સાથે ખાદીનું કાર્ય દેશભરમાં ધીમે ધીમે ચાલે છે. રામેશરા અને બોરસદમાં કંઈક કંઈક અખતરાઓ થાય છે ને વાઈકોમ (ત્રાવણકોર) અને પેટલાદ જેવા રજવાડામાં પણ સત્યાગ્રહના સૂર સંભળાય છે.'[1]

તુર્કોના મુસ્તફા કમાલ પાશાના આરૂઢ પ્રશંસક તરીકે ખલીફની સત્તા નાબૂદ કરવાના આંગોરાની રાજસભાના ઠરાવને મેં ઉત્સાહપૂર્વક વધાવી લીધો ! 'છેલ્લા પાંચ વરસમાં તુર્કોએ જે લડત ચલાવી છે તેને વિષે તેમનું અને પરદેશી (હિન્દના પણ) મુસલમાન ભાઈઓનું દષ્ટિબિંદુ તદ્દન જુદું હતું...જ્યારે બહારના મુસલમાનો તુર્કોને ઇસ્લામની અને ખલીફની તલવાર તરીકે વખાણતા હતા ત્યારે તુર્કોના નવા જુવાનો તો મુખ્યત્વે કરીને પોતાની રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે અને યુરોપીય રાજમંડળમાં ઊંચું સ્થાન મેળવવા માટે જ લડતા હતા. પરદેશીઓની દષ્ટિ ધાર્મિક હતી. તુર્કોની રાજકીય હતી. એકની નજર ઇસ્લામના અને ખિલાફતના ભૂતકાળ પર હતી ત્યારે બીજાની દષ્ટિ તુર્કોના આશાવંત ભવિષ્ય પર ઠરેલી હતી.'[2]

આપણા મૌલાનાઓની ખિલાફત કમિટીથી, તેને માન્ય કરતા ગાંધીજીથી અને કોંગ્રેસથી ચોખ્ખો જુદો સૂર મેં અહીં સંભળાવ્યો. તે જ મુજબ કોકોનાડાની કોંગ્રેસમાં વિજયવંત થયેલા સ્વરાજવાદીઓની પણ ખરા દિલથી તારીફ કરી : 'સ્વરાજ્ય પક્ષના કાર્યવાહકોએ એકંદર

---

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૧, પાન ૭૯.
૨. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૧, પાન ૮૦.

જોતાં અણધારી અને અસાધારણ ફતેહ મેળવી છે...ખુદ દિલ્હીની જ ધારાસભામાં સ્વરાજપક્ષના કુશળ કારભારીઓએ સ્વતંત્ર પક્ષ સાથે સંધિ કરીને વધુમતી સાધી અને ખરચ વિષે સરકારની કેટલીયે દરખાસ્ત નામંજૂર કરી, એટલું જ નહિ પણ, હિન્દી સરકારના જૂના અને નવા કરનું આખું 'બિલ' નામંજૂર કરીને સૌને હેરત પમાડયા. બંગાળમાં પણ સ્વરાજ્ય પક્ષે...પ્રધાનોના પગાર અને...કેળવણી તથા વૈદક ખાતાનો કેટલોક ખર્ચ નામંજૂર કરીને જરા ચમકારો કર્યો. મધ્ય પ્રાંતમાં તો અવધિ આવી. સ્વરાજપક્ષે આખુંય અંદાજપત્ર નામંજૂર કર્યું એટલે સરકારે ધારાસભાને બરખાસ્ત કરી, પ્રધાનોને રજા આપી...

'ધારાસભાના આગેવાનોની શક્તિ અને દેશભક્તિ કોઈથી ઊતરતી નથી. તેમને દેશસેવા માટે જે માર્ગ યોગ્ય લાગ્યો તે અનુસરવાનો તેમને હક છે જ...તેથી મહાસભા તરફ વફાદારીની ખાતર પણ સૌએ સ્વરાજ પક્ષના ઉપર કડવી ટીકા કરવાનું છોડી દઈને તેમના તરફ કેવળ ભ્રાતૃભાવ જ ખીલવવો જોઈએ.'[૧]

અંગત રીતે ચુસ્ત નાફેરવાદી નીતિ જાહેર કરીને મેં સ્વરાજપક્ષનું આવું નવું મૂલ્યાંકન કર્યું. ગુજરાતના કેટલાયે મિત્રોને તે વાંચીને જરા નવાઈ લાગી, કોઈને રીસ ચડી. છતાં તે જ રાહે આગળ ધપવાનો મારો નિર્ણય અફર રહ્યો.

રાજકારણમાં કંઈક નવી નીતિ દાખવવા છતાં પણ ગાંધીજીનો તો હું પરમ ભક્ત જ રહ્યો. 'યરોડાનો આશ્રમ' વિષે બીજો લેખ લખતાં મારી ગાંધીભક્તિ પૂરબહારમાં ખીલી ઊઠી: 'જ્યારે યરોડાના બાગમાં વિહરતા શુભ્ર વસન સુશોભિત મહાત્માજીનું દર્શન હું કરું છું ત્યારે અઢી હજાર વરસ ઉપર ચાતુર્માસમાં શિષ્યગણ સાથે પ્રાતઃકાળે ને સાયંકાળે ચંક્રમણ કરતા ભગવાન બુદ્ધનું સ્મરણ થાય છે...બુદ્ધ ભગવાનના દયાધર્મમાં ગાંધીજીએ સહન કરવાનો મંત્ર પણ ઉતાર્યો છે અને

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૧, પાન ૮૧-૨.

આજે આખી અવનીમાં જેમ એ મંત્રનો વધારેમાં વધારે સ્પષ્ટ અને હૃદયંગમ ઘોષ તેમણે કર્યો છે તે જ પ્રમાણે તેની પરમ સિદ્ધિ પણ તેમના જ જીવનની ક્ષણેક્ષણમાં જોવામાં આવે છે. આથી જ તેમના કંઠમાંથી દૂરદૂરથી કોઈ દેવદૂતના સ્વર સાંભળતો હોઉં, તેમના શુભ્ર વસનમાં કોઈ પયગંબરની ઝગહળતી જ્યોત જોતો હોઉં એમ ઘડીભર મને લાગે છે...

'સંધ્યાકાળના ચંક્રમણમાં ઈશ્વર સાથે અનુસંધાન સાધીને તેઓ એવી દિવ્ય પ્રેરણા મેળવતા કે જેનો પ્રભાવ તેમના જીવનની પળેપળમાં ઊતરતો. તેથી એ આશ્રમમાં સંધ્યાકાળની શોભારૂપ મહાત્માજીની પતિત-પાવન મૂર્તિમાં સહનશક્તિની પરાકાષ્ઠાની, સત્યના અચળ આગ્રહની તેમજ સત્યના–આત્માના મહાન દર્શનની પ્રતીતિ થતી. અને એ જ ભાવથી દલિત હૃદયે તેમના ચરણારવિંદમાં પ્રણામ કરીને તેમના કારા-વાસનું આ પ્રકરણ પૂરું કરું છું.'[1]

એપ્રિલમાં આ અંક પ્રકટ કરીને અને તેના ગ્રાહકોની સંખ્યા વધારીને હું કંઈક નિવૃત્ત થયો ત્યારે મારા મનની મૂંઝવણ પરાકાષ્ઠાએ પહોંચી. તેનું નિવારણ કરવાને હું ઉગ્ર આંતરવિગ્રહમાં સપડાઈ ગયો. વસંતઋતુ આગળ ધપતી ગઈ તેમ મારા હૃદયનો સંતાપ પણ વધતો ગયો. હવે મારા અંતરની વિવિધ પ્રક્રિયા જોતાં મારા રોગનું નિદાન હું પારખવા લાગ્યો

યરોડાના બાદશાહી કારાવાસથી મારા હૃદયની જેમ મારું શરીર સુંવાળું અને સુખવાસી થયું હતું. એક મોટા બગીચામાં પુરાતાં અને નિયમિત જીવન ગાળતાં, રાતદિન શહેર ને ગામડે પગપાળા ફરવાની ટેવ સરી ગઈ. રોજ દૂધ ને ફળ, પાઉં ને માખણનો મોજીલો ખોરાક,

---

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૧, પાન ૭૦.

નાહવાને ગરમ પાણી અને સૂવાને મજાનાં ખાટલા-બિછાનાં મળતાં મેં નવું સુખી જીવન ભોગવ્યું. કેવળ શારીરિક દૃષ્ટિથી મારું જૂનું આશ્રમી ખડતલ જીવન હવે મને અકારું અને કર્કશ લાગતું ગયું ને ઘણા પ્રયાસ છતાં મને તે ન જ સહ્યું.

વળી જેલમાંથી છૂટયા પછી અનેક શહેરોમાં સુખી ગૃહસ્થ કુટુંબોમાં રહેવાનું થયું. બધાંયે મારું નબળું શરીર અને સુકાયેલો ચહેરો જોઈ મારા પર પારાવાર ભાવ વરસાવ્યો. તેથી વળી મારી સુંવાળપ વધતી ગઈ અને આશ્રમજીવનથી વધારે વિમુખ થયો. કોઈને ઘેર માથામાં તેલ નાખવાનું મળ્યું તેથી ઘેર આવીને તેનો શોખ કરવા લાગ્યો. કોઈ ઘરમાં બેસવા-સૂવાના ખંડમાં શેતરંજી પથરાયેલી જોઈને આશ્રમમાં પણ મારું મન એવાં પાથરણાં ઝંખવા લાગ્યું. એકંદર આનંદી ગૃહસ્થી ઘરના સુખની નવી ભૂખ મારા અંતરમાં ઊઘડતી ગઈ.

મિત્રોને ઘેર નાનાં બાળકો સાથે રમત કરવાની તો મૂળની ટેવ હતી. હવે બાળમિત્રો કિશોર બન્યા તેમ કિશોર-કિશોરીઓ તરુણ-તરુણી બન્યાં. જેલમાં વરસભર સ્નેહજીવનનું રટણ કર્યા પછી આવાં યુવક-યુવતીઓથી અને સ્ત્રી-બાળકોથી ભરચક ભરેલાં ઘરમાં આનંદ-કલ્લોલ કરવાનો ચસકો વધતો ગયો. એવા સુખી ઘરમાંથી મારા સૂના નિર્જન વાસમાં પાછો આવતો ત્યારે તે મને સ્મશાન જેવો લાગતો અને ગૃહ-જીવનનાં મીઠાં સ્વપ્નાં મને હેરાન કરતાં. ફરી પાછો કોઈ ને કોઈ કારણે એવા મિત્રના ઘરનું હું શરણું લેતો ત્યારે માતાનું દૂધ મળતાં બાળક શાંત થાય તેમ મારું થડકતું હૈયું પાછું સુખશાંતિમાં રાચતું.

હવે જિંદગીભર દબાઈ રહેલી સ્નેહજીવનની ઉત્કટ અને અદમ્ય ભૂખ મને દમી રહી. તે જ મને અહર્નિશ સતાવતી અને સારા સંસારને અકારો બનાવતી. આજ સુધી સ્ત્રીને માતારૂપે ભજીને તેની સાંસારિક મોહિની મેં ટાળી હતી. હવે મારી માતૃગ્રંથિ પણ પ્રેમની પિપાસાને

ટાળવાને અશક્ત નીવડી. કોઈ પ્રિયજનને સખી ને સહચરી બનાવવાની ઉત્કટ ઇચ્છા અંતરમાં વ્યાપી ગઈ.

આવી ચિત્તવૃત્તિનું નિવારણ કરવાને વરોડામાં મેં દેવીની મંગળ મૂર્તિ કલ્પીને તેની પૂજા મહિનાઓ સુધી કરી હતી. પહેલી તો એ મૂર્તિ અંતર્ધાન થયેલી લાગી. પણ થોડા જ વખતમાં એ દેવી અનેક સ્ત્રીઓ અને યુવતીઓમાં વિવિધ રૂપે દર્શન દેવા લાગી. કોઈ યુવતીની કાંચનવર્ણી કાયા તો કોઈની ચંદ્રકળા જેવી શીળી કાંતિ, કોઈની સુકોમળ અંગલતા તો કોઈ ગજગામિનીનો પ્રતાપ નીરખીને હું મુગ્ધ થતો. તેથીયે વધારે તો આવી કોઈ યુવતીઓની નયનજ્યોતથી પ્રકાશતા અને તેમના સુગંધી કેશકલાપથી મહેંકતા, તેમના રસિલાં ગીતથી રણુકતા કે તેમના વાર્તાવિનોદથી સોહાતા વાડીબંગલાને હું ઝંખતો. અનેક ગૃહકુંજોમાં જે મીઠા બોલ અને માર્મિક કટાક્ષવાક્ય સાંભળેલાં તેમજ જે મૃદુ હાસ્ય-રસની અને આનંદી જીવનની મોજ માણેલી તેની મોહિની મારા રોમરોમમાં વ્યાપી ગઈ. આવા વિવિધ રસરંગથી સભર ભરેલા પ્રેમળ જીવનનો તલસાટ મારા જિગરને જલાવવા લાગ્યો.

હું સંયમી અને વેરાગી આશ્રમી જીવનને કિનારે ઊભો રહીને સામે ઊઘડતી બીજી સોહામણી દુનિયાના મોહપાશમાં સપડાયો. મારા મનને હું મનાવતો કે કોઈ પ્રેયસી સાથે લગ્ન કરી તેના ઉપર સામ્રાજ્ય ભોગવવાનો કે તેની સાથે પ્રાકૃત ઘર માંડવાનો કંઈ અભખરો મારા દિલમાં નહોતો. હું કોઈ પ્રિયજનનો માલિક નહિ પણ સાથી અને સેવક થવાને જ ચાહતો. પણ સાંસારિક નજરે તો તેમાં સંયમી જીવનના મર્યાદાનું અતિક્રમણ જ દેખાય અને તાત્ત્વિક નજરે સ્નેહજીવનની ઝંખનામાં મારા વૈરાગ્યવ્રતનો ભંગ જરૂર હતો ! હું મોહક દુનિયાને આરે ઊભો ત્યારે મારું શરીર આશ્રમી જીવનમાં રહ્યું, પણ મારું અંતર સંસારી જીવનના સીમાડામાં સરકી ગયું.

આ હદે આવ્યો ત્યારે મારી વાસ્તવિક સ્થિતિનું મને ભાન થયું. આશ્રમી જીવન તજવાને હું છૂટો હતો. પણ હજી એક સ્ત્રી સાથે હું

લગ્નગ્રંથિથી જોડાયેલો હતો. તેને મેં હંમેશને માટે તજી હતી. પણ તે જીવંત હોવાથી હું કંઈ કપટ કર્યા સિવાય કાયદેસર રીતે બીજી સ્ત્રીને પરણી શકું એમ નહોતું. કોઈ પણ સંસ્કારી યુવતી આવા માણસનો નિકટનો સંબંધ ન જ સાંખી શકે. તેમાં વળી હું તો છેક જ અકિંચન ભિક્ષુક હતો. હું મારો જ નિર્વાહ ચલાવવા અશક્ત હતો તો કોઈ મિત્ર કે સાથી માટે ખરચવાની રાતી પાઈ પણ ક્યાંથી હોય?

મારી સમગ્ર સ્થિતિ છેક જ દયાજનક–કંઈક ઘૃણાજનક બની. જીવનના પ્રભાતે ઘર અને પરણેલી સ્ત્રીને તજીને હું સંયમી સમાજસેવાના જીવનવ્રતથી બંધાયેલો હતો. તે તોડવાનો સહેજે વિચાર પણ મનમાં નહોતો. છતાં તેનાથી અસંગત પ્રેમજીવનના પ્રેમમાં હું પડ્યો! તેનું કારમું દર્દ મારા આખા દિલને બાળતું હતું. જૂના વેરાગી જીવનવ્રત અને નવા મોહપાશના સાણસામાં હું બરાબર સપડાયો. જો પાછળ હઠું તો મારી કિંમત કોડીની થાય ને મારું નામ ધૂળમાં રોળાય. જો આગળ ધપું તો વહેલી કે મોડી એવી થપ્પડ વાગે કે જેથી મારી આબરૂના કાંકરા થાય!

આ ઘડીએ એક જ્ઞાની સન્મિત્રે મારા નવા રંગઢંગ પારખીને શાણો ઉપદેશ આપ્યો: 'તમે ક્યાં જઈ રહ્યા છો? તમે ઘરબાર છોડ્યાં. બૈરી છોડી પણ તે જીવે છે. સેવાનો ભેખ લીધો. તમે છેક જુવાનિયા પણ નથી. બત્રીશ વરસની ઉંમર થઈ. હવે ઘરસંસારનો મોહ ન છાજે. કોઈ યુવતીઓની સંગત તમને ન શોભે.

'તમે આઝાદ સ્વભાવના છો. જો તમારે જીવન પલટાવવું જ હોય તો ગુજરાત છોડી ચાલ્યા જાઓ. પૈસા કમાઓ ને મન ફાવતું કરો. પણ સેવક તરીકે જે કુટુંબોમાં તમે પૂજાઓ છો તેમાં કોઈ કુમારિકાની માયા ન કરશો–કોઈનું જીવન બરબાદ ન કરશો.

'જો જૂના રાહે ચાલવું હોય તો કાં તો સંન્યાસ લો કે જીવન-ભરનું કૌમારવ્રત લ્યો–લગ્નજીવનના વિચારને તિલાંજલિ આપો.'

મારા આશ્રમની રાખ ચોળીને નાના ઘરમાં હું પુરાયો હતો તે વખતે આ બોલ સાંભળતાં મારા ઘામાં મીઠું ભભરાયું. મારા રોમ-રોમમાં અગન વ્યાપી ગઈ. મારું જિગર ભડભડ સળગી રહ્યું.

હવે હું સાનમાં સમજી ગયો કે જો હું કંઈ આકરી પ્રતિજ્ઞા નહિ લઉં તો વહેલામોડા મારા આશ્રયસ્થાન રૂપ બધાં ઘર કાં તો મારી સામે બંધ થશે અથવા તેનાથી દૂર ભાગવાની મને ફરજ પડશે.

ફરી વાર મારું આત્મમાન ઘવાયું, અને તેણે જ મને સાચો માર્ગ દાખવ્યો. જો ત્રેવીસ વરસની વયે સ્નેહજીવનનાં બધાં સ્વપ્નોને તિલાંજલિ આપીને મેં સેવાવ્રત લીધું તો હવે નવ વરસ પછી પાકટ વયે હું કોઈ તરુણીના મોહને વશ થઈ મારું અસિધારાવ્રત છોડી દઉં ? ગમે તેવી સંસ્કારી યુવતીને પણ છેવટે તો સુખી જીવન અને સમૃદ્ધ ઘર જોઈએ. ઉન્નત સહજીવનનાં બધાં સ્વપ્નાં છેવટે પ્રાકૃત દંપતી-જીવનમાં જ પરિણમે છે. તો શું મારા સેવાજીવનમાં આગ ચાંપીને મારે કમાવા નીકળવું અને એક નાનકડા ઘરમાં ગમેતેવી સહચરીના સાથમાં જીવનભર પુરાઈ જવું ?

ભાવિના ભીતરમાં નજર નાખતાં જ મારો ધર્મ મને સ્પષ્ટ દેખાયો. પ્રાકૃત ગૃહજીવન તો ન જ જોઈએ—બુદ્ધના આદેશ મુજબ ઘરની માયા છોડીને ઘર વિનાના વેરાગી જ બનવું—ગમે તેવા પ્રિયજનના મોહને ભસ્મસાત્ કરવો. બસ ! બુદ્ધનો આદેશ અંતરમાં ઉતારીને જીવન-ભર વેરાગી જીવન ગાળવાનો નિર્ણય દિલમાં ઊગી ગયો.

તરત જ મેં નવાં વ્રત લઈ જૂની નોંધપોથીમાં ઉતાર્યાં :

૧. જીવનભર લગ્ન ન કરવાનો નિશ્ચય કેળવવો.

૨. તે માટે માનસિક તૈયારીરૂપે ત્રણ વરસ સુધી કોઈને પરણ-વાનો વિચાર ન કરવો—એવા વિચારનું ભાન થાય કે તરત તે નિશ્ચયપૂર્વક દાબી દેવો.

૩. મારા તેમજ બીજાના ઘર વિષે મઠની—અધ્યાત્મજીવનની ભાવના સુદૃઢ કરવી.

૪. આ ત્રણ વરસમાં બ્રાહ્મણધર્મ કેળવવો અને આર્થિક સ્થિતિ સુદૃઢ કરવી.

૫. સ્નેહી કુટુંબોનો ઓછામાં ઓછો સંસર્ગ રાખવો. કામ પ્રસંગે તેમને ઓછામાં ઓછું મળવું અને કામથી પરવારીને તરત ચાલી નીકળવું.

આ વ્રત લીધા પછી મારી નવી કસોટી શરૂ થઈ. રાજકારણમાં હું મસ્ત હતો ત્યારથી એક દિવસમાં અનેક કુટુંબોમાં મહાલવાની મને ટેવ પડેલી. હવે હું એકલો રહેતો—શહેરથી દૂર નાની ઓરડીમાં. રોજ જવાનું એક જ સ્થળ હતું—તે યુગધર્મ કાર્યાલય. અને ત્યાં દેવાના ડુંગરની રામકહાણી જ રોજ સાંભળવાની. આવા શુષ્ક જીવનથી હું અકળાતો ત્યારે રસ્તામાં એકબે મિત્રોને ઘેર જરા ડોકિયું કરતો. બાકી તો સરખેજને વેરાન માર્ગે બને તેટલો દૂર ફરીને જ મારા પગને થકવતો અને મારી ધૂંધવાતી આગથી મારા કાળજાને બાળતો.

આહારના સખત નિયમનને લીધે, પાટિયાની પથારી પર સૂતાં રાતે ઊંઘ ઓછી આવતી. વળી મારી કલ્પના છૂટો દોર પામીને મને ત્યજેલે ઘેર ખેંચી જતી અને નિષિદ્ધ સંપર્કમાં ઝુકાવતી. ઉનાળાની ટૂંકી રાતે જરા જાગી જતાં સ્નેહીઓના ઘર અને સંબંધનો નિશ્ચિત વિયોગ મારું કાળજું કોરતો.

પાછલે પહોરે ત્રણ-ચાર વાગે ઊઠીને જેલની ઢબે હું કંઈક ધ્યાન કરતો. કવચિત વ્યવહારની ગુંચ કે સેવાકાર્યના કોયડા ઉકેલતો. એક વાર દૂરદૂરથી કોસ હાંકનાર ખેડૂતનું ઘેરા સૂરે ખેંચાતું મીઠું ગીત મેં સાંભળ્યું. પહેલાં તો કોઈ દુખિયારાના આર્તસ્વર જેવું તે ભાસ્યું. પછી તે બરાબર પિછાન્યું ત્યારે એ ખેડૂતના અને મારા દર્દનું કરુણ

રુદન મને તેમાં સંભળાયું. પછી તે વખતોવખત સાંભળતો ગયો ત્યારે મારો જીવ વલોવાતો અને ચોતરફથી આવરી લેતા નિર્જન એકાંતમાં હું રોવા જેવો થઈ જતો.

ગુજરાતભરમાં રાજકીય ચળવળ અને સમાજસેવાની સંસ્થાઓ ચલાવવાને હું ટેવાયેલો હતો. બંનેના અભાવે નર્યું લેખનકાર્ય અને એકલવાયું આત્મનિષ્ઠ જીવન અકારું લાગ્યું. જોઈતો સ્થૂળ ખોરાક ન મળતાં રસભરી સોબતનો અભાવ મને અહર્નિશ દમતો અને તેને વિદારવાને નિષ્ફળ માનસિક પ્રયોગ કરતો.

ક્વચિત હું દાક્તર હરિપ્રસાદની રાજકારણની તાજી વાતો સાંભળવા અને તેમની સાથે અટ્ટહાસ્ય કરવા જતો. કોઈ વાર ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં હીરાલાલ પારેખ સાથે સાહિત્ય અને સંશોધનની ચર્ચામાં હું લીન થતો. દા૦ કાનુગા અને શ્રી નંદુબહેન પહેલાં જેવું જ મારું ભાવભીનું સ્વાગત કરતાં. શંકરલાલના ધર્મનીતિના ઉપદેશ સાંભળીને હું કવચિત આશ્વાસન મેળવતો. વિદ્યાપીઠના મિત્રોને કવચિત મળીને કંઈક લેખન–વિચારની વાતો કરતો. પણ જીવનને પ્રફુલ્લ ને રસલીન કરે એવા તત્ત્વને અભાવે મને ચોપાસ આવરતી સ્મશાનશાંતિ અભંગ રહેતી.

તે વખતે મને કંઈક મજા એક જ ઘેર પડતી. મે માસમાં દા૦ મંગળભાઈની બદલી વડોદરેથી અમદાવાદ થઈ. દૂરદૂર કેમ્પમાં તે અકા-બહેન અને કપિલા સાથે રહેતા. વડોદરામાં બધાંની પિછાન તાજી થયા પછી હવે અમદાવાદને ઘરઆંગણે તેમની મીઠી માયા સહેજે વધતી ગઈ.

માસ્તર અને ખાંડવાલા કુટુંબનો જૂનામાં જૂનો સંબંધ હોવાથી તેમને બંગલે મને ઘર જેવું લાગતું. ફાવે ત્યારે ત્યાં જઈને ગમે તે માગવાની, ફાવે તે આરોગવાની અને ગમે ત્યાં સૂવાબેસવાની મને છૂટ હતી. તારાબેનના રાહે સર્વ મને ધબડધોકો અને ફરતારામ કહી લડાવતાં. મંગળભાઈ ઘેર હોય ત્યારે મુક્ત હાસ્ય કરી ગપાટા મારતા અને કવચિત ધપ્પામુક્કી પણ ખેલતા. અકાબેનના સોહામણા વદન પર ભાવિક હાસ્ય

ફરકયા જ કરે અને મને ભાવતી ચીજો બનાવીને તે આપે. અકામેન ને કપિલા, ખાંડની બાધાને લીધે ગોળની ચા અને કારીંગડાનો આઇસક્રીમ ખાસ જહેમત ઉઠાવીને બનાવી આપતાં. કોઈ વાર મારા એકલવાયા વાસથી ત્રાસીને તેમને ઘેર રાતવાસો કરતો ત્યારે મારા દિલને ઘણો જ દિલાસો મળતો.

સત્તર વરસની કપિલાનું એકવડું શરીર સબળ ને સંગીન હતું. મુંબઈના સુધારક કુટુંબમાં ઊછરેલી હોવાથી તે નિકટના મિત્રો સાથે છૂટથી હરતીફરતી અને પૂરી ખેલદિલીથી મજાકમશ્કરી કરતી. તેમ ગુજરાતની યુવતીઓની નાજુકાઈ કે શરમાળવૃત્તિનો જરાયે દેખાડો તે કરતી નહિ. એકલદોકલ ચાલવા-દોડવામાં, ખડતલ મહેનત કરવામાં અને બધું ઘરકામ કરવામાં તે એક્કો હતી. તેના અભ્યાસની અને જીવનની, કુટુંબીઓની અને મિત્રોની વાતો તે છૂટથી કરતી અને વખતોવખત પેટ પકડીને હસતી ને હસાવતી. તે હસેતી કુમારિકાના વિમુક્ત હાવભાવની મારા દિલ પર ઊંડી છાપ પડી અને તેના આનંદપ્રમોદથી મારું દુઃખ વિસારે પડતું.

પણ કેમ્પને દૂર ઘેર કોઈક જ દિવસ જઈ શકાતું. વળી થોડા દિવસમાં કપિલા મુંબઈ ઊપડી ગઈ એટલે મારા અંતરના તાપમાં હું સીજતો જ રહ્યો.

વિનયકુમાર સરકારના અને જર્મન ફિલસૂફ નિત્શેના વિચારપૂર્ણ ગ્રંથોમાં મન પરોવવાની મેં કોશિશ કરી. સરકારે પશ્ચિમી યુરોપની સાથે અખંડ એશિયાની અસ્મિતાની ભાવના રજૂ કરીને મારી કલ્પનાને ઉદ્દિપ્ત કરી. તુર્કીથી જાપાન સુધીના સર્વે દેશોના ધર્મ અને તત્ત્વજ્ઞાન, રાજકારણ અને આર્થિક ગરીબાઈ પર મારું મગજ વિહરતું રહ્યું. નિત્શેએ, જૂની સંસ્કૃતિની અને જીવનશક્તિની સાંપ્રતકાળમાં થતા અધોગતિનું વર્ણન કરેલું. તેથી છેલ્લાં થોડાં વરસમાં, મારા પોતાના લડાયક અને કર્તવ્યશીલ માનસની થયેલી અવદશાનો મને સાક્ષાત્કાર થયો.

આ પુસ્તકો વાંચતાં ઘડીભર મારી બુદ્ધિ જાગૃત થતી ને પાછી ઠંડી પડતી. મારી સંકોચાયેલી પાંખો જરા ફફડતી પણ મને જરા ઊંચે ઉડાવી તરત નીચે પાડતી.

મારું ભારે દિલ સામાજિક કાર્યની દિશામાં વાળવાને હું ઠામ-ઠામ ચાલતી નવી-જૂની સંસ્થાઓ જોવાને નીકળ્યો. દાહોદ-ઝાલોદ જઈ મીરાખેડી આશ્રમ અને ભીલ સેવામંડળની ખીલતી પ્રવૃત્તિ જોઈ આવ્યો. હાલોલ તાલુકામાં રામેશરા ગયો અને લક્ષ્મીદાસને ખેડુતોને દેવામાંથી નિશ્ચિત કરીને વિશાળ ખાદીકામમાં વાળવાનો ભગીરથ પ્રયાસ કરતા નિહાળ્યા. બારડોલી જઈ સન ૧૯૨૧થી ગામેગામ ચાલતું રચનાત્મક કાર્ય હું જોઈ આવ્યો. દા૦ સુમંતની સૂચનાથી નવસારી જઈ તેમની દારૂનિષેધની અને રાનીપરજ પ્રવૃત્તિની માહિતી લઈ આવ્યો. તેવામાં અમારામાં સ્થાપેલા અંત્યજ આશ્રમની કંઈક મુસીબતો ટાળવાને હું નવસારી ગયો અને યોગ્ય સ્થળ પસંદ કરીને ત્યાં એ આશ્રમ ખસેડવાનું મેં નક્કી કર્યું. અંત્યજ સેવક પરીક્ષિતલાલ મજુમદારે નવસારીના કાર્યકરોના સહકારથી આ કામ પાર પાડીને સર્વને સંતોષ આપ્યો. આ બધા કામમાં ઘણો રસ લેવા છતાં મારું મન જલકમલવત્ અલિપ્ત રહ્યું—કશામાં મારી લગની લાગી નહિ. તેથી મારા દિલના જખમને પંપાળતો હું પાછો મારા ઘરના એકાંતમાં ભરાતો.

એકાકી પરિભ્રમણ અને ઊંડું ધ્યાન એ બે જ મારા છેલ્લા તરણોપાય રહ્યા. પણ ધ્યાન કરવા બેસું ત્યારે બુદ્ધ ને વિવેકાનંદની સાથે દેવ-દેવીનું સ્મરણ થાય અને ત્યાંથી જીવંત દેવીઓમાં ભમતું મન વિરહની વેદનાથી સંતપ્ત થાય. હવે આવા આત્મવિહારથી હું નિરાશ થયો—સારીયે આંતરિક સાધના મને નિષ્ફળ અને દુઃખદાયક લાગી.

મારી દીનદશાથી ત્રાસીને મેં માઈલોના માઈલો સુધી ટહેલવા

માંડ્યું. પહેલાં તો અડિયલ ટટ્ટુ જેવું જિદ્દી મન જૂની દિશાએ જ ચાલતું રહ્યું. ધીમે ધીમે શાણા સન્મિત્રની ચીમકીમાં બધી જ સોહામણી યુવતીઓનો નિર્દય જાકારો મને સંભળાયો. તે પરથી જેલના ચિંતનમાં દેવી સામે પ્રેમ કરતાં, તેણે આંખ લાલ કરીને છણકો કરેલો તે યાદ આવ્યો. જે પ્રેમમૂર્તિઓની સંગત અને સેવામાં જ મને જીવનનું એક-માત્ર સુખ દેખાતું તે મને આમ હડધૂત કરે તો જીવીને હું શું સુખ પામું કે લહાણુ કાઢું? મારા જેવા પોચટ માણસનો હવે નથી ખપ કોઈ જૂના સાથીઓને કે નિકટના સ્નેહીઓને. આવું દીન, નિરાશ, એકલવાયું અને દુખિયારું જીવન ગાળીને નિસાસા કાઢવા અને આંસુ સારવાં તેના કરતાં તો જીવનનો અંત લાવવો શું ખોટો?

હવે સંસાર અને જીવતર પર મને નફરત આવી. મને થયું : હૃદયને કનડતું લોહી ઓછું કરવાને ઉપવાસ થઈ શકે, તો તેનો વધુ ઉગ્ર પ્રયોગ કરીને સારા જીવતરને કેમ સૂકવી ન શકાય? જીવનદોરીને જ કેમ કાપી ન શકાય?

તેથી ઘડીભર નિશ્ચય કર્યો : 'બસ! ભૂખ પર જ જીવવું છે. વહેલા મરવાની મીઠી આશાથી જ કામ કરવું. ધીમે ધીમે ખતમ થઈ જતા પહેલાં જલદી ખરી પડવાની આશાથી જ દોડવું. સ્નેહીઓથી સદાને માટે દૂર થઈ જવાની આશાથી જ તેમને જરા મળવું છે.'

આમ ભૂખ, મરણ ને આપઘાતને આરે હું ઊભો રહ્યો. પણ તે વખતે મરણ શોધવાનું બાકી ક્યાં રહ્યું હતું? હું મરું નહિ તો પણ માથે હાથ દઈને નિસાસા નાખવા એ જીવતું મરણ જ નહોતું? આમ જીવતાં કે મરતાં જીવનનું ખગ્રાસ ગ્રહણ મને ઘેરી રહ્યું!

વિચારમાળાના આ અંતિમ મેરુ પર આવતાં જ હું ચોંક્યો. મારી જીવનશક્તિ આ પડકારથી સફાળી જાગૃત થઈ. પ્રાણ આપવા તો દેશ કે પ્રજા માટે, કોઈ ગામ કે ઘરના રક્ષણ માટે. પણ કોઈ પ્રેમપાત્ર ન મળે કે કોઈ મારા પ્રેમને તરછોડે તેથી રિસાઈને શું મારો જાન

કુરબાન કરું ? ગમે તેવી સ્વર્ગીય અપ્સરાની આવી મોહાંધ ગુલામી અને આવા લાગણીવેડા મને ન જ શોભે. ગીતામાં કૃષ્ણે નિરાશ થયેલા અર્જુનને નહોતું કહ્યું ?

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ।।

ગમે તેમ થાય પણ જીવવું તો ખરું જ !' તે મરવાની આળસે નહિ પણ મસ્તક ઉન્નત રાખીને, મરદ બનીને. વિનાશક મોહની ભૂતાવળનાં જાળાં આત્મશક્તિના એક ઝટકાથી સાફ કરીને જ જીવવું.

વિચારમાળા આગળ ચાલી. સ્નેહીઓ વિષે પણ વલણ બદલાયું. 'સૂર્ય—ચંદ્ર—તારલાના પ્રકાશમાં દૂરથી જ રાચીએ છીએ. પાસે જવાય નહિ. જઈએ તો ટાઢથી ઠરી જઈએ કે તાપથી બળી જઈએ. મંદિરથી તેમ સ્નેહીઓથી દૂર રહીને જ પ્રેરણા મેળવવામાં સાર છે—જો પાસે જાઉં તો કોડીનો બની જાઉં.'

મગજના ઘડિયાળનો કાંટો ઓર આગળ ચાલ્યો. ગમે તેવી રળિયામણી પણ કાચા મગજની અને અસ્થિર દિલની સ્નેહમૂર્તિઓ સૂર્ય-ચંદ્રને કેન્દ્રસ્થાને રહે અને મારા જેવો સુશિક્ષિત સમાજસેવક તેમની પ્રદક્ષિણા કરે ? મારી કલ્પના અને હૃદય પર તેમનું માયાવી સામ્રાજ્ય કેમ સંખાય ? મારી બુદ્ધિ અને કર્મશક્તિ પર આવી કલ્પના અને લાગણીનું સામ્રાજ્ય કેમ નિભાવાય ? વિદ્વાન લેખક બકલે નથી કહ્યું કે, મનુષ્ય અને સમાજની પ્રગતિ એ તેના હૃદયના વિકાસ પર નહિ પણ તેની બુદ્ધિની પ્રગતિ અને જ્ઞાનના વિસ્તાર પર નિર્ભર છે ? મેં તો બકલનો પક્ષ લઈ ગાંધીજી સાથે વિવાદ કરેલો. છતાં મારો બુદ્ધિદીપ બુઝાવી દઈને વેવલી લાગણીને વશ હું કેમ થાઉં ?

પરાવલંબી લાગણીવેડાને તરછોડીને આત્માભિમાની જીવનશક્તિ દિલમાં જામવા માંડી ત્યારે એ જ પરમશક્તિનું વિજયવંત દર્શન મને ચોતરફ થવા લાગ્યું.

સવારે ચાર વાગે કોસ ખેંચતા ખેડૂતના લલકારમાં ને રસ્તા પર છાણું વીણતી બાઈની ઢળેલી આંખોમાં, ખભે ઘેટું બેસાડીને કડિયાળી ડાંગ ખખડાવતા રબારીમાં અને ગાડામાં ભાર ભરીને બળદ હાંકતા ખેડૂતમાં—આ સર્વની વેગીલી પ્રવૃત્તિમાં મને જીવનનું ગાન સંભળાયું. આંબા પર ફૂટતા ભારોભાર મહોરમાં અને પશુપક્ષીઓના કલ્લોલમાં પણ મને થનગનતા જીવનનો જ સંદેશ સંભળાયો. ચોપાસ રોજ નવપલ્લવતા વિજયવંત જીવનમાંથી મને નવજીવનનો નવો પગામ અને નવું જીવન-દાન મળ્યું. મોહનિદ્રા તજીને મારો જીવનસંગ્રામ ખેલવાને હું નવેસર તૈયાર થયો.

## ૧૨. ગાંધીજીને પ્રકટ પત્ર

ઉનાળાનો સૂરજ જેમ તપતો ગયો તેમ મારા હૃદયાકાશમાં જામેલાં વાદળ વિખેરાતાં ગયાં. આરંભમાં આધ્યાત્મિક બુદ્ધિના ખીલતા પ્રકાશમાં જેલની શામળી છાયામાં ધોળાં ધાબાં પડતાં ગયાં. પછી આત્મશ્રદ્ધા વધી અને બુદ્ધિ નિશ્ચયાત્મક બની તેમ મારા આચારવિચારમાં હળવી ક્રાંતિ થતી ગઈ.

આ ગાળામાં અનેક સંસ્થાઓ જોવાની તેમ અનેક પરિષદોમાં હાજરી આપવાની મને સરસ તક મળી. કોઈ સભામાં સક્રિય ભાગ ન લેવાની પ્રતિજ્ઞાથી હું બંધાયો હતો, તેથી તટસ્થ અભ્યાસીની દૃષ્ટિથી હું બધું જોવા ને સાંભળવા પામ્યો.

એપ્રિલની ૧૭–૧૮ તારીખે ભીલ પરિષદ દાહોદમાં મળી ત્યારે ત્યાં પૂરા ઉત્સાહથી હું પહોંચી ગયો. ઠક્કરબાપાના અને ભીલ સેવા-મંડળના પ્રયાસથી આ પહેલી જ પરિષદ ભરવામાં આવી. તે વખતે રાજકીય ગરમીનો પારો નીચે ઊતરી ગયો હતો. આગલી સાલ જેલમાંથી છૂટેલા ગુરુ ગોવિંદ ગમે તે કારણસર પરિષદમાં આવ્યા નહિ. સન ૧૯૨૧-ને મુકાબલે ભીલોની હાજરી ઘણી જ ઓછી હતી. છતાં રાજસ્થાનના અને પંચમહાલના પીઢ ભીલ કાર્યકરોની હાજરીથી, ઠક્કરબાપાની આગેવાનીથી અને પ્રમુખ તરીકે પધારેલા દીનબંધુ એન્ડ્રુસના માર્ગદર્શનથી આ પરિષદ યાદગાર બની.

શરૂઆતમાં જ રાજસ્થાન સેવાસંઘના એક પ્રતિનિધિ ભાઈ હરિજીએ ભીલોડી ભાષામાં જ જોડેલું એક હૃદયદ્રાવક ગીત ગાઈને મૂળ વિષય પર સર્વેનું ધ્યાન એકાગ્ર કર્યું :

અરજ્યાં પર અરજ્યાં દેવા ભારતમાં...
દેવી મારી જનની કા...રજ કરજે એ...
કા...રાજ કરજે દુખડો હરજે, ગરીબો કો
હેલો[1] થોડો સુનજે મારી જનની.
સુનજે ભારતમા...તા કારજ કરજે એ... ટેક

રાજા તો સંભાળે નહિ રાજપાટકા કાજને,
અન્યાય લૂંટે છે દોઈઆડી[2] ધનધામને
સીસોડો[3] કરાં તો ઊલટા રૂઠે મારી જનની
રૂઠે ભારત મા...તા કારજ કરજે એ...
મારે પીટે માન બિગાડે ખોડામેં[4] દે દેવેંએ...
અબલા જાત લુગાયોંકી[5] યા ઇજ્જત ભી લે લેવેંએ
દુઃખ કે'તાં આંખ્યોસુ આંસુ છૂટે મારી જનની,
છૂટે ભારત મા...તા કારજ કરજે એ...[6]

આ ગીત અસલ ભીલોના સૂરમાં ગવાતું સાંભળતાં સર્વે સહૃદય શ્રોતાના દિલ ધવાયાં અને આંખમાં આંસુ ઊભરાયાં. છેલ્લાં પાંચ વરસમાં ભીલોના જે વીતક મેં જોયેલાં ને સાંભળેલાં તેનું દર્દ આ ગીત સાંભળતાં મારા દિલમાં ઊભળી ઊઠ્યું અને તે વિદારવાને પ્રેરી રહ્યું.

ભીલોની સંખ્યા, રહેણીકરણી, નશાખોરી અને આર્થિક સ્થિતિ વિષે સચોટ ભાષણ ઠક્કરબાપાએ કર્યું. દર ઉનાળે આ મુલકમાં ભીલોને રોજી આપવા સરકારને તેમણે ખાસ આગ્રહ કર્યો: ‘રોજી મળે અને તેમાંથી ગુજરાનનું સાધન મળે તો પછી એમને ચોરી કરવાની વૃત્તિ કે

૧. પુકાર. ૨. બંને તરફથી. ૩. નિઃશ્વાસ નાખવો. ૪. એક જાતનું ચોકઠું. ૫. સ્ત્રીઓની. ૬. ‘યુગધર્મ,’ પુ. ૪, ખં. ૩, પા. ૧૬૯–૭૦.

લૂંટફાટ કરવાનો શોખ ન થાય. પેટનો ગુજારો કરવાનું બીજું કંઈ સાધન ન મળે તો તે ચોરી વગેરે ગુના કરવા પ્રેરાય જ. ભૂખ્યો માણસ ગમે તે કરે.'[૧]

ઉપસંહારમાં સમાજના અગ્રેસરોને ભીલોના ઉત્કર્ષ માટે બનતું કરવાની વિનંતી કરતાં તેમણે વધારે વાસ્તવવાદી વેણ ઉચ્ચાર્યાં. પરદેશી ખ્રિસ્તી પાદરીઓના કામ તરફ આંગળી ચીંધીને તેમણે કહ્યું: 'હજારો માઈલ દૂરથી...આવીને અન્યધર્મીઓ તેમને (ભીલોને) ધર્મોપદેશ આપે તે આપણે બેશરમ થઈને જોયા જ કરવું? આપણે કેવળ ભીલોમાંથી કમાણી જ કરવાનો વિચાર રાખીએ અને તેની કમાણીમાંથી આપણે શહેરોમાં મેડીઓ બંધાવીએ અને તેમને એક ઝૂંપડામાં નિશાળ પણ કાઢી ન આપીએ? અથવા તેમને એક નાનકડું મંદિર પણ બંધાવી ન આપીએ?'[૨] આ ભાષણમાં ઠક્કરબાપાએ ભીલોની આર્થિક સ્થિતિ પર અને શાહુકારો તરફથી થતા શોષણ પર જે બોલ કહ્યા તેનાથી મારા મગજમાં નવો પ્રકાશ પડ્યો.

પ્રમુખ એન્ડ્રુસે ખેતી અને કાંતણ-વણાટ કરવાનો ગાંધીજીનો સંદેશો વાંચી સંભળાવ્યો. તેમણે બંગાળના સંતાલોની હાલતનો ચિતાર આપ્યો, અને સંઘબળથી અમલદારી વેઠનો સામનો કરવાની સલાહ આપી.

આ પરિષદ વિષે વિસ્તૃત લેખ લખતાં મેં ભીલોની ગરીબાઈ પર અને સરકારી કરતાંયે વધારે કારમા શાહુકારી જુલમ પર પહેલી વાર પૂરું ધ્યાન આપ્યું. તે માટે ચરખા ચલાવવાની, રોજી આપવાની અને ભીલોને જરૂરી મૂડી ધીરવાને પ્રાણવાન સહકારી મંડળીઓ ચલાવવાની ખાસ જરૂર સૂચવી. વળી જેલની મનોદશાને વશ થઈને ભીલપ્રદેશમાં મંદિરો સ્થાપીને ગુરુ ગોવિંદને રાહે ધર્મજાગૃતિ સાધવાનો રાહ મેં

---

૧. 'યુગધર્મ,' પુ. ૪, અંક ૩, પાન ૧૭૪.

૨. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૩, પાન ૧૭૪.

બતાવ્યો. અંતમાં મેં લખ્યું : ‘જો આવા શ્રદ્ધાળુ સેવકો ભીલોને ધર્મનો પેગામ પહોંચાડશે, મંદિરોમાં તેને મૂર્તિમંત કરશે અને સૌ સુધારાનું સંગમસ્થાન તેને બનાવશે તો ચાવડા ને સોલંકીઓના, રાઠોડો અને ચૌહાણોના વારાથી ઇતિહાસમાં પંકાયેલી આ પુરાણી પ્રજા નવા યુગમાં નવા તેજે અને નવા સ્વરૂપે ભારતમાતાની સેવા કરશે.’ છેવટે આરંભમાં ગવાયેલા ગીતને મેં સંભાર્યું. ‘આ અરજી ભારતમાતાના કોઈ સંતાનોના દિલમાં ઊંડી ઊતરે–તેઓ બિચારી છતાં બહાદુર કોમની સાત્ત્વિક સેવા કરવા પ્રેરાય એવી પ્રાર્થના છે!’

ભીલોની પરિષદના અને સેવાના તાનમાં હું મશગૂલ હતો ત્યારે બોરસદમાં છઠ્ઠી ગુજરાત રાજકીય પરિષદ ભરવાની તૈયારીઓ ચાલતી હતી. તે બેઠકનું પ્રમુખપદ સ્વીકારવા મને સૂચન થયું ત્યારે મારી પ્રતિજ્ઞાનો નિર્દેશ કરીને મેં ના પાડી. મેની ૧૩–૧૪ તારીખે આ પરિષદ કાકા કાલેલકરના પ્રમુખપણા નીચે મળી. આગલી સાલની હઇડિયા વેરાની લડતના એ ધામમાં ગુજરાતભરના જૂના સાથીઓને મળવાને અને પ્રજા-જાગૃતિનું માપ કાઢવાને હું હોંસભેર બોરસદ ઊપડ્યો.

પહેલી છાપ સારી ન પડી. ગાંધીજી તો ત્યાં પધારવાને અશક્ત હતા. પણ પંડિત મોતીલાલજી વગેરે મોટા આગેવાનો આવવાની વાતો છેવટ સુધી ઉડાવવામાં આવી હતી તે ખોટી ઠરી. ભીલ પરિષદને મુકાબલે જનતાની જમાવટ ઓછી દેખાઈ. રાજકીય તેમજ અંત્યજ વગેરે બધી પરિષદના પ્રમુખ અને ખુદ વલ્લભભાઈ માટે પણ એક જ ઓરડો રાખેલો. તેમાં જ બધી સમિતિઓ મળે, ત્યાં જ બધાના જોડા ખડકાય અને બાજુ પર જ ગંગાગોળીમાંથી ટીનપાટથી બધા પાણી પીએ. રસોડામાં પણ ટીનપાટ અને બાલદીઓથી બધી વાનીઓ પીરસાય. આ બધું જોઈને મારો જીવ કકળી ઊઠ્યો.

શિક્ષણશાસ્ત્રી તરીકે પંકાયેલા કાકા કાલેલકર પાસેથી સંગીન રાજકીય ચર્ચાની કે પ્રજાજાગૃતિ માટે પ્રેરક સૂચનની આશા ન રખાય. એકંદર તે રચનાત્મક કાર્ય પર ને દબાયેલી સ્ત્રીજાતિની ઉન્નતિના કાર્ય પર જ વધારે બોલ્યા. સ્વરાજપક્ષની કે બીજી રાજકીય ટીકાથી તે દૂર રહ્યા. છતાં 'સમાજને નુકસાન પહોંચાડનાર ત્રણ વર્ગ છે' એમ કહીને તેમણે સરકારી નોકરોની, પરદેશી કાપડના વેપારીઓની અને ખાસ કરીને વકીલોની ઝાટકણી કાઢી એ મને અપ્રસ્તુત લાગી. દેખીતી રીતે ગાંધીજીએ જે વિચારો પછીથી દેશ સમક્ષ રજૂ કર્યા તેની કંઈક જાણ તેમને થયેલી. પણ જે સૂચન ગાંધીજી પોતે જ યોગ્ય રાષ્ટ્રીય ભૂમિકા પર રજૂ કરી શકે તેને આવી પ્રાંતિક પરિષદમાં એકાએક મૂકવું એ મને બહુ જ અયોગ્ય લાગ્યું.

પરિષદે જે ઠરાવ કર્યા તેમાં આ વિવાદગ્રસ્ત વિષયને બાજુએ મૂકીને કોઈ નિશ્ચિત ક્ષેત્ર કે પછાત કોમની સેવાના કામની યોજના ઘડવાનું કામ પ્રાંતિક સમિતિને સોંપવામાં આવ્યું. ગાંધીજીની ખાસ સૂચનાને અનુસરીને દરબાર ગોપાળદાસ, ભક્તિબા અને બીજા સ્થાનિક સ્વયંસેવકોએ બોરસદ તાલુકાની સેવા કરવાનાં જીવનવ્રત લીધાં, તેથી તે વિષે ઠરાવ પૂરા ભક્તિભાવથી પસાર કરવામાં આવ્યો. આ વિષે મધ-રાતે ખરી ચર્ચા થતાં દરબાર વગેરેએ પોતપોતાની પ્રતિજ્ઞા જાહેર કરી તેની મારા દિલ ઉપર ઊંડી અસર થઈ. 'હું પરિષદમાં કંઈક જ્ઞાન—કંઈક પ્રેરણાનો પાઠ શીખવા બોરસદ ગયો હતો. અને એ વીર દંપતીને ને (બોરસદના) એ શૂરા સૈનિકગણને વિનમ્રભાવે પ્રણામ કરી પાછો ફર્યો.'[1]

આગલી સાલ ચોરી-લૂંટફાટને લીધે જ અહીં કોંગ્રેસની છાવણી સ્થપાઈ હતી. તેથી તે ઉત્પાતમાં કારણભૂત ગણાતા બારિયા—ક્ષત્રિયોના સુધારા માટે ખાસ પરિષદ તે જ વખતે ભરવામાં આવી. પણ તેમાં ક્ષત્રિયો પ્રમાણમાં થોડા જ હતા. પ્રમુખ રવિશંકર વ્યાસે અને વલ્લભ-

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૩, પાન ૧૬૭.

ભાઈએ એ ભાઈઓને દારૂ છોડવાનો ને રેંટિયા ચલાવવાનો જ ધર્મોપદેશ આપ્યો. હમણાં જ ભીલોની પરિષદમાં તેમની આર્થિક ઉન્નતિની, તેમના પર થતા સરકારી જુલમની, શાહુકારી શોષણની, તેમની રોજીની અને જરૂરી સહકારી મંડળીઓની ચર્ચા થઈ હતી. ત્યારે અહીંયાં ઊંચા નૈતિક આસન પર બેસીને નીચે ઊભેલા અભણ લોકોને કેવળ નૈતિક ઉપદેશ આપવામાં તેમનું અપમાન થતું લાગ્યું. વળી ભીલો ને અંત્યજો માટે તેમજ ક્ષત્રિયો માટે મમતાભર્યા સેવાભાવથી વિદ્યાર્થી આશ્રમો સ્થાપવાની મારી યોજના મારા દિલમાં તરવરી રહી. પણ તેનો કોઈએ વિચાર સરખો ન કર્યો તેમાં મને સહૃદય માનવતાનો અભાવ લાગ્યો.

અંત્યજોની પરિષદમાં વળી અંત્યજોની સંખ્યા છેક નજીવી હતી. પરિષદના પરમ સેવાભાવી પ્રમુખ મામા ફડકેએ સંગીન ભાષણ કરીને તેની પ્રતિષ્ઠા વધારી. પરિષદે ઠરાવ કરીને જણાવ્યું કે અંત્યજોની ઉન્નતિનો ખરો આધાર તો તેમના ઉપર જ રહેશે. પણ પરિષદમાં તેમનો નજીવો જ હિસ્સો જોઈને મેં મારા લેખમાં સૂચવ્યું : 'આવી પરિષદો પણ અંત્યજ મંડળોએ જ ભરવી જોઈએ. કમમાં કમ તેના સ્વાગતમંડળનો પ્રમુખ તો અંત્યજ હોવો જોઈએ, અંત્યજ યુવકો જ તેના સ્વયંસેવક થવા જોઈએ, અંત્યજ બાળાઓએ જ ગીતસંગીત સંભળાવવાં જોઈએ ને અંત્યજ ભગતોએ જ ભજનકીર્તનની ધૂન જગાવવી જોઈએ.'[1]

જે સ્વાભિમાની બુદ્ધિ ખીલવીને હું મોહનિદ્રામાંથી જાગૃત થતો હતો તેનો જ પ્રયોગ, મારા લેખનમાં હું કરતો ગયો. યુગધર્મની નોંધ તેમજ બીજા લેખ લખતાં બુદ્ધિના જ તત્ત્વને મેં હવે વિશેષે ખીલવ્યું.

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૩, પાન ૧૯૨.

બુદ્ધને પરમ વૈરાગ્યમૂર્તિ ગણીને તેનું ઘણું ધ્યાન-ચિંતન જેલમાં મેં કર્યું હતું. સ્વાભાવિક રીતે વૈશાખી પૂર્ણિમાની બુદ્ધજયંતી નજીક આવતી હતી ત્યારે તે મહાપુરુષ વિષે લખવા હું પ્રેરાયો. રામ-કૃષ્ણને મુકાબલે બુદ્ધના નિશ્ચિત ઐતિહાસિક ગૌરવનો નિર્દેશ કરીને મેં લખ્યું: 'તેમની અદ્‌ભુત મોહિનીનું બીજું કારણ, બુદ્ધ ભગવાનના મૂળ આદેશમાં આપણને અનુકૂળ લાગતો અસ્ખલિત બુદ્ધિવાદ. જૂના મિથ્યાવાદ અને વિધિઓનું તેમણે સ્વતંત્રપણે પૃથક્કરણ કર્યું. તેની સામે હિંમતથી બંડ ઉઠાવ્યું. સંસારદુઃખમાંથી તરવાના અને નિર્વાણ મેળવવાના કેવળ બુદ્ધિગમ્ય શાસ્ત્રીય નિયમો તેમણે સ્થાપ્યા. તેમાં નહિ છૂપો ભેદ કે નહિ કંઈ અંધશ્રદ્ધા. ન મળે ઈશ્વર કે આત્મા. નહિ સ્વર્ગ કે પાતાલ. કેવળ કર્મ જ. તેના બંધનને તોડીને નિર્માણ પામવાનું.

'પણ આટલેથી તો બુદ્ધિનો વિલાસ થાય, જીવન ન રચાય. તેથી તેમના આકર્ષણનું ત્રીજું કારણ એમનો વિશ્વવ્યાપી પ્રેમ અને ધર્મનિયમનું પાલન.'

તે જ અંકમાં બીજી નોંધ પણ એ જ ઢબે મેં લખી. આગલે મહિને ભાવનગરમાં મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદે ગુજરાત વિદ્યાપીઠ સ્થાપવાનો જે ઠરાવ કરેલો તેની મેં સખત ટીકા કરી: 'અમદાવાદની (૧૯૨૦) સાહિત્ય પરિષદની બેઠક પછી તો 'ગુજરાત વિદ્યાપીઠ'ની સ્થાપના થઈ તે બાબત જાણે સાક્ષરો ભૂલી ગયા હોય...એવો ભાસ થતો હતો. ગુજરાતની ભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવું એ ધ્યેય હોય તો તેની વ્યવસ્થા ગુજરાત વિદ્યાપીઠમાં થઈ ચૂકી છે...'

ગાંધીજીની અસહકારની લડતમાં સ્થપાયેલી વિદ્યાપીઠનું મહત્ત્વ રજૂ કરીને તેની વર્તમાન નીતિરીતિની પણ મેં હળવી ટીકા કરી: 'તેમનામાં (અસહકારીઓમાં) સત્તાનો મદ આવ્યો હતો...(અસહકારના) જમાનાના વાતાવરણમાં જે કંઈ સંકુચિત મનોવૃત્તિ તથા અસહિષ્ણુતા જોવામાં આવતી હતી તેની છાપ વિદ્યાપીઠમાંથી નીકળી

જવી જોઈએ...(કોઈ) ધોળી ટોપી પહેરે કે ઉઘાડે માથે ફરે, કે દાઢીનું જંગલ ઉગાડે પણ એવા બાહ્યોપચારથી શ્રેષ્ઠતા મેળવી શકાતી નથી......

'દરેક મતના વિદ્યાર્થીઓ ગુજરાત વિદ્યાપીઠમાં ભણી શકે, અધ્યાપકોની લાયકાત માટે તેમના ચારિત્ર્યની પરીક્ષા જરૂર થાય...વિદ્યાપીઠની વ્યવસ્થામાં માત્ર અસહકારથી રંગાયેલા ભાઈઓ સિવાયના પણ લેવામાં આવે એવી ઉદાર કાર્યપદ્ધતિ સ્વીકારવી જોઈએ. ત્યારે ગુજરાત વિદ્યાપીઠ ગુજરાતની સંસ્થા ગણાય.'[૧]

તેવી જ વિશાળ દૃષ્ટિથી પ્રો. કર્વેની મહિલા વિદ્યાપીઠમાં તે સાલ પસાર થયેલી ૫૯ વિદ્યાર્થિનીઓને મેં અભિનંદન આપ્યાં. તેમજ વિજ્ઞાનનો વિષય લઈને બી.એસસી.ની પરીક્ષામાં પાસ થયેલી પ્રેમલીલાને પણ મેં ધન્યવાદ આપ્યા.

રામેસરામાં પલાંઠી વાળીને લક્ષ્મીદાસ આસર ખેડૂતોના સમગ્ર જીવનમાં ઓતપ્રોત થઈને ખાદીકામ જમાવતા હતા. તેમનું કામ જોતાં મારા પર ઊંડી છાપ પડેલી. હવે તેમનો અનુભવપૂર્ણ હેવાલ વાંચતાં ગામડાના સંગઠન વિષે મેં વિસ્તૃત નોંધ લખી. શાહુકારોના શોષણનું સર્વોપરી મહત્ત્વ સમજાવીને મેં તેના પ્રતિકારનો માર્ગ સૂચવ્યો : 'આપણી ગ્રામપ્રજા કરજમાં ડૂબી ગયેલી છે. તેનો પાક શાહુકારને ત્યાં જાય છે. જમીનની માલિકી ખેડૂતની હોય કે શાહુકારની હોય, પણ પાકની સંપૂર્ણ વ્યવસ્થા ખેડૂતના હાથમાં રહેતી નથી. ડૉ. જોન મથાઈએ બતાવ્યું હતું કે હાલમાં શાહુકારો જે કામ કરી રહ્યા છે તે બધું કામ સહકારી મંડળીઓ ન કરે તો માત્ર આંટ વધારવાથી કે વેચાણની મંડળીઓ સ્થાપવાથી કંઈ વળી નહિ શકે. અને જ્યાં સુધી ખેડૂતો કરજમાંથી મુક્ત ન થાય ત્યાં સુધી ખેતીના સુધારાની બડીબડી વાતો

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૨, પાન ૧૫૭.

નકામી છે.[૧] આવી દૃષ્ટિથી સંગીન સહકારી મંડળીઓ સ્થાપવાની હિમાયત કરી.

પણ એટલાથીયે શું વળે? 'ગ્રામ્ય જીવનમાં સુધારો કરવો હોય તો તે એક જ પ્રવૃત્તિ શરૂ કરવાથી નહિ થઈ શકે. નિશાળ અને વાંચનાલયોથી કંઈ ફાયદો થાય, સહકારી મંડળીઓથી પણ થાય; ખેડૂત સભા, ગ્રામ્ય પંચાયત એ બધાં ઉપયોગી છે. પણ જ્યારે એક નેતા ગામના જીવનમાં ઓતપ્રોત થઈ ને ત્યાંના ધાર્મિક, આર્થિક, ઔદ્યોગિક, સામાજિક, માનસિક સર્વે પ્રશ્નમાં દોરે નહિ ત્યાં સુધી છૂટક પ્રયત્નોનું પરિણામ ઘણું અસંતોષકારક નીપજવાનું.'

તે સાલ કાઠિયાવાડ રાજકીય પરિષદ ભાવનગરમાં મળવાની હતી. તે રાજના દીવાન પ્રભાશંકર પટ્ટણીએ તેની સામે ઓચિંતો મનાઈ હુકમ છોડયો. તેની સામે સત્યાગ્રહ કરવાને અમૃતલાલ શેઠ, બળવંતરાય મહેતા વગેરે પચાસેક સ્વયંસેવકો તૈયાર થયા. તેવામાં તેમને ગાંધીજીનો સંદેશો મળ્યો: 'બધી પરિસ્થિતિને જોતા મને એમ લાગે છે કે ભાવનગરમાં પરિષદ ભરવાનો આગ્રહ છોડી દેવો.' આથી પરિષદની પ્રવૃત્તિ થંભી ગઈ. છેવટનો નિર્ણય કરવાનું ત્રણ માસ માટે મુલતવી રાખવામાં આવ્યું.

ગાંધીજીની સલાહ કરતાં પણ સૌરાષ્ટ્રના આગેવાનોની શરણાગતિ સામે અમૃતલાલ શેઠના 'સૌરાષ્ટ્ર' પત્રે સખત વંટોળ જગાવ્યો. મેં પણ તેમાં હળવો સૂર પુરાવીને લખ્યું: 'આજે જે સલાહ ગાંધીજી આપે છે તેવી સલાહ ૧૯૨૦–૨૧માં વિનીત પક્ષવાળા આપ્યા જ કરતા હતા...એમના (ગાંધીજીના) ભણાવેલા પાઠ હિન્દી પ્રજા ભૂલી શકતી નથી. પણ સર પ્રભાશંકર પટ્ટણીના આગ્રહને હદપાર માન અપાયું છે અને મુત્સદ્દીપણાનો વિજય થયો છે.'[૨]

---

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૨, પાન ૧૯૦.

૨. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૩, પાન ૧૯૧. આના કિસ્સા વિષે વરસો પછી વાત નીકળતાં વલ્લભભાઈએ મને કહેલું: 'હું પણ લડવાને તૈયાર થયેલો.

તેવામાં 'જ્ઞાતિ સુધારામાં સત્યાગ્રહ'એ મથાળા નીચે 'નવજીવન'માં ગાંધીજીએ એક મહત્ત્વનો લેખ પ્રકટ કર્યો. ન્યાતની બૂરી રૂઢિઓ સુધારવાને તેમણે સત્યાગ્રહની જરૂર સ્વીકારી. પણ તે માટે તેમણે જે શરતો રજૂ કરી તેની ટીકા કરવાની મને ફરજ પડી: "'નવજીવન'ના લેખમાં તે માટે, તેમણે નવ નિયમો આપ્યા છે તેનું સંપૂર્ણ પાલન મહાત્માઓ જ કરી શકે. ગાંધીજી પોતે જ લખે છે કે, ઉપરના નિયમોનું પાલન લગભગ અશક્ય છે એમ કેટલાકને અથવા ઘણાને લાગશે તો એ સત્ય છે..., મહાત્માજીની સલાહ આદર્શરૂપ છે...એમનો લેખ જાણે ભડકાવવાને લખ્યો હોય એવો ભાસ થાય છે...જો રાજકીય વિષયોમાં સત્ય અને ન્યાયની ખાતર સત્યાગ્રહ કરવો પડે તો તેના તરફ ગાંધીજીની સહાનુભૂતિ અને દિલસોજી હોય તેટલી જ સહાનુભૂતિ સામાજિક અન્યાય અને અસત્ય દૂર કરવા માટે આદરેલા સત્યાગ્રહ તરફ હોવી જોઈએ'[1]

ગાંધીજીનો આ લેખ ડૉ૦ સુમંતના અને મારા દિલમાં ચણચણતો રહ્યો. તેથી અમે તરત જ તે વિષે એક પરિપત્ર તૈયાર કરીને ગુજરાતના અગ્રણી કાર્યકરોને મોકલી આપ્યો. તેમાં રાજકીય આંદોલનથી સમાજ-સુધારાની થયેલી પ્રગતિ વિષે પૂછ્યા પછી અમે મુદ્દાનો સવાલ રજૂ કર્યો: 'ભવિષ્યમાં સામાજિક વિકાસ માટે મહાસભાની ખાદી અને અંત્યજની પ્રવૃત્તિ પર જ આધાર રાખવો જોઈએ કે તેને માટે સ્વતંત્ર પ્રવૃત્તિ કરવી જોઇશે?'[2] ઉપરાંત અસહકાર અને સમાજસુધારાના સંબંધ વિષે પણ અભિપ્રાય મોકલવા સૂચવવામાં આવ્યું. તેના જે ઉત્તર વિદ્યાબેન નીલકંઠ,[3] નરસિંહભાઈ પટેલ[4], ડૉ૦ ચંદુલાલ દેસાઈ[5] વગેરે અગ્રે-

---

પણ ગાંધીજી કાર્યકરોની નબળાઈ પામી ગયેલા તેથી જ એવી સલાહ આપેલી. નહિ તો આપણું પોકળ ઉઘાડું પડી જાત.'

૧. 'યુગધર્મ,' પુ. ૪, અંક ૨, પાન ૧૬૧–૨.

૨. એજન. પુ. ૪, અં. ૩, પાન ૨૧૫.

૩. એજન. પાન ૨૧૫–૭.

૪. એજન. પુ. ૪, અં. ૫. પાન ૩૩૬.

૫. એજન. પુ. ૪, અં. ૫, પાન ૩૩૮.

સરોએ મોકલ્યા તે અમારા માસિકમાં પ્રકટ થયા.

સામાજિક સુધારાને સ્વતંત્ર ભૂમિકા પર મૂકવા મેં પ્રયાસ કર્યો તેમ તે વિષે ગાંધીજીના બીજા વિચારોની ટીકા કરવાનું ચાલુ રાખ્યું : ''ત્યાગમૂર્તિ' એ શીર્ષક નીચે વિધવાઓ વિષે ગાંધીજીએ એક સરસ લેખ લખ્યો હતો. તેમાં વૈધવ્યના સંયમ વિષે જે પૂજ્યભાવ પ્રકટ કર્યો હતો તે સૌના દિલમાં સહેજે ઊતરી જાય પણ તે લેખના અંતભાગમાં પંદર વરસની અંદરની અથવા તે પછી એક વરસમાં વિધવા થયેલી સ્ત્રીને જ પરણાવવાની સૂચના કરી છે તે વિષે મતભેદ હોઈ શકે. પંદરની જ વય કેમ ને ૧૮–૨૦–૨૫ની કેમ નહિ? ૧૬ પછીથી વિધવા પોતાની ઇચ્છાથી પરણી શકે–તેને પરણાવવાની ન રહે–એવો ગર્ભિત ભાવ તો નહિ હોય?...૧૬ પછી સ્ત્રી વિધવા થાય તેને માટે સંસારના સુખનાં દ્વાર સદાને માટે બંધ જ થાય?...સંયમના કડકમાં કડક સિદ્ધાંતને માન્ય રાખીને પણ ૨૦ વરસ સુધીની વિધવાને પરણાવવાનું ઉત્તેજન આપવું જ જોઈએ. એટલે તેથી મોટી વયની વિધવાઓને જોઈતી અંગત સ્વતંત્રતા આપોઆપ મળી રહેશે.'[1]

આરંભમાં તો વર્ણાંતર લગ્નની છૂટ આપવા વિષે પટેલ બિલ જેવા કાયદાનો ગાંધીજી સખત વિરોધ કરતા. હવે 'રોટીવહેવાર હોય ત્યાં બેટીવહેવાર કરવાની–અર્થાત્ પેટાજ્ઞાતિની દીવાલ તોડી નાખવાની પણ સરસ સૂચના તેમણે કરી છે. અલબત્ત અહીંયાં એમ પુછાય કે જમવામાં જ્ઞાતિનો જરાયે ભેદ ન રાખનારાં સ્ત્રીપુરુષોની સંખ્યા વધતી જાય છે...આમ જમવાની છૂટ થશે ત્યારે સાથે સાથે લગ્નની પૂરેપૂરી છૂટ પણ નહિ જોઈએ? અને જો સમાજ આ રસ્તે વળેલો જ છે તો આજથી જ જમણની સાથે લગ્નની પણ પૂરી છૂટ શા માટે ન આપવી?'[2]

બીજા એક સામાજિક વિષયમાં ગાંધીજી સાથે મતભેદ દર્શાવવાની

૧. 'યુગધર્મ', પુ. ૪, અં. ૨, પાન ૨૪૭–૮.

૨. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૩, પાન ૨૪૭–૮.

મને જરૂર લાગી. ઘણા મહિના સુધી વિચાર કર્યા પછી ગાંધીજીએ મે માસની આખરે હિંદુ–મુસલમાન ઐક્ય વિષે એક મહત્ત્વનો લેખ પ્રકટ કર્યો. તેમાં અખાડાના કાર્યની સખત મર્યાદા તેમણે બાંધી દીધી. યુવાનોની શારીરિક તાલીમનું કામ સાતેક વરસથી મેં અપનાવ્યું હતું તેથી તે વિષે ગાંધીજીનાં કેટલાંક વિધાનની મેં તરત જ ટીકા કરી. ગાંધીજીના લેખમાં મુસલમાનોને મુકાબલે હિન્દુઓને બાયલા ગણાવીને તેમના પર હુમલા થતાં, અહિંસક કે છેવટે હિંસક રીતે પણ હુમલાખોરનો સામનો કરવાની સલાહ આપેલી. છતાં અમારા જેવી વ્યાયામશાળાઓ રક્ષણની તાલીમ આપવાને નહિ પણ શરીર સુધારવાને જ સ્થાપવાનું તેમાં સૂચન કરેલું. તે ઉપરથી મેં લખ્યું: ‘કેવળ મુસલમાનોની સામે જ રક્ષણ કરવાની વૃત્તિથી અખાડા કાઢવામાં આવે તો દ્વેષભાવ વધે ને તોફાન સળગી ઊઠે. પણ જે નબળા ને બાયલા હશે તેમને આજે મુસલમાનો, તો કાલે કાબૂલીઓનો ને પછી બહારવટિયાઓનો પણ ભય રહેશે. જે માણસ સંસારમાં વસે છે તેને કોઈ પણ કોમ કે વર્ગના ગુંડાઓની સામે જાનમાલનો બચાવ કરવાને તૈયાર રહેવું જ જોઈશે...આપણને સ્વરાજ મળશે ત્યારે તો સારી દુનિયાની સામે આપણી સરહદનાં ગિરિ-શિખરો અને કરાંચીથી કલકત્તા સુધીના જલમાર્ગની રક્ષા કરવાને ભાડૂતી સિપાઈઓ પર નહિ પણ નાગરિકોના સૈન્ય પર આધાર રાખવો પડશે.’[1]

આ જ દૃષ્ટિથી મે માસમાં ભાવનગર પાસે વરતેજમાં મળેલી સમસ્ત રજપૂત પરિષદના પ્રમુખસ્થાનેથી ધંધુકા તાલુકામાં અગાઉ મળેલા ચૂડાસમાના તલવારની પૂજા વિષે ગંભીર શબ્દો મેં ઉત્સાહપૂર્વક મારા પત્રમાં ઉતાર્યા: ‘તલવાર તો આપણી માતા. એ આપણી જગદંબા, આપણે એના પુત્રો. આપણો આખો ઇતિહાસ એટલે તલવારોનો ઇતિહાસ...દેવ વગરનાં મંદિર જેમ સૂનાં સૂનાં લાગે તેમ તલવાર વગરની ભુજાઓ સૂની સૂની લાગે છે. બ્રાહ્મણને જનોઈ રાખવાનો પરવાનો હોય

૧. ‘યુગધર્મ,’ પુ. ૪, અં. ૩, પાન ૨૪૮.

તો જ આપણે તલવાર રાખવાનો પરવાનો માગવાનો હોય...આપણું પ્રમાણિક અને ધર્મભર્યું બળ જોઈને સરકાર જરૂર આપણી વાત સ્વીકારશે અને તે નહિ સ્વીકારે તો આપણે તેની પાસે સ્વીકારાવીશું. એમ કરવામાં જે કંઈ જોખમ વિપત્તિ કે દુઃખ વેઠવાં પડે તે આપણે પોતે વેઠીને પણ સરકારને ફરજ પાડીશું.'[1]

ધર્મ અને જાતના રક્ષણ માટે તલવાર રાખવાની જે ઘોષણા પ્રમુખે કરી તેને કંઈક અચકાતે મને મેં ટેકો આપ્યો: 'તલવારની પૂજા ગુરુ ગોવિંદસિંહની યાદ આપે છે. તલવાર વિષે સત્યાગ્રહની વાત અકાલીઓની ફીરપાણની લડતની ઝાંખી કરાવે છે. શ્રી. મનુભા એકએક શબ્દ તોળીને બોલે એવા છે...છતાં તે નવીન ને સાહસિક છે. તે વાજબી છે એમ કબૂલ રાખીએ તો પણ તેને ધાર્મિક તો ન જ ગણી શકાય.'[2]

આવા ગૌણ વિષય પર વિભિન્ન મત કે સૂચન રજૂ કરતે કરતે મુખ્ય રાજકીય લડત વિષે મતભેદ જાહેર કરવાની ઘડી આવી પહોંચી. જેલમુક્તિ બાદ ત્રણ મહિના સુધી ચર્ચા–વિચારણા કર્યા પછી ગાંધીજીએ દેશના રાજકારણનો દોર હાથમાં લીધો. મેની ૨૯મીએ ગાંધીજીએ કોંગ્રેસની નવી નીતિ વિષે પોતાની મુખ્ય દરખાસ્ત જાહેર કરી. તે વિષે નિર્ણય કરવાને કોંગ્રેસની મહાસમિતિની સભા જૂન માસની આખરે બોલાવવામાં આવી.

ગાંધીજી માટે પણ આ કાળ ઉગ્ર આત્મમંથનનો હતો. આગલા ડિસેમ્બરમાં કોકોનાડાની કોંગ્રેસે સ્વરાજ્યવાદીઓની ધારાસભાનો ચૂંટણી જંગ ખેલવાનો કાર્યક્રમ પસાર કર્યો હતો. તે મુજબ દિલ્હીની ને કેટલીક

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૩, પા. ૨૪૭.
૨. એજન.

પ્રાંતિક ધારાસભામાં સ્વરાજવાદીઓએ વધુમતી મેળવી હતી અને સરકારને પરેશાન કરી હતી. છતાં ગાંધીજીએ તો એપ્રિલમાં 'યંગ ઇન્ડિયા' પત્રનું તંત્રીપદ હાથ ધરતાં જ અસહકાર અને પંચવિધ બહિષ્કારના અસલી કાર્યક્રમ વિષે પૂરી શ્રદ્ધા જાહેર કરેલી. સત્યાગ્રહની કે કાયદાભંગની કોઈ લડતમાં તત્કાળ ઝુકાવવાનો ગાંધીજીનો ઇરાદો નહોતો. તે માટે વાતાવરણ તેમને અનુકૂળ નહોતું લાગતું. તોયે બદલાયેલી પરિસ્થિતિમાં કોંગ્રેસને શુદ્ધ અસહકારના રાહ પર વાળવા માટે તેમણે સૂચવ્યું કે કોંગ્રેસની તમામ કાર્યવાહક સમિતિઓમાં સરકારી ઇલ્કાબધારીઓને, સરકારી શિક્ષકોને, ધંધાદારી વકીલોને, ધારાસભાના સભ્યોને, દેશી ને પરદેશી મિલનું કાપડ વાપરનારને તેમજ તેનો વેપાર કરનારને કોઈ સ્થાન ન જ હોવું જોઈએ. બીજે અઠવાડિયે તેમણે વધારામાં સૂચવ્યું કે સર્વ સમિતિઓના સભ્યોએ દર મહિને દશ તોલા વળદાર સૂતર જાતે કાંતીને મંત્રીને મોકલવું જોઈએ, અને આ નિયમનો ભંગ કરનારે પોતાના પદનું રાજીનામું આપેલું ગણી લેવું જોઈએ. બંને દરખાસ્તનો અર્થ એટલો જ થાય કે સ્વરાજવાદીઓ અને તેમના ધારાસભ્યો કોંગ્રેસમાંથી વિદાય થાય અને તેમાં ચુસ્ત અસહકારી અને ચરખાવાદી પક્ષનું જ સામ્રાજ્ય સ્થપાય.

હિન્દુ–મુસલમાન ઐક્ય વિષે ગાંધીજીનો લેખ પ્રકટ થયા પછી તરત જ જૂનના આરંભમાં હું દા૦ સુમંતને સુરતમાં મળ્યો ત્યારે અમે તે વિષે કંઈક લખવાનો વિચાર કર્યો. તેવામાં જ સમિતિઓના સભ્યો માટે ફરજિયાત કંતામણ વિષે ગાંધીજીનો લેખ પ્રકટ થયો. તે વાંચતાં જ અમે બંને ખૂબ અકળાયા. અમને લાગ્યું કે હવે તો ગાંધીજીએ શુદ્ધ રાજકીય ચર્ચાની હદ વટાવી છે અને તેથી તે વિષે સ્પષ્ટ મતભેદ પોકારવાની ફરજ ન જ ચૂકી શકાય.

'પક્ષભેદની પરિસીમા'ના મથાળા નીચે 'યુગધર્મ'માં એક વિગતવાર લેખ મેં તે જ મહિને પ્રકટ કર્યો. તેના આરંભમાં મેં લખ્યું: 'થોડા જ દિવસમાં મહાસભાના તંત્રને એક જ (ના-ફેરવાદી) પક્ષને સર્વસ્વામિત્વ આપવાની ગાંધીજીએ ભલામણ કરી છે. તેથી તો બે પક્ષ

વચ્ચે પૂરેપૂરી તૂટ પડશે એમ હવે ચોક્કસ લાગે છે...ગાંધીજીના આ બધા વિચારો મહાસમિતિ સ્વીકારે કે ન સ્વીકારે તોયે ગંભીર પરિણામ આવવાનાં જ છે. તેનો બરાબર ક્યાસ કરવા માટે આ પક્ષભેદની મીમાંસામાં જરા ઊતરવું પડશે.'

કલકત્તાથી કોકોનાડાની કોંગ્રેસ સુધીમાં ગાંધીજી અને દાસબાબુના બંને પક્ષ વચ્ચે જામેલા મતભેદનું વિસ્તૃત અવલોકન કરીને મેં નીચેના મુદ્દા તારવ્યા: '(૧) છેક ૧૯૧૯ ને ૧૯૨૦થી દાસપક્ષ ને ગાંધીજી વચ્ચે ઊંડો મતભેદ દેખાયો હતો. (૨) ગાંધીજી વિષે શ્રદ્ધાથી અને સ્વરાજ્યની આશાથી અમુક મુદતને સારુ તે પક્ષે પોતાનો મતભેદ સંકેલી લીધો. (૩) બારડોલીના ઠરાવથી એ શ્રદ્ધાને આઘાત પહોંચ્યો ને એ આશા નિષ્ફળ થઈ એટલે વળી તેમની બુદ્ધિએ સ્વતંત્ર થઈ ને બંડ કરવા માંડ્યું.'

પછી અસહકાર, બહિષ્કાર, રચનાત્મક કાર્ય, સવિનય ભંગની લડત અને અહિંસા—આ બધા મુદ્દા પર બે પક્ષના વિચારો મેં સરખાવ્યા: 'ગાંધીજી દરેક પગલે ધર્મ અને ભાવનાના પ્રકાશથી ચાલે છે ત્યારે સ્વરાજ્યપક્ષ કેવળ રાજકીય લડતની અને તાત્કાલિક ફળની દૃષ્ટિથી ઝુકાવે છે. એક પક્ષમાં સત્ય ને અહિંસા પ્રધાન છે. બીજો રાજકારણની વ્યવહારદૃષ્ટિથી જ વર્તે છે. એક દિવ્ય શ્રદ્ધાથી પ્રેરાય છે, બીજો બુદ્ધિ ને અનુભવને સેવે છે. આ ભેદ ઊંડો ને તાત્ત્વિક છે—પ્રાચીન-સનાતન છે...આ બેય પક્ષનો શંભુમેળો મહાસભામાં ચાલે છે તે ગાંધીજીથી સહન થતો નથી. તેથી તેમણે કાતર હાથમાં લીધી છે. એની વચ્ચે કાપ મૂકી છૂટાછેડા કરવાને તેઓ તૈયાર થઈ ગયા છે...મહાસભાને જે પક્ષ પસંદ હોય તેને સુકાન સોંપે—પણ બે સાથે તો ન જ નભી શકે.'[1]

---

૧. 'યુગધર્મ', પુ. ૪, અં. ૩, પાન ૨૨૫-૭.

તે જ અંકની તંત્રીની નોંધ લખતાં ગાંધીજીના તેમજ કોમી ઐક્યના લેખથી ચોતરફ જાગેલા વંટોળનો ઉલ્લેખ મેં કર્યો. તેમજ ગાંધીજીની

જૂનની ૨૭મીએ મહાસમિતિની ઐતિહાસિક બેઠક અમદાવાદ મ્યુનિસિપાલિટીના ગાંધી હૉલમાં મળી. જેલમાંથી છૂટ્યા પછી પહેલી જ વાર અહીંયાં મેં ગાંધીજીનાં દર્શન કર્યાં. છેલ્લી માંદગીની અસર હજી વર્તાતી હતી. તેમના વદન પર ચિંતાની ઘેરી રેખાઓ છવાઈ હતી. છતાં તેમના ચુસ્ત અનુયાયીઓને ને સ્વરાજવાદી આગેવાનોને—સર્વને હંમેશના પ્રફુલ્લ હાસ્યથી ને કંઈક મજાક-મશ્કરીથી આવકારતા. માત્ર વાતાવરણમાં કંઈક ગરમી સહેજે વરતાતી.

અગાઉથી જાહેર કર્યા મુજબ બધી સમિતિના સભ્યો માટે ફરજિયાત કંતામણનો પહેલો ઠરાવ ગાંધીજીએ રજૂ કર્યો કે તરત ટપાટપી શરૂ થઇ. જે કાંતે નહિ તેને બરતરફ કરવાની કલમની સામે દાસે કાનૂની વાંધો ઉઠાવ્યો, તે નામંજૂર થયો. પછી તેમણે, મોતીલાલજીએ, વિઠ્ઠલભાઈએ અને બીજા સ્વરાજવાદી અગ્રેસરોએ આ ઠરાવ પર સખત

સૂચનાનો ભંગ કરીને અકાલીઓએ જૈતુમાં ૫૦૦–૫૦૦ના ગંજાવર જથ્થા મોકલવાનું ચાલુ રાખ્યું, વાઇકોમમાં ( કોચીન ) અંત્યજ સત્યાગ્રહ દરમ્યાન ગાંધીજીની સૂચના વિરુદ્ધ શીખ લંગરખાતું ખોલવામાં આવ્યું, તેમ ગુજરાતમાં પણ ગાંધીજીની શિખામણ નેવે મૂકીને આર્યસમાજીઓ શુદ્ધિ ને સંગઠનનું કામ ચલાવે છે—આ હકીકતો નોંધીને મેં લખ્યું : ‘ આથી કોઈ એમ ન સમજે કે ગાંધીજી વિષે દેશસમસ્તનો કે ગુજરાતનો પૂજ્યભાવ જરાયે કમી થયો છે...ચોમેરથી તેમની સામે વિચારતરંગો ઊછળી આવતા દેખાય છે...પણ તેમનો માર્ગ તો શૂરાનો છે. સાચું કહેવામાં જેવા નિર્દય છે તેવા સામી છાતીએ ઘા ઝીલવામાં તેઓ શૂરવીર છે. તેઓ તો શેષનાગની શક્તિથી સહસ્રજીભે નિરંતર સત્યનો ઘોષ કરશે, સહસ્ર હાથે લખશે ને લડશે ને સારા દેશને જાગૃત રાખશે. ને કદાચ કોઈક દિવસ પ્રેમધર્મના ગગનચુંબી શિખર પર અટૂલા ને એકલા ઊભા રહેશે ત્યારે તેમનું તેજ સારી આલમને આવરી લેશે.’ ‘ યુગધર્મ ’, પુ. ૪, અં. ૩, પાન ૨૪૨.

વેણુ વરસાવ્યાં. છેવટે આ ઠરાવથી જો તેમને બરતફ કરવાના હોય તો તે પહેલાં જ સભા છોડી જવાની તેમણે ધમકી આપી. ગાંધીજીએ તે ન ગણકારી ત્યારે સ્વરાજવાદીઓ ગાંધીજીને પ્રણામ કરીને સભા છોડી ગયા. પછી ચુસ્ત મંડળમાંયે કંઈક મતભેદ દેખાયા. મૌલાના મહમદઅલી ને પંડિત જવાહરલાલ જેવા અગ્રેસરો ધારાસભાથી અળગા રહ્યા હતા છતાં તે પણ સ્વરાજવાદીઓને કૉંગ્રેસમાં કોઈ પણ રીતે સામેલ રાખવા ચાહતા. ચર્ચાને અંતે ગાંધીજીનો ઠરાવ વધુમતીથી પસાર થયો. પણ દાસ–મોતીલાલજીના સભાત્યાગથી ગાંધીજીનું દિલ દુભાયું. તેમણે સભા મોકૂફ રખાવી.

બીજો આખોયે દિવસ ગાંધીજીએ સ્વરાજપક્ષ સાથે વાટાઘાટોમાં ગાળ્યો. સર્વને લાગ્યું કે સ્વરાજવાદીઓ કૉંગ્રેસમાંથી વિદાય થાય તો કૉંગ્રેસ માત્ર કાંતનારાનું જ મંડળ બની જાય. તેમ ગાંધીજીના જાદુઈ પ્રભાવ વિના સ્વરાજવાદીઓને આમપ્રજાનું પૂરું પીઠબળ ન મળે. ગાંધીજીને આખરે ભાસ્યું કે બંને પક્ષ કૉંગ્રેસમાં હળીમળીને સાથે રહે તેમાં જ સર્વની શોભા છે અને દેશનું હિત છે. સ્વરાજવાદીઓએ પણ કબૂલ કર્યું કે ચરખાના ઠરાવમાંથી સજાની કલમ કાઢી નાખવામાં આવે તો તેનો અમલ કરવાને તે અણિશુદ્ધ પ્રયાસ કરશે. પરિણામે ગાંધીજીએ સૂતર ન કાંતનારની સજાની કલમ પાછી ખેંચવાનું કબૂલ કર્યું અને બાકીના ઠરાવને ટેકો આપવાનું દાસ–મોતીલાલજીએ સ્વીકાર્યું. તે જ પ્રમાણે પંચવિધ બહિષ્કારના ઠરાવમાં કોકોનાડા કૉંગ્રેસના નિર્ણયનો નિર્દેશ કરીને ધારાસભા પૂરતો તે હળવો કરવા ગાંધીજી તૈયાર થયા અને સુધારેલો ઠરાવ સ્વરાજવાદીઓએ મંજૂર રાખ્યો.

ત્રીજે દિવસે મહાસમિતિની ખુલ્લી બેઠક શરૂ થઈ ત્યારે બંને ઠરાવ સર્વાનુમતે પસાર થયા. તે જ વખતે એક અણધારી ચર્ચા ઉપસ્થિત થઈ. કર્ણાટકના અગ્રેસર અને મહાસભાના મંત્રી ગંગાધરરાવ દેશપાંડેએ ગાંધીજીને વિનંતી કરી કે તેમની કુલ જમીનજાગીરનો કેસ કોરટમાં ચાલે છે, તેથી કોરટના બહિષ્કારની કલમમાં તેમના જેવા માટે અપવાદ

રાખવો. તે મુજબ ઠરાવમાં સુધારો દાખલ કરવાની દરખાસ્ત ગાંધીજીએ રજૂ કરી એટલે તરત તેની સામે ચુસ્તમતના હરિ સર્વોત્તમ રાવે વાંધો ઉઠાવ્યો. પ્રમુખે આ વાંધો બહાલ રાખીને ગાંધીજીની દરખાસ્ત ગેર-કાનૂની ઠરાવી એટલે બહિષ્કારનો મૂળ ઠરાવ જ પસાર થયો. ગંગાધરરાવે મંત્રીપદનું રાજીનામું આપ્યું અને તે સ્વીકારાતાં રાજેન્દ્રબાબુ તેમને સ્થાને ચુંટાયા.

આ બધું એટલું ઝપાટાબંધ બની ગયું કે ઘણા તેનો મર્મ ન સમજી શક્યા. પણ જેલમાંથી તાજા આવેલા ગાંધીજીના આળા દિલ પર ભારે ચોટ લાગી. તેમની આંખમાં પાણી ઊભરાયાં. થોડી વાર તેઓ સૂમસામ બેસી રહ્યા.

છેલ્લી ચર્ચા પણ ગાંધીજીને બહુ વસમી લાગી. બંગાળના એક ક્રાંતિકારી યુવાન ગોપીનાથ સહાએ એક અંગ્રેજ મિ. ડેનું ખૂન કરેલું. તેની સખત ટીકા કરવાનો ઠરાવ ગાંધીજીએ રજૂ કર્યો. તરત તેના પર દાસબાબુ ઊકળી પડ્યા. ખૂનને ભલે વખોડો—પણ સાથે એ ક્રાંતિવીરના દેશાભિમાનની અને ત્યાગની ભાવનાની કદર કરો—એ તેમના વિરોધનો સૂર હતો. તે મુજબ તેમણે પોતાનો સામો ઠરાવ રજૂ કર્યો. બંને પક્ષ વચ્ચે લાંબી ગરમાગરમ ચર્ચા ચાલી. છેવટે ગાંધીજીનો ઠરાવ વધુમતે પસાર થયો. પણ દાસબાબુના પક્ષે મહાસમિતિમાં ૭૮ની સામે ૭૦ જેટલા જવાબદાર સભ્યોના મત પડ્યા તેથી ગાંધીજીને ફરી વાર ભારે આઘાત થયો. એકંદર આ સમિતિના નિર્ણયોમાં તેમણે પોતાની હાર પારખી. તેમનું દિલ જાણે તેમને કહેવા લાગ્યું : ' હે જીવ ! તારો વખત હવે પૂરો થયો ! '

સમિતિના સભ્યો ચારે દિશામાં વીખરાયા ત્યારે ગાંધીજીનું દિલ જલતું રહ્યું. ઉગ્ર રાજકીય મતભેદના અને કોમી અશાંતિના વાતાવરણમાં

કંઈ લડત લઈ ન શકાય, તો પછી લડાયક તેમજ વિધાયક કાર્યનાં પ્રતીકરૂપ રેંટિયા–ખાદીનું કામ[૧] વિશાળ રાષ્ટ્રિય ધોરણસર કેમ ન ચલાવી શકાય?–એ વિચાર ગાંધીજીના મનમાં ઘોળાતો રહ્યો. તેના પરિપાકરૂપે જુલાઈના આરંભમાં જ 'એક જ કાર્યક્રમ' વિષે લેખ લખીને ગાંધીજીએ જાહેર કર્યું કે ચરખાકામને સફળ બનાવવામાં રાજા-મહારાજા ને વિનીત પક્ષથી માંડીને સર્વ પક્ષના અને વર્ગના પ્રજા-જનો સહકાર આપશે તો એક વરસને માટે અસહકાર અને બહિષ્કારનો બધોય કાર્યક્રમ હું ખુશીથી મોકૂફ રાખીશ.

આમ ગાંધીજી પોતાને માર્ગે કૂચ કરતા ગયા ત્યારે હું તો નમ્ર-ભાવે વિચારતો ગયો: ગુજરાતના કોંગ્રેસી સંગઠન પર મહાસમિતિના ઠરાવોથી કેવી અસર થશે? ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રીનું રાજીનામુ મેં આપ્યું તે પછી પણ તેની કાર્યવાહક સમિતિનો અને મહાસમિતિનો સભ્ય હું ચુંટાતો. ગયા કોંગ્રેસના સત્યાગ્રહના કાર્યની તૈયારી કરતાં જ હું જેલ ગયેલો. છેલ્લી મહાસમિતિમાં પણ તેના સભ્ય તરીકે હું હાજર રહેલો. હવે રાજકારણનો કંટાળો ખંખેરીને હું વિચારવા લાગ્યો: નવા ઠરાવોના પ્રચારમાં મારે કોંગ્રેસનું કામ કરવું ખરું? કરવું તો કંઈ રીતે?

ગુજરાતની પરિસ્થિતિ હું નવેસર તપાસવા લાગ્યો ત્યારે એકંદર કાર્યકરો અને પ્રજાવર્ગની સ્થિતિ ધાર્યા કરતાં વધારે સંકુલ અને ગૂંચ-

૧. યરોડામાં ગાંધીજીના અંતેવાસી તરીકે હું જાણતો હતો કે રોજ કલાકો સુધી જેલમાં કાંતતાં ગાંધીજી પહેલાંના કરતાં પણ રેંટિયાના વધારે આગ્રહી બન્યા હતા. એક વાર તેમણે મને કહેલું: 'સ્વરાજ તો ક્યારે મળે એ કોણ કહી શકે? પણ દેશની સેવામાં મેં રેંટિયો રજૂ કર્યો છે તેને જ મારું સર્વોત્તમ કાર્ય ગણું છું અને તેના વડે જ લોકો મને સંભારે એમ ઇચ્છું છું.' પછીના કાળમાં ગાંધીજીની જ ખાસ ઇચ્છાથી તેમનો જન્મદિવસ દરસાલ રેંટિયાબારસ તરીકે ઊજવવામાં આવે છે.

વાયેલી લાગી. ગુજરાતમાં સ્વરાજવાદી તો જૂજ જ હતા. છતાં ચુસ્ત સાથીઓની સ્થિતિ અને માનસમાં પણ ગંભીર પલટો આવ્યો હતો—જો કે તેને છુપાવવાને વ્યર્થ પ્રયાસો થતા હતા. તેમના તરફ પૂરી સહાનુભૂતિથી જોતાં પણ મારી ખાતરી થતી ગઈ કે મહાસમિતિના નવા નિર્ણયોથી ગુજરાતના કાર્યકરોની કે પ્રજાની માનસિક કે રાજકીય—કંઈ પ્રગતિ સાધી નહિ જ શકાય.

અગાઉ સરકાર સાથે અસહકાર કરવામાં સર્વ રાજકીય આવેશથી જ પ્રેરાયેલા હતા. એક વરસમાં સ્વરાજ મેળવવાની આશાથી જ ધારાસભા, કોરટ અને શાળાનો બહિષ્કાર કરવા અને છેવટે સામુદાયિક સત્યાગ્રહ કરી જેલ જવા હજારો યુવાનો અને કાર્યકરો તૈયાર હતા. પણ આવી લડાયક મનોદશા અને ઉત્કટ ત્યાગની વૃત્તિ એક વરસની બાંધી મુદત સુધીયે માંડ ટકી શકે. ૧૯૨૨માં બારડોલીની લડત અકાળે બંધ થતાં અને ગાંધીજી લાંબી મુદત માટે જેલ જતાં, દેશભક્તિ અને ત્યાગનાં પૂર ઓસરતાં ગયાં. સર્વે પોતાના જૂના સંસારી રાહ તરફ ધીમેધીમે વળતા ગયા. ત્રણ વરસના ગાળામાં તો જૂની લડતનાં મીઠાં શમણાં, દિલને કંઈક હૂંફ આપતાં પણ એકંદર જૂના અગ્નિ પર ભારોભાર રાખ જામી ગઈ.

માત્ર ધારાસભાની બાબતમાં ગુજરાત એકંદર ના-ફેરવાદી રહ્યું હતું. વિઠ્ઠલભાઈના સ્વરાજવાદી પ્રચારકાર્યને લીધે ગોધરાના વામનરાવ મુકાદમ ને અમદાવાદના ગજાનન માવળંકર[1] ને પ્રો. ચીમનલાલ સ્વામીનારાયણ જેવા કોઈક જ નવા પક્ષમાં ભળ્યા હતા. બાકીના જિલ્લામાં કોઈ સ્વતંત્ર પ્રતિષ્ઠિત કે નરમ દળના ગૃહસ્થો છેલ્લી ચૂંટણીમાં સફળ થઈને ધારાસભા શોભાવતા. એકંદર ધારાસભાની મોહિનીથી ગુજરાત

૧. મારા સાથી ગણેશ વા. માવળંકરના પિત્રાઈ ગજાનન માવળંકર ટિળક પંથી દેશભક્ત હતા. સ્વભાવે ઉગ્ર અને સ્વતંત્ર હતા. પહેલી ચૂંટણીમાં તે ધારાસભામાં ચૂંટાયા હતા.

અલિપ્ત રહેલું ગણી શકાય. પણ બીજી બધીયે બાબતમાં આર્થિક પરિસ્થિતિને વશ થઈને મોટા ભાગના ચુનંદા કાર્યકરો અને જુવાનો જૂની બહિષ્કારનીતિને બાજુએ મૂકીને પોતપોતાને જૂને ચીલે પડી ગયા હતા.

આ વખતે ગુજરાતની રાજકીય પ્રગતિ માટે ખરી જરૂર હતી સ્વરાજની ધગશની અને દેશદેશાંતરના રાજદ્વારી જ્ઞાનપ્રચારની, સર્વે દલિત પીડિત પ્રજાજનો પ્રત્યે હાર્દિક પ્રેમભાવની અને સેવાના સંગીન કાર્યની. આવું કંઈ સંગીન તત્ત્વ તાજા ઠરાવોમાં નહોતું. તેને બદલે અંધશ્રદ્ધા અને બાહ્યાડંબરને વધારે એવાં ઘણાં તત્ત્વો તેમાં હતાં. તેથી સિદ્ધાંતની તેમજ વહેવારિક દૃષ્ટિથી હું એ ઠરાવોનો સખત વિરોધી બન્યો.

ઠામ ઠામ થોડા સેવાભાવી મિત્રો સાથે મેં ચર્ચાઓ કરવા માંડી. વર્તમાન પરિસ્થિતિ અને નવા ઠરાવોના ગુણદોષ વિષે ઘણાખરા મિત્રો મારી સાથે સંમત થતા. જ્યારે તેનો જાહેર વિરોધ કરવા હું તેમને કહેતો ત્યારે તેઓ હસીને કહેતા : 'અમે તમારા જેવું જ માનીએ છીએ. પણ તેથી ઊકળી જવાથી શો ફાયદો ? હમણાં ગાંધીજી તાજા જેલમાંથી આવ્યા છે તે વખતે તેમની એ વાત ગળી જવી. પછી જ્યારે બધું જોશે ત્યારે ઠરાવમાં સુધારો કરશે, ત્યાં સુધી શિસ્ત તો પાળવી જ જોઈએ ને ?'

આથી ઊલટું મને થયું કે ગમે તેવા મોટા નેતાને પોપટિયા હાજી હા ભણવામાં જ પાપ છે. તેમના મત કે ઠરાવ વિષે નિખાલસ મત રજૂ કરીને જ તેમની ખરી સેવા કરી શકાય. સારા પ્રાંતમાં ટીકાનો એક હરફ ઉચ્ચારવા કોઈ તૈયાર નહોતા. તેથી ગુજરાતના એક સેવક તરીકે મેં મારા દિલની વેદના અને અભ્યર્થના ગાંધીજી સમક્ષ રજૂ કરવાનો નિર્ણય કર્યો. તેમાં માત્ર દિલની વરાળ કાઢી અંગત આશ્વાસન મેળવવાનો જ હેતુ હોત તો હું ગાંધીજીને ખાનગી કાગળ લખી સંતોષ માનત. પણ ગાંધીજી મારા પરમ પૂજ્ય વડીલને સ્થાને હતા તેમ ગુજરાતના ને દેશના નેતા હતા. વરસોથી થોડી જ વારમાં તેમની પાસેથી પ્રજામાનસને અનુકૂળ શાસન લઈને હું સારા ગુજરાતમાં દોડી જતો, અને

રાજકીય જાગૃતિ તેમજ વહેવારુ કાર્ય યથાશક્તિ જમાવતો. હવે તેમના નવા નિર્ણય મને કાર્યસાધક ન લાગ્યા—કોંગ્રેસની પ્રગતિમાં અંતરાયરૂપ લાગ્યા. આ વિષયની ખુલ્લી ચર્ચા જગાવીને સર્વ કાર્યકરો અને પ્રજાજનોની નિષ્પ્રાણ શ્રદ્ધા અને નિષ્ક્રિય જડતાનાં આવરણ ભેદીને વાસ્તવિક ચેતનવંતા વિચાર અને આચાર વિકસાવવાની મારી મુરાદ હતી. તેથી જાણે ગુજરાતના વિચારવંત કાર્યકરોની વતી અને પ્રજાસમસ્તના કલ્યાણની દૃષ્ટિથી ગાંધીજીને નમ્રભાવે જાહેર વિનંતી કરવાને એક પ્રકટ પત્ર મેં તૈયાર કર્યો ને જુલાઈના અંકમાં તે છાપવા મોકલી આપ્યો.

કેટલાક મિત્રોને આ વાતની ખબર પડી તેથી તે ચોંકી ગયા. તેમને આવો પત્ર ગાંધીજીની નેતાગીરીને પડકારરૂપ લાગ્યો. તરત તેમને આ કાગળનાં પ્રૂફ મેં મોકલી આપ્યાં. તે વિષે તેમની સાથે નિખાલસપણે ચર્ચા કરી, અને તેમની સૂચનાથી એક બે શબ્દો સુધારી લીધા. મારું અંગત અને સાર્વજનિક દૃષ્ટિબિન્દુ તેમની આગળ મેં રજૂ કર્યું. મારા મનની મૂંઝવણ અને મુરાદ મેં તેમને સમજાવી.

આવી ચર્ચાવિચારણા પછી અષાઢના (જુલાઈના) અંકમાં 'ગાંધીજીને પ્રકટ પત્ર : પંચવિધ બહિષ્કાર'—એ મથાળા નીચે જે વિસ્તૃત લેખ મેં પ્રકટ કર્યો તેના આરંભમાં મેં લખ્યું :

'છેલ્લાં લગભગ છ વરસથી ગુજરાતની સેવામાં તેમજ જેલના એકાંતમાં આપની નીચે સિપાઈગીરી કરનાર સૈનિકને આજે પહેલી વાર આવો પત્ર લખતાં કેટલું દુઃખ થાય એ આપ સહેલાઈથી સમજી શકશો. આપને ખાતરી આપવાની જરૂર ન હોય કે કેવળ ચર્ચા કે ચળવળ કરવાને તો હું આવો પત્ર ન જ લખું...મારા ટૂંકા પર્યટનથી મને પ્રજાની જે દશા માલમ પડી છે તેની અને આપના ક્રમની વચ્ચે આસમાન અને જમીન જેવું અગાધ અંતર દેખાય છે. તેમજ આપની કેટલીક સૂચનાઓથી આપની અને સૌની સારી મુરાદોને ઊલટું થોડું-ઘણું નુકસાન થવાનો ભય લાગે છે. તેથી આપની અને ગુજરાતની

પ્રજાની સમક્ષ પ્રથમ તો પંચવિધ બહિષ્કાર વિષે નિવેદન રજૂ કરું છું.'[1]

પ્રથમ ધારાસભાના બહિષ્કાર સંબંધી મહાસમિતિના ઠરાવની અસર ગુજરાતની પરિસ્થિતિ પર કેવી થશે?—એ સવાલ મેં છેડયો: 'જે થોડા સ્વરાજવાદીઓ ધારાસભાઓમાં દાખલ થયા હોય તે સમિતિઓમાંથી હઠી જાય: પણ તેમના જ મતનો ને તેમના અનુયાયીઓનો મોટો વર્ગ તો સર્વ અધિકારમાં કાયમ રહે...કોઈ જિલ્લામાં—દાખલા તરીકે પંચમહાલ જિલ્લામાં (સ્વરાજવાદી ધારાસભ્ય વામનરાવ મુકાદમની ખરતરફીથી) જ્યાં સૌ ભેગા મળીને કામ કરતા હોય ત્યાં વળી ચર્ચા—કદાચ વિખવાદ જામે. તેથી જે કંઈ થોડું કામ થતું હોય તે અટકવાથી હાનિ જ થાય...હાલ કુદરતી રીતે જે વિષમ સ્થિતિ ઉત્પન્ન થઈ છે તેમાં ઉપરી મંડળોના સખત ઠરાવોથી નહિ પણ પ્રજામતની ક્રમિક અથવા સત્વર જાગૃતિથી જ યોગ્ય સુધારો થઈ શકે.'[2]

અદાલતના બહિષ્કારનાં ઠરાવનાં પરિણામ વિષે પણ તેવી જ દલીલ મેં રજૂ કરી. આ ઠરાવથી સમિતિઓના કોઈ વકીલ સભ્યોના વકીલાતના ત્યાગનો અસંભવ જણાવીને મેં લખ્યું: 'વળી જે હજારો (કોંગ્રેસના) સભાસદો પોતે રોજ કોરટના પગથિયાં ઘસે છે તેઓ પોતાની જ માફક કોરટે ચડનારને કે વકીલોને વાજબી રીતે (સમિતિઓની) ચૂટણીમાંથી બાતલ કેમ કરી શકે?...પરિણામે અપવાદરૂપે (સમિતિમાં) લીધેલા કોઈ સારા વકીલોને તરત તિલાંજલિ આપવી પડે...આવા કંઈ ઠરાવનો પૂરો અમલ કરવાથી તો હાલ ચાલતા કામને પણ મોટે ભાગે નુકસાન પહોંચે.'[3]

સરકારી શાળાઓના બહિષ્કાર વિષે પણ એવી જ વિચારસરણી મેં રજૂ કરી: '(૧) અમદાવાદ સિવાયની તમામ મ્યુનિસિપાલિટી-

---

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૪, પાન ૨૯૧.

૨. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૪, પાન ૨૯૩.

૩. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૪, પાન ૨૯૪.

ઓના તેમજ (સર્વ) લોકલબોર્ડના સભાસદોને સમિતિઓમાંથી રાજી-નામાં આપવાં પડે. દા૦ ચંદુલાલ દેસાઈએ ગમે તેટલો સ્વાર્થત્યાગ કર્યો હોય...પણ ભરૂચની મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે સરકારની મદદ લઈને શાળાઓ ચલાવતા હોય એટલે તેમને પણ આપણે ખોવા જ પડે. (૨) સરકાર સાથે અસહકાર (ન) કરનાર તમામ મ્યુનિસિપલ ગામોની તેમજ રાષ્ટ્રીય શાળા વગરનાં તમામ ગામડાંની પણ સમિતિઓ બંધ જ કરવી પડે, કારણ કે સરકારી પાસવાળી શાળામાં બાળક ન ભણાવનાર થોડા જ કાર્યવાહકો ત્યાં મળી આવે...તેથી બહિષ્કારને સિદ્ધ કરવાને આપે સૂચવેલો માર્ગ અયોગ્ય જ લાગે છે ... આથી વિપરિત જ માર્ગ ગ્રહણ કરવાની અર્થાત શાળાઓને સુધારી વધારીને બહિષ્કાર પાકો કરવાની જરૂર છે.'

ઇલ્કાબોના બહિષ્કારના ગૌણ વિષયને છોડીને મિલકાપડના બહિષ્કાર વિષે ચર્ચા અત્રે જોઈશું. નવા ઠરાવમાં તમામ મિલકાપડના ઉપયોગ ઉપરાંત તેના વેપારની–દેશી મિલના કાપડના પણ વેપારની બંધી થતી હતી. તેના સંભવતા પરિણામ વિષે મેં લખ્યું : ' પરદેશી કાપડની ને તેના વેપારીઓની સામે દ્વેષભાવ પેદા થયો છે તેમ હવે (દેશી) મિલના માલિકો અને દેશી કાપડના વેપારીઓ સામે પણ (દ્વેષ) ઉત્પન્ન થાય...ખાદીના પ્રચાર માટે (બધા) મિલકાપડની વિરુદ્ધ જોસભેર ચળવળ ચલાવવામાં આવશે તો નૈતિક તેમજ વ્યાવહારિક દષ્ટિએ પણ બૂરાં પરિણામ આવવાનો સંભવ છે...આપના ઠરાવમાં જેટલે અંશે કેવળ ખાદી વાપરવાનો જૂનો આગ્રહ છે તેટલે અંશે તે ઉપયોગી છે. પણ તેને આપે સ્વરૂપની નવીનતા આપી છે તેથી અજાણતાં ખ.દીના જ પ્રચારને હાનિ પહોંચશે એવો ભય રહે છે.'[1]

આ પત્રનો ઉપસંહાર કરતાં મેં ગાંધીજીને નમ્રભાવે પ્રાર્થના કરી : 'હવે જેમ બહિષ્કારની સીધી ચળવળ કરવાની તેમ આપની

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૪, પાન ૨૯૭.

સૂચના મુજબ અગ્રણીઓ વિષે તેનો આગ્રહ રાખવાથી વિખવાદ ને પ્રપંચ, પક્ષાપક્ષી ને દ્વેષભાવ જ વધે એમ છે. આપ તો બહિષ્કારની સર્વ પ્રવૃત્તિ શુદ્ધ ધાર્મિક ભાવથી કરી શકો છો. પણ દુર્ભાગ્યે આમ-વર્ગની પામર વૃત્તિઓ તેમાં અચૂકપણે ભળીને તેને વિકૃત કરે છે. તેથી સરકારી સંસ્થાઓ કે દેશી-વિદેશી કાપડ વિષે બહિષ્કાર દૃષ્ટિને હજી પણ વધારે ગૌણ રાખવા આપને અંતઃકરણપૂર્વક વિનંતી કરું છું.

'બહિષ્કારની અગ્નિજ્વાલાથી પ્રજાના અને જીવનના કંઈક કંઈક વિકારો બળીને ભસ્મ થઈ ગયા છે. હવે પ્રજાજીવનના જે ક્ષેત્રમાંથી થોડાઘણાં ખડ ને ઠૂંઠાં સાફ થઈ ગયાં છે તેમાં નવીન રચનાના અતિ-શય કોમળ છોડ ખીલે છે. કોઈક કોઈક પર કંઈક સુંદર કુસુમકલિકાઓ પણ બેસવા આવી છે...એને બહિષ્કારની ઊની આંચ જરાયે ન લાગવા દેશો ને પ્રેમરસનો અનન્ય અમૃતરસ એ બાલવૃક્ષોને ભરીભરીને પાશો એવી નમ્રભાવે આપને પ્રાર્થના કરું છું.

'આપે ખાદીનાં ભીષણ ને મંગળ...એવાં બે સ્વરૂપ વર્ણવ્યાં છે. કેવળ ખાદીનાં જ નહિ પણ તમામ રાષ્ટ્રીય રચનાનાં એવાં બે સ્વરૂપ વર્ણવી શકાય. પણ ૧૯૧૯ અને ૧૯૨૧માં પ્રજાએ જે સ્વરૂપ જોયું છે તેનો તેને છંદ લાગ્યો છે અને હાલ તેનું દર્શન ન થવાથી તે મંદ થઈ ગઈ છે. પણ હવે એ રુદ્રાવતારનો સમય રહ્યો નથી. હવે તો મંગલમૂર્તિ વિષ્ણુ ભગવાનનું शान्तं शिवं सुन्दरम्—એવા ભદ્ર સ્વરૂપને પ્રકટાવીને આપણી ગરીબડી ને દુખિયારી પ્રજાને તેમજ તેના સંતપ્ત છિન્નભિન્ન થયેલા પ્રણેતાઓને પ્રેમરસથી પાવન અને સજીવન કરવા દીનભાવે આપને વિનંતી કરીને આ પત્ર પૂરો કરું છું.'[1]

ગાંધીજીને આ પત્ર ખાસ કાળજીથી હાથોહાથ પહોંચાડવામાં આવ્યો. એકાદ અઠવાડિયામાં 'નવજીવન'માં તેની ટૂંક નોંધ તેમણે લીધી. 'ભાઈ ઇન્દુલાલનો પત્ર' એ મથાળા નીચે તેમણે લખ્યું :

---

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૪, પાન ૨૯૯.

'ભાઈ ઇન્દુભાઈ યાજ્ઞિકે મારા ઉપર લખેલો પ્રકટ પત્ર સહુએ વાંચ્યો હશે એમ માની લઉં છું. તેમના લખાણની દરેક લીટીમાં દેશ-પ્રેમ ઝળકી ઊઠે છે. ક્યાંય અવિનય તો છે જ નહિ. આમ સદ્ભાવે લખેલા લેખમાં દોષ હોય તોયે બતાવવાની ઇચ્છા ન થાય. મારું મન એમ જ કહ્યા કરે છે કે એ લેખનો જવાબ આપવામાં પાપ છે. તેનો જવાબ ન આપવો એ પૂર્ણ જવાબ નથી ? ભાઈ ઇન્દુભાઈ ઝીણું કાંતનાર છે. દરેક પ્રશ્નનો છેડો જોઈ લેવા ઇચ્છે છે. તે સ્વભાવે સિપાઈ છે. તેથી સાહસિક છે. જેમ બધું જાણવા ઇચ્છે છે તેમ બધું કરવા ઇચ્છે છે. પ્રેમઘેલા હોવાને લીધે તે કંઈ પોતાની શક્તિ બહાર છે એમ તેને ક્ષણવાર પણ લાગતું નથી. પ્રેમની પાસે વધારે પડતું શું હોય ? પ્રેમ શું ન કરે ? તેથી પોતપોતાની મર્યાદા આંકવાને બદલે મર્યાદા આંકવાનું ઈશ્વિર પર છોડી દે છે. આ ગુણ છે તેમ અવગુણ છે. તેમના પત્રમાં હું તેમને આ બંનેને વશ જોઈ શકું છું.

'પ્રેમથી લખાયેલા આવા તેમના પત્રને હું તો વધાવી લઉં છું. મારે સારુ તે અને તેવા પત્રો ચોકીદાર છે. તેમાંથી હું ધીરજ શીખું છું. ને મારી મર્યાદા મને મળી રહે છે

'જે ત્રુટીઓ ભાઈ ઇન્દુલાલે બતાવી છે, જે દલીલો તેમણે કરી છે, તેમાંથી એક પણ મેં નથી વિચારી એમ નથી. એ વિચારતા છતાં હું જે નિશ્ચય પર આવ્યો તે મેં પ્રજા આગળ વિનયપૂર્વક મૂક્યો છે. તેમાં ઊઠેલી શંકાઓનું નિવારણ ઘણું તો આ પાનાંઓમાં કરી ચૂક્યો છું, ને પ્રસંગે હજી કર્યા કરીશ. છતાં જે ન સમજાવી શકું તેને વિષે માત્ર એટલું જ કહું : 'બાકીનો જવાબ મારા વર્તનમાંથી તારવી કાઢજો.' '[1]

મારા પત્રની આવી કંઈ પણ નોંધ ગાંધીજીએ લીધી તેથી મને

1. 'નવજીવન,' તા. ૨૦-૯-૧૯૨૪.

સંતોષ થયો. પણ મારી દલીલ કે વિનંતીની તેમણે થોડી જ કિંમત કરી તેથી મને માઠું લાગ્યું, તેથી જરાયે નાસીપાસ ન થતાં સમિતિઓના સભ્યો માટે ફરજિયાત કંતામણનો જે ઠરાવ મહાસમિતિએ પસાર કર્યો હતો તે વિષે તેમને ઉદ્દેશીને બીજો પ્રકટ પત્ર લખીને મેં યુગધર્મમાં પ્રકટ કર્યો.

'ખાદી પ્રચાર' વિષે આ પત્ર–લેખમાં ઐતિહાસિક, ધાર્મિક, રાજકીય અને આર્થિક–સર્વ દૃષ્ટિથી ફરજિયાત જાતકંતામણના ઠરાવની ઉપયોગિતા વિષે વિસ્તૃત ચર્ચા કરવામાં આવી. તેમજ ખાદીકામ આગળ વધારવા માટે જે અનેક પદ્ધતિ ગુજરાતમાં યોજવામાં આવી હતી તેની એકંદર નિષ્ફળતા તરફ મેં ધ્યાન દોર્યું.

ગમે તેટલી ભરપૂર ખાદી બનાવીએ અને બ્રિટિશ કાપડની આયાત પૂરી બંધ કરીએ તો પણ સ્વરાજ ન જ મળે એ વિધાન મેં રજૂ કર્યું: 'સૌ પક્ષ મળીને ખાદીનું કામ ખૂબ જોશથી ચલાવે તો શું પરિણામ આવે? પહેલો સંભવ તો એવો લાગે છે કે અંગ્રેજોની મિલો માન્ચેસ્ટરમાંથી ઉપાડીને મુંબઈ–કલકત્તામાં સ્થપાય. હમણાં જ દીવાસળી પર મોટી જકાત નાખવાથી પરદેશીઓનું એક ગંજાવર કારખાનું આપણા દેશમાં સ્થપાય છે...[1]

'હિન્દુસ્તાન પર રાજ્ય કરવાથી અંગ્રેજોને કંઈ પણ આર્થિક લાભ નહિ રહે ત્યારે પણ લશ્કરી ને રાજકીય દૃષ્ટિથી પણ તેઓ તેનો કાબૂ જરૂરનો ગણશે...સરવાળે એમ જ લાગે છે કે જ્ઞાન ને વિજ્ઞાનમાં, બુદ્ધિમાં ને કલાકૌશલ્યમાં, ઉદ્યોગમાં ને વેપારમાં, સિપાઈગીરીમાં તેમજ વહાણવટામાં જ્યાં સુધી ઇંગ્લૅંડથી (આપણે) પછાત છીએ ત્યાં સુધી આપણે કપાળે ગુલામીની કાળી ટીલી લખાયેલી જ રહેશે. જો કંઈ સોંઘી કરામતથી કે અનુકૂળ અકસ્માતથી અંગ્રેજોના પંજામાંથી છૂટી

---

૧. સ્વરાજની પ્રાપ્તિ પહેલાં અને પછીથી આવી નીતિ બ્રિટિશ અને બીજી પરદેશી પેઢીઓએ અપનાવી છે એ હકીકતરૂપે આજે ચોખ્ખુ દેખાયું છે.

જઈશું તો બીજા કોઈને શરણે થઈશું. જે જ્ઞાન અને કલાને અભાવે આપણે ગુલામ થયા છીએ તે સંપાદન કરીને જ આપણે ઇંગ્લેંડને તેમજ સારી દુનિયાને ટક્કર મારીને ઉન્નત સ્થાને વિરાજી શકીશું.'[1]

કેવળ રાજકીય દૃષ્ટિથી રેંટિયાકામનો આવશ્યકતાનું ખંડન કર્યા પછી મેં તરત જ ગરીબાઈ અને બેકારીના નિવારણ માટે તેના સર્વોપરી મહત્ત્વનું પ્રતિપાદન કર્યું : 'ખેડૂત પ્રજાને એક આવશ્યક ગૃહઉદ્યોગ તરીકે, લાખો ભૂખ્યાંને અન્ન અને નગ્નને વસ્ત્ર આપવાના એક જ સાધન તરીકે ખાદીને તેમજ રેંટિયાને હું પૂરા ભાવથી ચાહું છું...સૌ પક્ષના વિચારકોની આંખ આગળ ( કરોડોનાં ) એ હાડપિંજર[2] તર્યાં જ કરશે અને તેને ચરખાથી મઢવાનો ઉપાય તેમને શોધવો જ પડશે આપે કદાચ સદાકાળને માટે એ સવાલનું નિરાકરણ કરી આપ્યું છે.'[3]

હવે જો ગરીબાઈ જ ટાળવાનો આપણો મુખ્ય આશય હોય તો આયર્લૅન્ડમાં સર હોરેસ પ્લંકેટ અને રસેલે દૂધ અને ઢોરઉછેરના ઉદ્યોગધંધા સહકારી ધોરણે ખીલવ્યા હતા, તેમ અહીંયાં પણ ખાદીકામ એવી જ ભૂમિકા પર જમાવી શકાય : 'આ મહાભારત કાર્યમાં પહેલેથી તે છેવટ સુધી તેમણે ( પ્લંકેટ વગેરેએ ) એક શરત અણીશુદ્ધ પાળી છે... ઘણુંખરું કામ ( તેમણે ) સરકારથી સ્વતંત્ર રહીને અને તેની મદદ વિના કર્યું છે. છતાં મધ્યસ્થ મંડળમાં તેમજ ગામગામની મંડળીઓમાં રાજકીય મતભેદની ગંધ સરખી તેમણે આવવા દીધી નથી. ત્યાં તો અહિંસાનું નહિ પણ ચોખ્ખું હિંસાનું વાતાવરણ હતું...સામસામા પક્ષો વચ્ચે લોહીની નદીઓ વહી હતી. છતાં સહકારી મંડળના કાર્યને તેમણે રાજ-

---

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૫, પાન ૩૯૮–૯.

૨. તેવામાં જ ભરાયેલી શિક્ષણ પરિષદના પ્રમુખસ્થાનેથી ગાંધીજીએ કહેલું : 'આપણે કરોડોનાં હાડપિંજરોની જાગૃતિ ઇચ્છીએ છીએ. આપણને ખોરાક મળે છે એટલે આપણામાં ચરબી છે...હિન્દુસ્તાનમાં હાડપિંજરોને ચામડી સિવાય બીજું ઢાંકણ નથી.' 'યુગધર્મ,' પુ. ૪, અં. ૫, પાન ૪૦૧.

૩. એજન, પાન ૪૦૧.

કારણથી પર ગણ્યું...સર હોરેસ અને રસલ જેવા સજ્જનોએ સૌ પક્ષનો જે પહેલેથી સહકાર આદર્યો તે આપ આજે સાધી શકશો તો સદીઓ સુધી રેંટિયા કદાચ ધર્મચક્ર તરીકે નહિ પણ જીવનચક્ર તરીકે તો આ દેશમાં...કાયમ રહેશે. અને ભવિષ્યની પ્રજા...રેંટિયાને ગરીબની જીવનદોરી અને એક મહાત્માની વિભૂતિ તરીકે સંઘરશે અને પૂજશે.

'તેથી રેંટિયાના એકેએક ચક્રમાંથી, તેની માળના એકેએક તંતુમાંથી રાજકારણનો, પક્ષાપક્ષીનો અને દ્વેષભાવનો અણુએ અણુ સાફ કરીને તેને કેવળ રાષ્ટ્રના પ્રેમધર્મની અચળ મૂર્તિ તરીકે સદા કાળને માટે સ્થાપિત કરવા આપને પ્રાર્થના છે.'[૧]

અમદાવાદની મહાસમિતિની સભાનો દુઃખદ અનુભવ થયા પછી સ્વયંભૂ પ્રેરણાથી ગાંધીજી આ દિશામાં જ પ્રગતિ કરી રહ્યા હતા. તેમણે ખાદીકામ, કોમી ઐક્ય અને અસ્પૃશ્યતા નિવારણનો 'એક જ કાર્યક્રમ' સર્વ રાજકીય પક્ષ અપનાવે તો અસહકાર અને સત્યાગ્રહની લડત એક વરસ માટે મુલતવી રાખવાની જાહેરાત કરી હતી. આમાં પણ ખાદીને રાજકારણ સાથે આડકતરી રીતે સાંકળવામાં આવેલી તે મને અયોગ્ય લાગેલું. તો પણ મેં તેમની જાહેરાત પૂરા ઉત્સાહથી વધાવી લીધી: 'સૌ સહકારી અને અસહકારી લોકનાયકો અને કાર્યકર્તાઓ પોતાનાં મતમતાંતરોને અળગા કરી સમાજસેવાના આવા શુદ્ધ કાર્યમાં સ્વાર્પણ કરે તો આપણા દેશમાં સોનાના સૂરજ ઊગે...આ વિષે મળતા (વિવિધ પક્ષના) જવાબો પરથી ધોરણ ન બાંધતાં ૧૯૨૦ની માફક આજે પણ સ્વબુદ્ધિથી દેશનું સુકાન હાથમાં લઈ સર્વાનુકૂળ અને સુયોગ્ય દિશામાં વાળવા મહાત્માજીને વિનંતી છે.'[૨]

---

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૫, પાન ૪૦૧-૨.
૨. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૪, પાન ૩૨૪.

આ બધું હું લખતો હતો ત્યારે મારા અંતરના ઊંડાણમાં નિરાશા જામતી હતી. દેશની ગરીબાઈના નિવારણ માટે રેંટિયાકામ ગમે તેટલું આવશ્યક હોય, પણ તે રાજકીય લડતનું સ્થાન ન જ લઈ શકે. તેમ તે કોઈ લડત માટે જરૂરી ભૂમિકા પણ ન જ રચી શકે. રામેશ્વરામાં સરસ રેંટિયા ચાલતા ત્યાં કાંઈ રાજકીય જાગૃતિ દેખાઈ નહોતી. છેલ્લા નવ વરસ સુધી ચડતા રાજકીય જુવાળમાં પૂરપાટ આગળ ધપ્યા પછી રાજકીય વિચાર અને પ્રવૃત્તિની થતી સંપૂર્ણ ઓટથી મારા દિલમાં પારાવાર અસંતોષ વ્યાપી રહ્યો.

તે વખતે વિનયકુમાર સરકાર અને તારકનાથ દાસનાં પુસ્તકોમાંથી હિન્દ-એશિયા અને યુરોપના રાજકીય સંબંધ વિષે નવો પ્રકાશ મને મળતો ગયો. અંગ્રેજી રાજ્યના શાસનમાં તેમના ૬૦ કરોડના કાપડની આયાત જ નહિ પણ જ્ઞાન, વિજ્ઞાન, ઉદ્યોગ અને સિપાઈગીરીની ચડિયાતી કળા મેં પિછાની. કુદરતી ક્રમે માળ પર ચડી ગયેલા જુનવાણી ચરખાના પુનરુદ્ધારમાં જ નહિ પણ વિજ્ઞાન વિદ્યાના અને મોટા ઉદ્યોગના વિકાસમાં, નૌકાસૈન્યની અને બધી સિપાઈગીરીની તાલીમમાં જ દેશના રાષ્ટ્રીય ઉદ્ધારનો ખરો માર્ગ મને દેખાયો.

આયર્લૅન્ડમાં પણ ઢોરઉછેરનો અને દૂધનો ઉદ્યોગ છેક જ નવી રીતે ખીલવવામાં આવેલો. ખાનગી મૂડીદારો ડેરીઓ ચલાવીને ખેડૂતને ઓછાં દામ આપતા, તેથી સુધારકોએ સહકારી મંડળીઓ રચીને માખણ ને પનીર બનાવવાના સાંચા ખરીદ્યા અને દૂધ-માખણના સારા ભાવ મેળવીને નવી સમૃદ્ધિ ખીલવી. આમાં પણ જૂના તંત્રનો પુનરુદ્ધાર નહોતો પણ નવા સાંચાનો સામુદાયિક ઉપયોગ હતો. તે મુજબ રેંટિયાકામ પણ સહકારી ધોરણે અને કંઈક યાંત્રિક રીતે સાધીને જ હું ગરીબાઈ અને બેકારી ટાળવાનું વિચારતો.

એશિયામાં પ્રગતિ કરતા જપાન અને તુર્કી જેવા દેશ તરફ હું નજર નાખતો તો બંનેએ છેલ્લી ઢબની લશ્કરી શક્તિ મેળવીને પોતપોતાનાં પ્રતાપી રાજ્ય જમાવેલાં દેખાતાં. તુર્કોએ સડેલી ખિલાફતને અને જગજૂના સ્ત્રીઓના બુરખાને નવી તાકાતથી નાબૂદ કર્યાં હતાં. જપાને હજારો વિદ્યાર્થીઓ અમેરિકા સુધી મોકલીને નવા વિજ્ઞાન અને સાંચાકામ સર કર્યાં હતાં, અને અવનવા હુનર–ઉદ્યોગ સ્થાપીને એશિયા ખંડમાં સર્વોપરી સ્થાન મેળવ્યું હતું.

આમ મારી આંખ આગળ દેશપરદેશમાં જામતા નવા વિજ્ઞાન ને કારખાનાનો પ્રકાશ ઝળકતો ગયો, તેમ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય રાજકારણનો નવેસર અભ્યાસ કરવાની અને પશ્ચિમના શાહીવાદની સામે નવું રાજકીય આંદોલન જગાવવાની જરૂર લાગતી ગઈ.

આવી નવી વિચારસરણી ખોલતાં હું ગુજરાતભરમાં છેક એકલવાયો થતો ગયો. પરિણામે મારા જીવનનો સારો રાહ બદલવાની મને કેમ ફરજ પડી તે હવે જોઈશું.

# ૧૩. એકલો ચાલ્યો

ગાંધીજીને એ પ્રકટ પત્ર મેં લખ્યા, તે દરમ્યાન હું એક વાર મુંબઈની સફર કરી આવ્યો.

જેલયાત્રા કર્યા પછી મિત્રોને મળવા મુંબઇ જવાની મુરાદ અનેક તાકીદનાં કામસર મહિનાઓ સુધી મનમાં જ રહેલી. અમદાવાદની મહાસમિતિની સભાથી હું છેક જ નિરાશ થયો. ત્યાર પછી તરત મારા જૂના પ્રેરણાધામની નવી હવા ખાવા હું અધીરો થયો. વળી ગુજરાતમાં દિલ બહલાવવાનું કંઈ ઠેકાણું નહોતું રહ્યું અને અમદાવાદના નવા વાસમાં મન ગોઠેલું જ નહિ. તેથી પહેલી તક મળતાં હું થોડા દિવસ મુંબઈ નાસી છૂટ્યો.

ચોપાટીના શંકરલાલના બંગલામાં હું ઊતર્યો ત્યારે ધીરજલાલે અને તેમનાં પત્ની લીલાવતીબહેને જૂના ભાવથી મને વધાવ્યો. નવા જીવનસંઘર્ષથી અને હૃદયમંથનથી સંતપ્ત થયેલા પ્રવાસીને ચોપાટીના શીતળ પવનથી સારી ઠંડક વળી.

મુંબઈની વિરાટ નગરીનો કોલાહલ મને અમદાવાદ જેવો જ અકારો લાગતો. તેના રસ્તા અને બજારો, ગંદી ચાલીઓ ને મોહક આવાસથી હું દૂર જ રહ્યો. છતાં આખો દિવસ ઘરમાં તો ગમે નહિ, તેથી પાસે જ હ્યુજ રોડ પર રહેતા વૈકુંઠરાય દેસાઈના ઘરનું શરણ શોધતો. તે વખતે તેમના મોટા પુત્ર સુરેન્દ્ર ત્રણ વરસથી અમેરિકા ઊપડી ગયેલા. સવારે કે રાતે દેસાઈ સાથે હું હળવી કે ગંભીર વાતો કરતો અને તેમના નાના પુત્ર અને પુત્રીઓ સાથે નમતા પહોરે વાર્તાવિનોદ કરતો.

વૈકુંઠભાઈ તે વખતે મુંબઈની કૉંગ્રેસ કમિટીમાં કર્તાહર્તા હતા. તે પૂરી છૂટથી સ્થાનિક રાજકારણની ચર્ચા કરતા અને તેના વિવિધ પ્રવાહ પર પ્રકાશ પાડતા. મુંબઈના થોડા જ ના-ફેરવાદીઓ રેંટિયાના કે પંચવિધ બહિષ્કારના કાર્યક્રમ વિષે શ્રદ્ધા ધરાવતા કે તેના સક્રિય અમલમાં રોકાતા. કૉંગ્રેસ કમિટીના અગ્રેસર કે૦ એફ૦ નરીમાન મુંબઈ મ્યુનિસિપાલિટીમાં તેમજ ધારાસભાના કાર્યમાં ખૂબ રોકાતા અને સ્વરાજ પક્ષના આંદોલનને પુષ્ટિ આપતા.

સેન્ડહર્સ્ટ રોડ પર આર્યભવનમાં વિઠ્ઠલભાઈ પટેલ તેમની સ્વરાજ્યપક્ષની કચેરી ચલાવતા. હું તેમને થોડા દિવસ પછી મળવા જતો ત્યારે તે સ્વરાજવાદી અગ્રેસર ગાંધીજીની ચરખાનીતિ સામે અને કૉંગ્રેસને રેંટિયા મંડળમાં પલટાવવાની યોજના સામે ખૂબ ઊકળી જતા. કેટલાંક વરસથી તેમણે મુંબઈ મ્યુનિસિપાલિટીમાં રાષ્ટ્રીય પક્ષ જમાવ્યો હતો અને તેની શાળા કમિટીના પ્રમુખ તે ચૂંટાયા હતા. વળી નવી પ્રાંતિક ધારાસભામાં ચૂંટાયેલા સ્વતંત્ર અને સ્વરાજવાદી સભ્યોને એકત્ર કરીને અમદાવાદના હરિલાલ દેસાઈને કેળવણીખાતાના પ્રધાન ચૂંટાવવામાં તે સફળ થયા હતા. એ વાસ્તવવાદી રાજપુરુષ સાથે હું ખુલ્લી ચર્ચા કરતો અને બધાયે વિષયમાં તેમની ટીખળી વાતો સાંભળીને પ્રભાવિત થતો.

ચોપાટી પર શંકરલાલના બીજા મકાનમાં રહેતા પ્રતિભાશાળી અર્થશાસ્ત્રી પ્રો૦ કે. ટી. શાહ સંકુચિત રાજકારણથી અલિપ્ત રહેતા. પહેલા મહાયુદ્ધ પછી સજીવન થતા જર્મની અને રશિયાના આર્થિક વિકાસના અભ્યાસમાં તે ખાસ રોકાયેલા હતા. એકંદર રાષ્ટ્રીય તેમજ આંતરરાષ્ટ્રીય અર્થતંત્રના અને રાજકારણના તે અઠંગ અભ્યાસી હતા. હું તેમને મળતો ત્યારે તેમની ઓરડીમાં જામેલાં દેશપરદેશનાં પુસ્તકો અને પત્રોના ગંજ જોઈને જેમ હું ચકિત થતો તેમ ગમે તે વિષય પર હકીકત અને વિચારોથી પૂર્ણ તેમની વાગ્ધારા સાંભળીને હું મુગ્ધ

થતો. તેમને કોઈ કોઈ વાર મળતાં મારા જ્ઞાન અને વિચારના સીમાડા વિસ્તારવાની ઉત્કટ પ્રેરણા મને મળતી.

આ વખતે મારા થાકેલા હૃદયને ખરો વિસામો તો રોજ રાતે સાંતાક્રુઝમાં મનસુખલાલ માસ્તરને ઘેર મળતો. તારાબેન અને બીજાં કુટુંબીઓની મોજિલી વાતોથી હું પરવારતો કે તરત માસ્તર સાથે વિવિધ વિષય પર નિરાંતે ચર્ચા કરતો. અસહકારના આરંભ કાળથી તે કોંગ્રેસથી અલગ થયા હતા, છતાં તે પાકા રાષ્ટ્રવાદી રહ્યા હતા. તેમની અસલી રીતે તે વેપારઉદ્યોગના પ્રવાહ પર તેમજ સરકારી નીતિના દાવપેચ પર વેધક પ્રકાશ પાડતા. સીંધીઆ સ્ટીમશીપ કંપનીના[1] મુખ્ય અધિકારી તરીકે દેશના વહાણવટાના પ્રશ્નનું મહત્ત્વ તે મને સમજાવતા, અને પી. એન્ડ ઓ. જેવી વિરાટ અંગ્રેજ કંપનીઓની હરીફાઈ સામે આ સ્વદેશી ઉદ્યોગને જમાવવાની મુસીબતોનો ખ્યાલ આપતા. એક વાર મારી તબિયત સુધારવાને તેમની આગબોટમાં સીલોન કે રંગૂનની સફર કરવા તેમણે મને સૂચવ્યું. પણ પ્રતિકૂળ સંયોગો તેમ જ મનની અસ્વસ્થતાને લીધે એ વાત મેં કમને પડતી મૂકી.

આમ પાંચ-છ દિવસ નિકટના મિત્રોને ઘરને ખૂણે મળ્યા પછી મેં શહેરના મનપસંદ લત્તામાં ફરવાની હિંમત કરી. ગિરગામ ને કાલબાદેવીના દેશી લત્તાનો ગંદવાડ અને ગિરદી મને અસહ્ય લાગતાં બોરીબંદરથી આગળ વધીને હું ફલોરા ફાઉન્ટન અને કાળા ઘોડાને રસ્તે ચાલ્યો ત્યારે એ સ્વચ્છ ને વિશાળ રાજમાર્ગ, બન્ને બાજુ પર બાંધેલાં રોનકદાર મકાનો, આકર્ષક દુકાનોમાં ગોઠવેલો વિવિધરંગી માલસામાન અને તેમાં જતા આવતા દેશપરદેશના માણસોનો વિનયવિવેક—આ બધાં જૂનાં દશ્યો હું નવી આંખે જોતો ગયો. ખાસ કરીને રાહદારીઓની તેમજ વીજળિક ટ્રામની, મોટરોની તેમજ માલના ખટારાની ત્વરિત

---

૧. આ કંપનીની આગબોટો તે વખતે પશ્ચિમ કિનારા પર તેમ કોલંબો અને રંગૂન સુધી ફરતી.

ગતિ જોઈને હું ચકિત થતો. મ્યૂઝિયમથી કસ્ટમ હાઉસ અને બેલાર્ડ એસ્ટેટ તરફ હું વળ્યો ત્યારે આગબોટ વાટે ચડતા-ઊતરતા અઢળક માલના ગંજ જોઈને હું હેરત પામ્યો. ત્યાં ફરતાં માસ્તરની વહાણવટાની વાતો મને વધારે સમજાતી ગઈ. આ વિરાટ વેપારમાંથી પરદેશીઓને થતા મોટા નફાના આંકડા જાણીને મારું મગજ બહેર મારી જતું.

આગળ વધીને હું પાલવા બંદરે સંધ્યાકાળે ફરવા લાગ્યો ત્યારે અસંખ્ય બત્તીથી ઝગારા મારતાં અસંખ્ય વહાણો, વિલાયતની નવી દુનિયાના અડીખમ પ્રતીકસમાં ને તેની સંસ્કૃતિના સંદેશવાહક તરીકે મને દેખાયાં. આજુબાજુની મોટી હોટેલો અને કલબોમાંથી નીકળતાં પડછંદ શરીરનાં ગોરાં સ્ત્રીપુરુષોને અને કોઈ લશ્કરી કે નૌકાસૈન્યના અધિકારીઓને હું જોતો ત્યારે પરદેશીઓના રાજસત્તાનું અને આર્થિક સંપત્તિનું મને સાક્ષાત દર્શન થતું. અહીંયાં ફરતાં નવા સવાલો મારા મનમાં ફૂટતા : આ પરદેશીઓના શાસન પર આપણા સત્યાગ્રહ અને કારાવાસની, આપણા રેંટિયા અને ખાદીની કંઈ અસર થઈ હશે? તેમની ઐહિક સત્તાના કાંગરા પર આપણા ધર્મયુદ્ધથી કંઈ ચોટ લાગી હશે? આપણા આધ્યાત્મિક સ્વપ્નવિહારથી આ મદોન્મત્ત પરદેશીઓને કંઈએ ઊની આંચ આવી હશે કે કોઈ દિવસ આવી શકશે ખરી? આ લોખંડી વાસ્તવિક દુનિયાથી વિમુખ થઈને આપણે કોઈ કપોલકલ્પિત સૃષ્ટિમાં તો નથી વિહરતા? આ પરદેશી સત્તાધીશોની મહેલાતોને તોડી શકે એવો કોઈ શુદ્ધ રાજકીય કાર્યક્રમ ન ઘડવો જોઈએ?

એકંદર આ નવી નગરીમાં વિરાટ આયાતનિકાસના વેપારનું, હુન્નરઉદ્યોગના જંગી ઉત્પાદનનું અને ધનદોલતની ભારે કમાણીનું સ્પષ્ટ દર્શન મને થયું. એ બધીએ પ્રવૃત્તિમાં ઐહિક સુખસંપત્તિ માટે સીધી દોટાદોટ ચોખ્ખી વર્તાતી. પણ તે પારદર્શક હતી—તેમાં કોઈ ઢાંકપીછોડો નહોતો. સર્વ જે સંસારને માનતા તેમાં આગળ ધપવા પ્રવૃત્તિ કરતા. પોતાના સુખવૈભવ પર ખર્ચતાં જે વધે તેમાંથી દેશ કે ગરીબ માટે અને તે આપતા. આ શહેરીઓના વ્યવહારમાં જે નક્કર અને પ્રામાણિક

સુખસંપત્તિની તૃષ્ણા દેખાઈ તે ગુજરાતમાં પ્રચલિત થયેલા દંભી માનસને મુકાબલે મને ખૂબ ગમી.

મુંબઈના કોટના લત્તામાં, બગીચાઓમાં કે દરિયાકિનારે ફરતાં જે આઝાદ સ્વભાવનાં દેશી-પરદેશી સ્ત્રીઓનાં વૃંદ અને તંદુરસ્ત બાળકો મેં જોયાં તેમના પર મારી આંખ ઠરી. દાયકાઓ સુધી સંસારસુધારાની વાતો આપણે કરી, ને તેનાં ગુણગાન કર્યાં. છતાં ગુજરાતમાં આર્ય સંસ્કૃતિને નામે ઢીંગલા-ઢીંગલીનાં લગ્ન ચાલુ હતાં. ફિક્કી અને નિર્બળ સ્ત્રીઓને પરાધીન અને સોંઘી નોકરડીઓ ગણીને ઘરને ખૂણે આપણે પૂરી રાખતા. ત્યારે આ પારસી અને વિદેશી, ખ્રિસ્તી અને હિંદુ યુવતીઓ બહાર શહેર-બજારમાં સ્વતંત્રપણે કેવી ભણતી અને વિહરતી, હોટેલોમાં કે મિત્રમંડળમાં કેવો વિમુક્ત આનંદપ્રમોદ કરતી? તેની સરખામણીમાં ગુજરાતની ઘરકૂકડીઓ કેટલી પરાધીન અને નિસ્તેજ હતી?

દશેક દિવસ નવી નજરે હું મુંબઈમાં ફર્યો અને અનેક મિત્રોને મોજથી મળ્યો. આ સંપર્કથી મારી બુદ્ધિ ઘણી સતેજ થઈ, ને મારી કલ્પનાને નવી પાંખો આવી. થોડા રાજપુરુષો ને વિદ્વાનોને હું મળ્યો તેથી તેમને વધારે મળવાની વૃત્તિ જાગી. જે થોડું જાણ્યું તેથી ઘણું વધારે જાણવાને અને અવનવા અદ્યતન ગ્રંથ વાંચવાને હું ઉત્સુક થયો. અને ત્યાં અભ્યાસ ને ચિંતન કરીને જીવનનો નવો રાહ યોજવાને હું તલસવા લાગ્યો.

ખરેખર મુંબઈ જ મારી અસલ પ્રેરણાભૂમિ હતી. હવે ફરી વાર હું આત્મમંથનમાં સપડાયો ત્યારે તેની યાત્રા કરવાની ઉત્કટ વૃત્તિ જાગી. ત્યાં જ વકીલાતમાં ન ગોઠયું ત્યારે દેશદેશની આઝાદીની કથાઓ વાંચવા બેઠેલો, ને તેમાંથી ભારતની સ્વતંત્રતા માટે જીવન સમર્પણ કરવાની પ્રેરણા મળેલી. તેના બળે જ એવી લડતની રોશની ગુજરાતનાં સંતાનોમાં પ્રકટાવવા હું અમદાવાદ પરવર્યો. હવે ત્યાં મારી સામે અણુધારી અભેદ્ય દીવાલ આવીને ઊભી ત્યારે ફરી નવો માર્ગ શોધવાને હું મુંબઈ કેમ ન જાઉં?

જેલમાં અભ્યાસ ને ચિંતન કરતાં મને સાફ દેખાયું કે નવા ચિંતનના અને નવા જ્ઞાન–વિજ્ઞાનના અભાવથી જ આપણી અધોગતિ સરજાયેલી.[1] તે પરથી ભૂતકાળના ભારણને વિદારીને નવી માનસસૃષ્ટિ ખીલવવાનું મન થયેલું. હવે એ જ ભૂતકાલીન અંધશ્રદ્ધાળુ પ્રજામાનસથી હું ત્રાસ્યો છું તો મારા અસલ પ્રેરણાસ્થાનકમાં જઈને નવું વાચન અને વિચારણા કેમ ન કરું?–તે માટે નવા સાથીઓ અને વિદ્વાનોની સંગત કેમ ન શોધું?

નવા તુર્કી અને અફઘાનિસ્તાન, ચીન અને જપાનના સાંપ્રત વિકાસ વિષે વધારે વાંચવાને હું તલસતો. તેમ પશ્ચિમમાં આયર્લૅન્ડ, જર્મની અને રશિયા જેવા જે દેશોએ મહાયુદ્ધ પછી ચમત્કારિક પ્રગતિ સાધેલી તેને વિષે પેટભરીને બધું જાણવા હું ઉત્સુક હતો. આ બધી જ્ઞાનસામગ્રી મેળવવા અને તે વિષે વિદ્વાન વિચારકો સાથે ચર્ચા કરવા હું અધીરો થયો.

આ વિચાર જામતા ગયા તેમ પશ્ચિમી દુનિયાના મુખદ્વાર તરીકે અને દેશપરદેશના નાગરિકોના તેમ વિવિધ વિચારધારાના સંગમસ્થાન તરીકે મુંબઈ નગરી મારી કલ્પનામાં ઝળકવા લાગી. અહીંયાં જ કવિ નર્મદે સમાજસુધારાનો વાવટો ફરકાવીને જુનવાણી સનાતનીઓને પડકાર ફેંકેલો. અહીંયાં જ કરસનદાસ મૂળજીએ સદેહે કૃષ્ણલીલા આચરનાર પાખંડી ગોસાંઈ મહારાજોના ભ્રષ્ટાચારના પડદા ચીરીને વડી અદાલતના ચોગાનમાં રોશન કર્યા. અહીંયાં જ દયાનંદ સરસ્વતીએ મૂર્તિપૂજાની જમાનાજૂની રૂઢિ સામે બંડ ઉઠાવીને શાસ્ત્રાર્થની સભામાંથી પ્રખર સનાતની પંડિતોને નસાડેલા. અહીંયાં જ દાદાભાઈ નવરોજી અને ફિરોઝશા મહેતાએ અંગ્રેજી રાજના અનર્થની સામે પહેલાં પ્રવચનો કર્યાં. અહીં જ રાષ્ટ્રીય કૉંગ્રેસનો પહેલો મંડપ બંધાયો. અહીંયાં જ રૂના વેપારમાંથી લોકો અઢળક ધન કમાયા ને તેમાંથી કાપડની પહેલી મિલો

૧. તે વિષે જેલમાં લખેલો લેખ પરિશિષ્ટમાં આપ્યો છે.

સ્થપાઈ. અહીંયાં જ રાનાડે, તેલંગ અને બદ્રુદીન તૈયબજીએ નવા સમાજસુધારાનાં અને સંસ્કારી વિદ્વત્તાનાં મંગલાચરણ કર્યાં. અહીંયાં જ ટિળક અને ગોખલેની પરસ્પર વિરોધી રાજકીય અને સામાજિક વિચારધારાનો પહેલો સંઘર્ષ સંભળાયો. અહીંયાં જ ઓગણીસમી સદીના ધાર્મિક અને સામાજિક, રાજકીય અને ઔદ્યોગિક વિષયમાં વિવિધ સંસ્થાનાં અને પરિષદોનાં પહેલાં કેન્દ્ર રચાયાં!

આ સદીમાં પણ મુંબઈ જ મોખરે રહ્યું છે. બંગભંગના કાળમાં ટિળક અને ફિરોજશાહની સામસામી વ્યૂહરચના અહીંયાં જ થયેલી. કોંગ્રેસની અને મુસ્લિમ લીગની બેઠકો એક સાથે અહીંયાં પહેલી જ વાર ભરાઈ. ઉદ્દામ અને નરમ પક્ષ વચ્ચે સમાધાનનો પાયો અહીં જ નંખાયેલો. બેસંટે હોમરૂલ સ્થાપવાને પહેલી સભા અહીં જ બોલાવી અને હોમરૂલ લીગનું પ્રચંડ આંદોલન અહીંથી ચલાવવામાં આવેલું. અહીંયાં જ દર અઠવાડિયે મળતી ગુર્જર સભાએ અને સ્ટુડન્ટસ બ્રધર-હૂડની અઠવાડિક સભાઓએ મારા જેવા કેટલાયને નવા વિચાર અને નવી તાલીમ આપ્યાં. અહીં જ ફિરોજશાહ મહેતા અને ગોખલે, ગાંધીજી અને ટિળક, માલવિયાજી અને ઝીણા, બેસંટ અને સરોજિની નાયડુ જેવા પ્રખર વક્તાઓને પહેલી વાર સાંભળીને હું નવચેતન પામેલો. તેમ અહીં જ મિલ અને સ્પેન્સર, એચ. જી. વેલ્સ અને બર્નાર્ડ શૉ જેવા પ્રખર લેખકોનું સાહિત્ય વાંચીને મેં નવા વિચાર કેળવેલા અને નવી સમાજરચનાનાં સ્વપ્ન સેવેલાં.

છેક તાજેતરમાં હોમરૂલની પહેલી વિરાટ સભામાં કાળા કાયદા સામે પ્રચંડ છતાં શાંત હડતાલ, એલ્ફિન્સ્ટન મિલની કાપડની પ્રચંડ હોળી અને ટિળક સંવત્સરીને દિને ગાંધીજીની ચોપાટીની વિરાટ સભા, એ વિરલ દશ્યો મુંબઈમાં જ દેખાયાં. વળી, આવા રાજકીય આંદોલનની સપાટી નીચે એ નગરીમાં સુધારકો અને સનાતનીઓ, વિદ્વાનો અને વૈજ્ઞાનિકો, વેપારીઓ અને સાહિત્યકારોનાં વિવિધ જૂથો પોતપોતાની પ્રવૃત્તિ અને પ્રચાર ચલાવતાં. બારડોલીની લડત મોકૂફી પછી ટિળક

વાદીઓ અને સ્વરાજવાદીઓ, ગાંધીજીની રાજનીતિ અને ચરખાના મતાધિકારની સામે ઉઘાડેછોક ખુલ્લું આંદોલન અહીંયાં જ ચલાવતા. અહીં કોઈ વિષયમાં કોઈની શેહ અને શરમ રખાતી નહિ—કોઈનું એક ચક્રે રાજ ચાલતું નહિ. અહીં સિદ્ધાંતો અને નીતિ વિષે વિમુક્ત ચર્ચા ચાલતી. ગુજરાતની માફક અહીં આચારવિચારનાં પાણી બંધિયાર થતાં નહિ—અહીં વિવિધ જીવંત વિચારોના પ્રવાહ ક્વચિત ભેગા, ક્વચિત અલગ દિશામાં વહ્યા જ કરતા. અમદાવાદને મુકાબલે અહીં જ અનિમિષ અવનવાં રૂપ ધારતું સ્ફુર્તિવંત અને સ્ફુર્તિદાયક જીવન વહેતું અને સર્વે અભ્યાસીઓને નવી જ્ઞાન–પ્રેરણા આપતું

આવા વિચાર કરતો હું પાછો અમદાવાદ આવ્યો ત્યારે જાણે વીજળીની રોશનીમાંથી કોડિયાના અંધારામાં આવ્યો હોઉં એમ લાગ્યું. અહીં કેટલાક મિત્રોને હું મળવા લાગ્યો તે જાણે આ સંસારથી વિરક્ત થઈ કેવળ ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં, પ્રાચીન સાહિત્ય અને વિદ્યામાં મશગૂલ થયેલા દેખાતા. આમ તો ઘણાખરા સંપૂર્ણ ગૃહસ્થી જીવન ગાળતા ને તેમનાં બાળકોની સંખ્યા કાળક્રમે વધતી જતી. તે સર્વ કંઈ ને કંઈ વેતન મેળવતા અને વધારે મેળવવાને તત્પર રહેતા. છતાં તે કોઈ પ્રાચીન કાળના મઠમાં વિહરતા હોય કે કોઈ સંપ્રદાયના ભક્તજન હોય એવા દેખાડો કરતા. જો યુરોપની પ્રગતિની કંઈક વાત કરો તો તેને નરી હિંસાવાદી ગણીને તે આપણી અહિંસાવાદી સંસ્કૃતિનાં વખાણ કરતા. તે જાણે બોચીએ આંખો રાખીને બહુ જ મંદગતિથી ચાલતા અને બહુ ધીમેથી ચીપી ચીપીને બોલતા. આવો સ્વાંગ હવે મને છીછરો અને દંભી લાગતો તેમની બુદ્ધિ અને જ્ઞાન કુંઠિત થયેલાં લાગ્યાં. મુંબઈનાં અવનવાં પુસ્તક વાંચતાં અને વિચારવંત વિદ્વાનોને યાદ કરતાં આ ભાઈઓ કૂપમંડુક જેવા લાગ્યા.

જે થોડાઘણા નવજુવાનો ખાદીકામમાં કે આશ્રમમાં જોડાયા

હતા તેમની દેશભક્તિ અને જનસેવા પર હું આફરીન હતો. હજી પણ તે ધીકતી બપોરે ગામગામડે ફરતા, સાદું ખડતલ જીવન ગાળતા અને સોંપેલાં કામ રાતનો દિવસ કરી પાર પાડતા. રાજકાજમાં તે થોડો જ રસ લેતા તેમ થોડું જ વાંચતા અને વિચારતા. તે પાકા સિપાઈઓ ટૂંકી સમજથી ઉપરથી મળતી સૂચનાનો અમલ કરી સંતોષ પામતા. પણ તેમના મગજમાં કોઈ ખુમારી નહોતી તેમ તેમના અંતરમાં ભાવિનું કોઈ દર્શન નહોતું. તેથી તેમની સંગતમાં કે તેમના કામમાં મને હવે થોડો જ રસ પડતો.

હવે થોડા જ રાજકીય કાર્યકરો કે અધિકારીઓ પૂરો વખત દેશસેવામાં આપતા. જે રહ્યા હતા તેમની ત્યાગવૃત્તિ પર હું મુગ્ધ થતો. ગાંધીજીના કાર્યક્રમ વિષે તે પૂરી ભાવિક શ્રદ્ધા ધરાવતા. પણ તે મારી સાથે નિખાલસપણે ચર્ચામાં ઊતરતા ત્યારે એક હદે અટકી જતા અને દરેક વાતમાં ગાંધીજીનું જ પ્રમાણ ટાંકતા. પારકી બુદ્ધિથી તે નવા ચરખાપંથે ગમે તેટલી ખંત અને ચીવટથી ચાલે તોયે તેમનો જૂનો રાજકીય આવેશ નરમ પડે અને તેમના કાર્યમાં સુસ્તી આવે તેમાં શી નવાઈ?

બાકી કૉંગ્રેસ સમિતિઓમાં ઝળકતા મોટા ભાગના કાર્યકરો હવે ઉઘાડી કે ખાનગી વકીલાતમાં, કંઈ ને કંઈ વેપાર ને દલાલીમાં, ને પૂરા કે થોડા સમયની નોકરીચાકરીમાં ગોઠવાઈ ગયા હતા. સર્વ નખથી શિખ સુધી ખાદીના કપડાં પહેરતા અને ઘરમાં રેંટિયા રાખીને ફુરસદને વખતે થોડું જાતે કાંતતા અને વધારે બીજા પાસે કંતાવતા. રાજકારણમાં અને સંસાર-વહેવારમાં મોટાઈ મેળવવાને તે ચરખાની દ્વારકાની છાપનો ઉપયોગ કરતા. તેમને કોઈ ચર્ચા કે વિચારણા ન ખપે. તે તો સંપૂર્ણ ગાંધીવાદીનો અંચળો ધારણ કરીને નવા કાર્યક્રમમાં સો ટકા શ્રદ્ધા બુલંદ અવાજે ઉચ્ચારતા અને હરઘડીએ ગાંધીજીનું ને ઈશ્વરનું નામ દઈને સર્વ બુદ્ધિવાદીઓની અને અશ્રદ્ધાળુની જીભ બંધ કરતા.

છતાં તેમનું ખરું પોત સહેલાઈથી પારખી શકાતું. એ ગાંધીભક્તો

અને ઈશ્વરભક્તોના કુટુંબપરિવાર તેમજ સાંસારિક સમૃદ્ધિ રોજ વધ્યે જ જતાં, તેમ તેમનાં શરીર વધારે સુંવાળાં ને સ્થૂળ થતાં હતાં. તેમની નજર અસ્થિર અને ખંધી થતી ગઈ. તેમની હલનચલનશક્તિ છેક જ ઓછી થતાં વાહન વિના જરાયે પ્રવાસ કરવાના વિચારથી તેમને કમકમાં આવતાં. સ્થૂળ સંસારમાં ગળાબૂડ સંડેલા આવા સ્વાર્થી ને જડબુદ્ધિના માણસો કોંગ્રેસની વ્યાસપીઠ પર મ્હાલતા તેની મને નફરત આવતી.

બારડોલીના એક કોંગ્રેસી ગામમાં રેંટિયાનું તાંડવ મેં જોયેલું તે કદી ભુલાયું નથી. સવારમાં ત્યાં જતાં કેટલાયે જુવાનિયા અને મોટેરાને બીડીઓ તાણુતા અને નોકરોને હુકમ કરતા જોયા. ગાંધીજી પ્રત્યે તેમની ભક્તિ તો જીભેથી સુકાય જ નહિ. કોઈ થોડી વાર રેંટિયો ચલાવતે ચલાવતે ગામગપાટા મારતા ગયા, ત્યારે તેમની સ્ત્રીઓ ઢોરનું વાસીદું વાળવામાં ને કુટુંબી અને નોકરો માટે રાંધવામાં રોકાયેલી હતી. સાથે છોકરાંનો ઢસરડો તો તાણે જ, પુરુષવર્ગનાં કપડાં ધૂએ અને ઘરની સાફસૂફી કરે. સાંજે વળી રસોડામાં પુરાય. રાતે તેમને ઘડીની નવરાશ મળે ત્યારે તેમને માથે કાંતવાનું નવું કામ ઝિંકાતું. તે બિચારી તૂટતે વાંસે ને ફાટતા શરીરે સૂતર કાંતે ને તેમના પુણ્યે પુરુષો ઊજળા ખાદીધારી થઈ કોંગ્રેસમાં મહાલે! અહીં તો રેંટિયાથી સ્ત્રીઓને માટે નવી ગુલામી સરજાયેલી દેખાઈ!

એકંદર શુદ્ધ રાજકીય પ્રવૃત્તિને સ્થાને રેંટિયાની થોડી પ્રવૃત્તિ અને વધારે પૂજા જોઈ ને હું હતાશ થયો. અસલ ગુજરાતમાં રાજકીય ધૂણી ધખાવવાને હું આવેલો. દુખિયારી પ્રજા તો સદીઓનાં દુઃખથી એવી ને એવી જ રિબાતી હતી. તેના નિવારણ માટે જરૂરી ચળવળ અને લડત કરવા તે એવી ને એવી જ તૈયાર હતી. તેની સાથે મારું દિલ એવું ને એવું જ એકતાર હતું. પણ જે સ્થાનિક કાર્યકરોની સહાયથી તેમની પાસે હું પહોંચી જતો તેમનાં મન હાલ જુદી જ દિશામાં વળેલાં હોવાથી હું મનગમતી જનસેવા કરવાને અશક્ત બન્યો.

હવે જો ગુજરાતમાં રહેવાથી પ્રજાની કે મારી પ્રગતિ ન સધાય તો પછી ત્યાંથી ઉચાળા કેમ ન ભરવા ?—એ વિચાર સપાટાબંધ જામતો ગયો.

કોઈ વૃક્ષ ગમે તેવું ઊંચું વધે છે તો પણ તેનાં મૂળ તો જમીનમાં ઊંડાં દટાયેલાં રહે છે. તેમ મારું સારુંયે માનસ નવી ખીલતી શંકાથી અને ઊછળતી વૃત્તિઓથી હાલવા માંડયું, તો પણ મારું હૃદય જૂની ગાંધીભક્તિથી રંગાયેલું રહ્યું. હું પાછો અમદાવાદ આવ્યો ત્યારે સપ્ટેમ્બરના અંક માટે યરોડાની લેખમાળા આગળ ચલાવવા 'ગાંધીજીનો પ્રેમમંત્ર'—વિષે એક ભાવભીનો લેખ મેં લખ્યો. જેલમાં આદન અને ગંગાપ્પા જેવા બરદાસીઓથી માંડીને સુપ્રિન્ટેન્ડન્ટ જોન્સ અને કર્નલ મરે સુધી સર્વ પર ગાંધીજીએ જે પ્રેમભાવ વરસાવ્યો હતો તેનું વર્ણન કરીને ઉપસંહારમાં મેં લખ્યું : 'આમ ગાંધીજીની અને જેલની વચ્ચે સામસામા સ્નેહના અદૃશ્ય પ્રવાહ વહ્યા જ કરતા...યરોડાની તવારીખ તો (સાબરમતીના) પ્રમાણમાં ભયંકર ગણાય છે...તેમના કારાવાસનાં બે વરસમાં કેટલાય જૂના સંસ્કાર ખરી ગયા છે અને કેટલાયે નવા ખીલી ઊઠયા છે. કોઈક દિવસ યરોડાનો ઇતિહાસકાર કબૂલ કરશે કે એક મહાત્માની પધરામણી પછી કેદીઓ કંઈક ઓછા પતિત અને પાપી થયા, અમલદારોનું વર્તન કંઈક ઓછું સખત અને ઓછું જુલમી બન્યું ને એકંદર આખા વાતાવરણમાંથી ઝેરવેર કંઈક વણસી ગયાં ને દયાધર્મની અમરવેલ કંઈક કંઈક ખીલવા લાગી.'[1]

આવી ગાંધીભક્તિ મારા અંતરમાં કાયમ રહી. છતાંયે મારું ઉદ્વિગ્ન મન ગુજરાત તેમજ યુગધર્મથી અળગું થતું ગયું. મારું માનસ જૂની ભૂમિકા પરથી હવે સરતું હતું તેથી આખા મહિનાના બનાવોની સાંગોપાંગ સમીક્ષા કરવા હું અશક્ત બન્યો. જાણે હવે વાચકોની રજા લેતો

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૪, પાન ૪૧૮.

હોઉં એમ છેક જ ટૂંકી માસિક નોંધ લખીને મેં મારી ફરજ જેમ તેમ અદા કરી

આ નોંધના આરંભમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીને અને તેના પ્રમુખ વલ્લભભાઈને મેં ધન્યવાદ આપ્યા. ત્રણ ત્રણ વરસસુધી લડીને એ સુધરાઈએ પ્રજાશિક્ષણના ક્ષેત્રમાં સ્વરાજ્ય હાંસલ કર્યું હતું, તેમ આંતરિક બાબતમાં ડખલ નહિ કરવાનું વચન સરકાર પાસેથી મેળવ્યું હતું. વળી સ્વરાજ પક્ષના અગ્રણીઓએ ઑગસ્ટની ૧૬મીએ કલકત્તામાં મળીને ધારાસભાઓની માફક મ્યુનિસિપાલિટીઓ અને લોકલબોર્ડનાં તંત્ર હાથ કરવાને જે ઠરાવ કર્યો હતો તેને પણ મેં નિષ્પક્ષ વૃત્તિથી વધાવી લીધો. તેમ ગાંધીજીએ બેસંટ ને શ્રીનિવાસ શાસ્ત્રી જેવા બીજા રાષ્ટ્રવાદીઓ સાથે રચનાત્મક કાર્યમાં સહકાર સાધવાને જે વાટાઘાટો શરૂ કરી હતી તેને પણ મેં પૂરા દિલથી ટેકો આપ્યો.

આવાં કંઈક કંઈક ગાંધીવાદી લખાણથી મારા માનસિક વલણમાં તેમ મારા પ્રત્યે મિત્રોની વૃત્તિમાં ખાસ ફેર પડ્યો નહિ. આવા લેખમાં ભૂતકાલીન સંસ્કારના પડઘા હું પાડતો હતો ત્યારે મારું મગજ રાષ્ટ્રીય તેમજ આંતરરાષ્ટ્રીય વિષયમાં ઘણું દૂર દોડી રહ્યું હતું તેમ ગુજરાતના કાર્યકરો પણ મારા આવા લેખને બદલે મારી નિરંકુશ અંગત ચર્ચાથી અને ચરખાનીતિની નિખાલસ ટીકાથી જ મારી કિંમત કરતા હતા. સર્વ મારા તરફ હજી અંગત ભાવ ને માન દાખવતા છતાં તેમના દિલમાં ગાંધીજી પ્રત્યે લખેલા મારા પ્રકટ પત્રો કણાની માફક ખૂંચતા. ઘઉંમાંથી કાંકરાની માફક સર્વ મને અંતરથી અળગો કરતા ગયા. મને જોતાં જ પોતાની અંતરંગ વાતો તે બંધ કરી દેતા. મારાથી બીને ચાલતા અને પેટછૂટી વાત મારી આગળ કરતા અટકતા. આવા વર્તનથી મારું દિલ ઘવાતું ગયું. હું તેમનાથી વળી વધારે વિમુખ થઈને મુંબઈની દિશામાં વધારે આશાભરી નજર ઠેરવતો થયો.

નવાઈની વાત એ બની કે હું જ્યારે ગુજરાત વિષે છેક જ નિરાશાવાદી બની તેનાથી વિમુખ થતો હતો ત્યારે મારા વડીલ સાથી દા૦ સુમંતે 'પ્રગતિને પંથે'[1] એ મથાળા નીચે ગુજરાતભરની શિક્ષણની અને સામાજિક પ્રવૃત્તિનું ઘણું જ આશાસ્પદ ચિત્ર દોર્યું હતું.

આ લેખના આરંભમાં સુરતની સાર્વજનિક કૉલેજ ને હૉસ્ટેલ ચલાવનાર સાર્વજનિક કેળવણી મંડળની ચાલુ પ્રગતિની તારીફ કરવામાં આવી તેમ આદર્શ હાઇસ્કૂલ ચલાવનાર આણંદ, ભરૂચ, ભાવનગર વગેરે શહેરનાં કેળવણી મંડળોને શાબાશી આપવામાં આવી. વળી, પાટણમાં ચાલતી આયુર્વેદિક કૉલેજ, ઉત્તર ગુજરાત કેળવણી મંડળ અને દા૦ પંડ્યા અભ્યાસગૃહથી દા૦ સુમંત અંગત રીતે પરિચિત હતા, તેથી તેના લોકોપયોગી કાર્યની તેમણે વિસ્તૃત સમીક્ષા કરી. કન્યા-કેળવણીના પ્રખર હિમાયતી અને કાર્યકર તરીકે સુરત, વડોદરા અને અમદાવાદમાં ચાલતાં સ્વતંત્ર મહિલા વિદ્યાલયની તેમજ અમદાવાદના ગુજરાત સ્ત્રી-કેળવણી મંડળ તરફથી ચાલતી મહિલા પાઠશાળાની લેખકે ભાવભરી પ્રશસ્તિ કરી. અંત્યજ સેવામંડળને હસ્તક ચાલતાં અંત્યજ વિદ્યાર્થીગૃહો અને અંત્યજ શાળાઓ પર તેમજ ગુજરાત આરોગ્ય મંડળ તરફથી ચાલતાં ગામડાંનાં દવાખાનાં પર તેમણે મીઠી નજર નાખી. નવસારી પ્રાંતમાં ચાલત. કાળીપરજ સેવામંડળના કાર્યમાં તો દાક્તર રાતદિન રોકાયેલા રહેતા તેથી તેને તે કેમ ભૂલે?

આ બધું કામ ખરેખર આશાજનક હતું. તે પૈકી ઘણામાં વરસો સુધી રસ લઈ મેં નમ્ર ફાળો આપ્યો હતો. છતાં મેં પહેલેથી જ પ્રજા-શિક્ષણ અને સમાજસેવાને રાષ્ટ્રીય અને રાજકીય જાગૃતિના પહેલા પગથિયારૂપે જ ગણ્યાં હતાં. માત્ર સંકુચિત દૃષ્ટિથી આવાં જે કામ

૧. 'યુગધર્મ,' પુ. ૪, અં. ૪, પાન ૪૪૫.

ચલાવવામાં આવે તે અત્યંત જરૂરી અને કલ્યાણદાયક હોવા છતાં તેના પર જ એકાગ્ર થવા જેટલો અંગત રસ મને તેમાં નહોતો પડતો.

હું ભીલોમાં કે અંત્યજોમાં બારૈયા, ક્ષત્રિયોમાં કે રાનીપરજમાં ફરતો ત્યારે તેમની હીન-દલિત દશા જોઈ મારું દિલ પીગળતું ને તેમની સેવા કરવા તલસતું. જેલમાંથી પણ ઠક્કરબાપાને મેં લખેલું કે દુનિયામાં મને કંઈ નહિ ગોઠે તો છેવટે મીરાખેડીના ભીલ આશ્રમમાં મારી પથારી કરીશ. છતાં આવા સ્થાનકમાં જતાં થોડી વારમાં જ ગરીબ ખેડૂતો પર સરકારના અનેક ખાતાંનો જે જુલમ થતો અને ચાબૂક ચાલતો તે જોઈ ને મારા અંતરમાં આગ સળગતી, ને તેની સામે લડવાને અને તે સારુ ખેડૂતોને જાગૃત કરવા હું અધીરો થતો. પણ સામાન્ય રીતે આવા આશ્રમોમાં નીચા મૂંડી રાખીને વિદ્યાર્થીઓનાં ભરણપોષણ અને શિક્ષણ પર જ એકાગ્ર થવાનો અને સરકાર સાથે કંઈ અથડામણમાં ન આવવાનો શિરસ્તો પડી ગયો તે મારાથી માન્ય થાય એમ નહોતું સમગ્ર ખેડૂત સમાજના ભાવિ ઉત્કર્ષની કંઈ દૃષ્ટિ સિવાય કે તે માટે કંઈ રોજિંદી પ્રવૃત્તિ કર્યા સિવાય મારાથી આવી સંસ્થામાં ન જ ભળી શકાય. આમ મારી સ્થાપેલી સંસ્થાઓમાં જ મારું કંઈ સ્થાન ન રહ્યું તો બીજામાં તો મારો ચંચુપ્રવેશ કેમ થઈ શકે?

કોંગ્રેસના ચરખાવાદથી તેમજ બીજી મનગમતી સંસ્થાઓથી હું અળગો થતો હતો તેવામાં જ ગાંધીજીએ એક નવો ધડાકો કર્યો.

જુલાઈમાં સર્વ પક્ષના સમન્વયથી ચરખાનો એક જ કાર્યક્રમ દેશ આગળ રજૂ કરવાની મુરાદ તેમણે રાખેલી, અને તે પરથી ખૂબ ચર્ચા ચોપાસ જાગેલી. છતાં કોઈ રાજા—મહારાજાએ, કોઈ વકીલોએ કે નરમ દળના રાજપુરુષોએ આ રચનાત્મક કાર્યમાં કંઈ ઉત્સાહ દાખવ્યો નહિ. તેમ સર્વેના સહકારથી ખાદીનું ઉત્પાદન કરી ગરીબોની સેવા કરવાને જુદું મંડળ સ્થાપવાનું ગાંધીજીએ તે વખતે વિચાર્યું નહિ.

આગલી સાલ કોકોનાડામાં કૉંગ્રેસે સ્થાપેલા ખાદીબોર્ડને જ અપનાવીને તેમણે શ્રદ્ધાળુ સાથીઓની સહાયથી તેનું કામ આગળ ધપાવવા માંડ્યું. પણ તેટલાથી જ ગાંધીજીને સંતોષ ન થયો. અમદાવાદની મહાસમિતિમાં ગાંધીજીનો મૂળ ઠરાવ નરમ કરવાની તેમને ફરજ પડેલી. તેથી ગુજરાતની શ્રદ્ધાળુ સમિતિમાં તેને ઓર કડક કરવાની તક તેમણે ઝડપી લીધી.

મહાસમિતિના ઠરાવનો અમલ કરવાને ગુજરાત પ્રાંતિક સમિતિની સભા જુલાઈની ૧૧–૧૨ તારીખે મળી ત્યારે તેણે ઠરાવ્યું કે 'ફરજિયાત (માસિક) ૨૦૦૦ વારને બદલે ૫૦૦૦ વાર કાંતવાનો ઠરાવ કરવા સુધી પહોંચવું.' અને 'દરેક મહિનાની ૧૫ તારીખે આ પ્રાંતના દરેક ચૂંટાયેલા મંડળના (સમિતિના) સભ્યે ૩૦૦૦ વાર સરખું અને વળદાર સૂતર પ્રાંતિક સમિતિને મોકલી આપવું.' વળી મહાસમિતિમાં પૂરતું સૂતર ન કાંતનારને સજા કરવાની કલમ ઊડી ગઈ હતી. પણ ગુજરાત સમિતિએ તો ઠરાવ્યું કે '૩૦૦૦ વાર સૂતર...દરેક ૧૫મી તારીખે ન મોકલી શકે તેણે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું છે એમ ગણી લેવું.'

આ સભામાં હું પ્રેક્ષક તરીકે હાજર રહેલો હોવાથી તેમાં ગુજરાતના કાર્યકરોની મનોદશાનું પ્રત્યક્ષ દર્શન મને થયું. પહેલે દિવસે ગાંધીજીએ ૩૦૦૦ વારનું કંતામણ ફરજિયાત કરવાનો ઠરાવ રજૂ કરીને એક પ્રવચન કર્યું. બીજે દિવસે છૂટથી ચર્ચા થાય તે માટે તે ગેરહાજર રહ્યા.

'છતાં ગાંધીજીની ગેરહાજરીમાં પણ મેં બીજે દિવસે શું જોયું?... આવો ગંભીર સુધારો જે ઉત્સાહથી...અને જે ગંભીર નિશ્ચય બળથી ખરેખરો સફળ બનાવી શકાય, તે તો સભામાં જરાયે ન જણાયો. પણ પાંચ સાત કે વધારે વર્ષથી રાજકીય લડતમાં જોડાયેલા જે સભાસદોના દિલમાં આ નવા સુધારા વિષે ઘણો જ વસવસો અને વિરોધ પણ મેં જોયો હતો, તેમાંથી નવ્વાણુ ટકા ભાગના સભાસદોની, વિરોધ કે શંકાનો એક અક્ષર પણ ઉચ્ચારવાની જરાયે હિંમત ન ચાલી...એક માત્ર દા૦ હરિપ્રસાદ દેસાઈએ જ થોડા મર્દાનગીનાં વેણ કહ્યાં. છતાં તેઓ પણ

ચારેપાસના વિહ્વળ વાતાવરણથી એટલા બધા દબાઈ ગયા હતા કે તેઓ પણ નવા ઢંગનો સીધોસટ વિરોધ કરવાને બદલે માત્ર બે હજાર ને પાંચ હજાર વારની નાની ચર્ચાઓમાં જ ઢળી પડયા.

'મેં ચારે બાજુએ ફરી ફરીને નજર ફેરવી. મેં શ્રી. દયાળજીભાઈના સામું જોયું–કે જેમણે થોડા જ દિવસ પર મારી સાથે પૂરેપૂરી સંમતિ બતાવી હતી. પણ તેઓ તો ઊભા થઈને એક અક્ષર પણ બોલવાને બદલે પ્રમુખ સાહેબની આસપાસ મળેલા ગૂંચળામાં હાંફળાફાંફળા બનીને સમાધાન કરવાની મસલત કરવામાં રોકાયા. મેં ડા૦ ચંદુલાલ દેસાઈ તરફ જોયું તો તેઓ પણ આવે ગંભીર પ્રસંગે કંઈક તૂટક વાકયો બોલીને સભાનો રંગ જોવામાં જ ગુલતાન થઈ ગયા. વલ્લભભાઈએ કૃપા કરીને એક બે વખત મારા તરફ પણ નજર ફેરવી અને મને કંઈક ટીકારૂપે પણ બે અક્ષર કહેવાને ઉત્તેજન આપ્યું. પણ પોતાનું મન અને દિલ ખોઈ બેઠેલા...સાથીઓ ઉપર હું કંઈ પણ અસર પહોંચાડી શકું એ અશકય જણાયું. ચારે બાજુએથી નિરાશ થયેલી મારી નજરને અંતરમાં વાળીને હું મારા વરસોના બહાદુર સાથીઓની આજે આટલી ગુલામીની દશા જોઈને એટલા બધા શોક અને શરમમાં ગિરફતાર થતો ગયો હતો...કે મારી જીભ જરાયે ચાલી શકે એમ નહોતું.'[1]

આ બધું જોતાં અને સાંભળતાં હું ઘણો જ દુઃખી થયો તેમ હાડોહાડ સળગી ગયો. દેશમાં આવતાં ગાંધીજીએ પોતે જ સરકારી અમલદારોનો અને જુનવાણી ધર્મગુરુઓનો ભય તજવાની સલાહ આપેલી. હવે ગાંધીજીની લોકપ્રિયતા વધતાં શાણા દેશસેવકો તેમનાથી જ ડરતા થઈ ગયા! હવેલીના ગોસાંઈજી, સ્વામીનારાયણ મંદિરના મહારાજ, આગાખાન કે વડા મુલ્લાજી–વગેરે જૂના ધર્મગુરુઓનો ભય, તેમના પંથીઓમાં તો કાયમ રહ્યો. હવે સર્વ ભયનો ત્યાગ કરવાનો આદેશ

---

૧. 'મારું પરિવર્તન'–એ મથાળા નીચે લેખકે મુંબઈના 'વીસમી સદી' અઠવાડિકમાં સન ૧૯૨૭ના જાનેવારી–ફેબ્રુઆરીના અંકમાં એક લેખમાળા પ્રકટ કરી હતી તેમાંથી આ ફકરો ઉતાર્યો છે.

આપનાર ગાંધીજી જેવા નીડર રાજકીય ગુરુનો જ નવો ભય મોટા ભણેલાઓમાં પણ ફેલાઈ ગયો !

આખા દેશમાં કંઈ આવું નહોતું. દેશબંધુ દાસ અને મોતીલાલ નહેરૂએ, વિઠ્ઠલભાઈ પટેલે અને ટિળકપંથી કેળકરે નીડરપણે ગાંધીજીના ના-ફેરવાદના ટીકા કરેલી અને તેથી કોંગ્રેસની નીતિ સ્વરાજપક્ષ તરફ ઢળેલી. હમણાં જ આ સર્વેએ ગાંધીજીના ઠરાવનો સખત વિરોધ કરેલો ત્યારે તેમણે તેની કદર પણ કરેલી. ગાંધીજી પોતાના વિચાર જેમ હિંમતભેર બદલતા તેમ પ્રામાણિક વિરોધ સાંખવાને ટેવાયેલા હતા. પણ લાગણીવશ ગુજરાતમાં જરા પંકાયેલા ધર્મગુરુ તેમ રાજગુરુને અંધ-શ્રદ્ધાથી પૂજવાની અને તેમનો વિરોધ કરતાં ગભરાવાની ટેવ પડેલી તેમાં કોઈ શું કરે ? આવા વાતાવરણમાં મારે પણ મારા બુદ્ધિદીપને બુઝાવીને શ્રદ્ધાળુ સંઘમાં ભળી જવું ? ને ન ભળવું હોય તો શું કરવું ?

જો હું પ્રામાણિકપણે ધારાસભાની લડતમાં માનતો હોત તો જરૂર સ્વરાજપક્ષમાં જોડાઈ જાત. તે માટે વિઠ્ઠલભાઈએ મને ઘણું સમજાવેલો. તેમનો પ્રવાસ યોજવા પણ મને કહેલું. પણ તેમને મેં નન્નો સંભળાવેલો. તેમ મારી ચૂંટણી માટે જરૂરી રકમ ખરચવા તૈયાર થયેલા શ્રીમંત મિત્રોને મેં ચોખ્ખી ના પાડેલી. પરદેશી સરકારના રાજમહેલોના ખૂની ભપકા મને નહોતા ગમતા, તેમ તેમાં પુરાઈને વાગ્યુદ્ધ ખેલવામાં મને રસ નહોતો. મારે તો શહેરની વાડીઓ અને ગામડાંની ધર્મશાળાઓ જ ગજાવવી હતી. મુઠ્ઠીભર સરકારી ખાંધીઆઓને ખંખેરવાને બદલે દેશી ભાઈ-બહેનોને અને વિરાટ જનતાને જાગૃત કરવાં હતાં. પણ હવે નવી જાગૃતિના પૂજ્ય પ્રણેતાએ જ ચરખાને સર્વોપરી સ્થાને મૂકીને મારો રસ્તો બંધ કરી દીધો.

બીજો માર્ગ રહ્યો ગુજરાતના કાર્યકરો સામે એકલે હાથે ઝૂઝવાનો. ખરું જોતાં ગાંધીજી સામે મારે લડવાનું નહોતું. તે તેમના અંતરના અવાજને અનુસરીને તેમની રણકતી ભાષામાં નવો પેગામ આપી રહ્યા હતા. મારે લડવું જોઈએ ખોટી હાજી હા ભણનારા અંધશ્રદ્ધાળુ કાર્ય-

કરો સામે. તે જ ગાંધીજીથી ગભરાઈને તેમને જાણીબૂજીને પોતાના ને પ્રજાના માનસ વિષે અંધારામાં રાખતા હતા.[1] તેમની જ ગભરુ ને પોકળ નીતિરીતિને પડકારવાનું મને મન થયું. ગાંડી ગુજરાતના આ ગાંડા સુપુત્રોની સુસ્તી બગાડવાનો વિચાર ઘડીભર મને આવ્યો. પણ બીજી જ ક્ષણે મારી શક્તિની મર્યાદાનું ભાન થયું. કોઈ પણ પક્ષ કે જૂથના સહકાર વિના હું એકલો બધાની સામે કેમ ઝૂઝી શકું?

બાકી હતું તે મારા લાગણીવશ દિલે પૂરું કર્યું. બેસંટના ને પછી ગાંધીજીના આદેશ મુજબ ગુજરાતમાં ઘૂમતાં જે અનેક મિત્રો અને સાથીઓ સાથે મેં વરસો સુધી રાતદિવસ કામ કર્યું, જેમની સાથે મળીને મેં અનેક સભાઓ ગજાવી ને પરિષદો ભરી, જેમના સાથમાં અનેક લડતો આદરીને જેલમાં ગયો, તેમની સામે મારે હવે લડવું? મેં ગુજરાતને મારું ઘર ગણ્યું, ને તેના ચુનંદા સાથીઓને મારા પ્રિય કુટુંબી ગણ્યા. હવે વહાલાની સાથે જ મારે વેર કરવું? આ સવાલે મારા દિલને છેક જ ગળગળું કરી મૂક્યું. દુનિયામાં ગમે તે કરું કે ગમે ત્યાં જાઉં, પણ મારા સગાસહોદર સમા વહાલા બિરાદરો સામે માતા ગુર્જરીના ઘરમાં તો ન જ લડું! લડવા ધારું તોયે મારા પગ ન ઊપડે ને મારી જીભ ન ચાલે!

હવે ગુજરાતના સમગ્ર મિત્રમંડળમાંથી હું દૂર ફેંકાઈ ગયો—રાજકીય નિર્વાસિત જેવો બની ગયો. મારા સામાજિક જીવનનું તો ક્યારનુંયે માંડું વળી જ ગયું હતું. મારા હૃદયની કામનાઓને વશ કરવાને મેં મારી પ્રિય ગૃહકુંજોની વિદાય લીધી હતી. તેનાં બારણાં મારી સામે

---

૧. આશરે મહિનાઓ અગાઉ બોરસદ તાલુકામાં સારી રાત પગપાળા ફરતાં મહાદેવભાઈ વગેરે મિત્રોસાથે ચરખા વિષે મારે ઉગ્ર ચર્ચા થતાં તેમણે કહેલું : 'Let as bear with the old man for some time–બાપુજીની આ વાતને થોડો વખત નભાવી લઈને તેનો અખતરો કરવો જોઈએ.' મોટા ભાગના સાથીઓ તો ખાનગીમાં ફરજિયાત કાંતવાની કલમનો સખત વિરોધ કરતાં છતાં જાહેરમાં ચૂપ રહેતા.

ભિડાઈ ગયેલાં હતાં. એક વૈરાગી દેશસેવકનું ઉત્કટ સ્વાભિમાન જાગૃત કરીને મેં મારું ચિત્ત કેવળ રાજકાજમાં ને દેશસેવામાં એકાગ્ર કર્યું હતું. તે સારુ મેં નિર્દયપણે દિલના કોમળ ભાવને બાળીને ભસ્મ કર્યા હતા. છતાં માનવસ્વભાવને વશ થઈ ને ક્વચિત અંતરમાં નજર કરતો ત્યારે ગરવા ગુજરાતના માનવ મંડળમાંથી બહિષ્કૃત થવાના વિચારથી રિબાતો.

મારા અંતરમાં આવો અંધકાર છવાયો ત્યારે મુંબઈના તાજા પ્રવાસની યાદ આવતાં નવી આશાનાં ઊજળાં કિરણ ઝબકવા લાગ્યાં. ગુજરાતનું મારું ઘર ધરતીનો છેડો ખરો, પણ સારી ધરતી તો નહિ જ. બાકીની વિશાળ ધરતીમાં મુંબઈ મને સારી રીતે પરિચિત હતી. તેમાં મારા નવા વાચન, ચિંતન ને વિચાર વિકસાવવાની મને તક હતી. તો હવે ગુજરાત છોડીને મુંબઈ કેમ ન જાઉં ?

આ વિચાર જેવો આવ્યો તેવો જોતજોતામાં તો મારા સારાએ મગજને ધમધમાવી રહ્યો. મારી એકલતાનું દુઃખ ઊડી ગયું. મારી નિરાશાનાં પડળ સાફ થયાં મારું હૈયું નાચી ઊઠયું. સારા ગુજરાત પર ભલે અંધારપછેડો પથરાયેલો હોય પણ બહાર આવો ઝળહળતો પ્રકાશ રેલાતો હોય તો ત્યાં શા માટે ન જવું ?

તે કાળે એક અંગ્રેજી શબ્દ–સંપુટ યાદ આવ્યો. કોઈ ખેડૂત તેના જૂના ખેતર ને ગામમાંથી બહાર ધકેલાઈ જાય ત્યારે Fresh fields and pastures new–તાજાં ખેતર અને નવાં ચરાણનાં સ્વપ્નાં રચે. જો ગુજરાતના વિશાળ પ્રદેશમાંથી મારી હકાલપટ્ટી થાય તો મુંબઈ જેવા નવા ક્ષેત્રમાં કેમ ન દોડી જાઉં ?

એક સંસ્કૃત ચરણ પણ મારા અંતરમાં રમી રહ્યું : आत्मार्थे पृथिवीं त्यजेत्–આત્માની મુક્તિ માટે પૃથ્વીનો પણ ત્યાગ કરવો. મારી આધ્યાત્મિક, રાજકીય તેમજ માનસિક મુક્તિ જોખમાયાં હતાં. ગુજરાતમાં રહેતાં તે હણાતાં હોય તો તે સાચવવાને ગુજરાત કેમ ન છોડાય ?

વળી કવિવર ટાગોરનું 'એકલા ચલો'[1] ગીત નવા ભાવે મારા અંતરમાં ગુંજી રહ્યું :

'તારી જો હાક સુણી કોઈ ના આવે તો,
એકલો જાને રે.
જો સૌના મો સિવાય,
ઓ રે એ અભાગી ! સૌનાં મોં સિવાય :
જ્યારે સૌએ બેસે મોં ફેરવી, સૌએ ડરી જાય;
ત્યારે–હૈયું ખોલી,
અરે તું મોં મૂકી તારા મનનું ગાણું એકલો ગાને રે...તારી૦

જ્યારે–દીવો ન ધરે કોઇ,
ઓ રે ઓ અભાગી ! દીવો ન ધરે કોઈ,
જ્યારે ઘનઘોરી તુફાની રાતે, બાર વાસે તને જોઈ,
ત્યારે–આભની વીજે,
તું સળગી જઈને, સૌનો દીવો એકલો થાને રે...તારી૦

મારી સાથે કોઈ વાત પણ કરતું નહિ ! બધા મને દેખતાં મોં ફેરવતા તેથી મારા મનને ઘણું ઓછું આવતું ! હું અભાગી, મનની વાતો કેવો મનમાં ઘૂંટયા કરતો !

છતાં હુંયે મારું દુઃખ રડીને ક્યાં બેસી રહેતો ? મારા સામું કોઈ ના જુએ તોયે દુઃખો દિલે હું એકલો જવાને તૈયાર થયેલો ! મારા માર્ગમાં પથરાયેલા કાંટાનું મને તે વખતે ભાન નહોતું ! તોયે મારા કાળજાની જલતી મશાલ હાથમાં લઈને એકલો દેશવટો લેવાને તૈયાર થયો !

મારું દિલ કપાતું હતું. મારી એક આંખ દુઃખથી રડતી તો મુંબઈ વિચરવાના વિચારથી બીજી આંખ હસવા લાગી !

---

૧. આ કાવ્ય સન ૧૯૨૧માં–ત્રણ વરસ પહેલાં–મેં 'રાષ્ટ્રગીત'માં પ્રગટ કરેલું હતું. ( જુઓ ત્રીજી આવૃત્તિ પાન ૨૮ ) આ ગીતના મહાદેવભાઈએ કરેલા અનુવાદમાંથી નીચેની ટૂંક ઉતારી છે :

કવિવરના મિશ્ર કરુણ-વીર રસની પંક્તિ મનમાં ઘુંટાતાં બન્ને રસથી હું રંગાયો-ગુજરાત છોડી મુંબઈ જવાનો મારો નિશ્ચય મક્કમ થયો.

આ વખતે મારુ અંગત જીવન એકલવાયું બન્યું હતું. મનમાં ને મનમાં ધૂંધવાતો હું ફરતો ને ભાગ્યે જ કોઈના આગળ દિલ ખોલતો. નંદલાલની અને મારી વચ્ચે અંગત સ્નેહ અને વિશ્વાસનો સંબંધ કાયમ રહેલો. છતાં ખોટમાં ચાલતી પેઢીના ભાગીઆ સગા ભાઈઓની માફક અમે એકબીજાની સામે ચડભડતા. ડા૦ સુમંત ભાગ્યે જ અમદાવાદ આવતા. બીજા સાથીઓ છેક જ અળગા ભાગતા.

માત્ર અનસૂયાબેનથી હું મારું દુઃખ છુપાવી ન શક્યો. વરસો સુધી મારાં દુઃખસુખની વાતો અજબ દિલસોજીથી સાંભળીને તે મોટાં મનનાં મોટાં બહેન તરીકે મારા અંતરમાં વસી ગયા હતાં. હોમરૂલના દિવસમાં અમે અનેક ગામડે સાથે ફરેલાં. તે પછી અમારા કાર્યની દિશા બદલાઈ ગયેલી. વલ્લભભાઈ સાથે દૃષ્ટિભેદને લીધે તે કોંગ્રેસના તંત્ર સાથે ઔપચારિક સંબંધ જ રાખતાં. તેમની પૂરી શક્તિ અને સમય તે મજૂર મહાજનને આપતાં. અગાઉ પ્રાંતિક સમિતિના મારા રાજીનામાથી તે દુઃખી થયેલાં ત્યારે તેમણે અંત્યજ-ભીલના આશ્રમો માટે ઉદાર સહાય આપેલી. શહેરના શોષાતા કામદારો માટે અહર્નિશ લડનારાં એ બહેન ગુજરાતની દલિત પીડિત સમાજના મારા સેવાકાર્યની હંમેશ કદર કરતાં. ગાંધીજીની તાજી ચરખાનીતિમાં તેમને પૂરી શ્રદ્ધા હતી. તેથી ગાંધીજીને લખેલા મારા પ્રકટ પત્રો વાંચી તે દુઃખી થયેલાં. છતાં મારા પ્રામાણિક મતભેદની તેમજ સાથીઓ સાથે અણબનાવની તે કદર કરતાં ને મને ધીરજ રાખવા શાણી શિખામણ આપતાં.

ચરખાના મતાધિકાર વિષે ગાંધીજીનો લેખ પ્રકટ થયો કે તરત મેં અનસૂયાબહેન આગળ મારા મનનો ઊભરો ઠાલવ્યો. તેમજ થડકતે

હૈયે અને લોચાતી જીભે મેં અમદાવાદ છોડી મુંબઈ જવાનો વિચાર તેમને જણાવ્યો. થોડા દિવસ મન છૂટું કરવાને ટૂંકી સફર કરવામાં તેમણે સંમતિ આપી. પણ જ્યારે મારા ચહેરા પર ઘેરી વિષાદની છાયા જોઈને અમદાવાદ કાયમને માટે છોડવાની વૃત્તિ તેમણે પારખી ત્યારે તે બહુ દિલગીર થયાં.

વિશાળ દુનિયાના પ્રવાસી એ બહેનને અમદાવાદનો ત્યાગ કરવાની મારી નેમ ન જ રુચિ. તેમની અધીરી ઊલટ તપાસમાં મેં કહ્યું: 'હાલ તો મુંબઈ જઈશ. અત્યારે મેં કશું નક્કી નથી કર્યું. ગમશે તો ત્યાં રહી જઈશ અહીંયાં તો નથી જ ગમતું.' મારા દિલની બધી વાત તે નહોતાં જાણતાં તેથી મારા આ બોલથી તે ચોંકી ગયાં.

'ઇન્દુલાલ! અહીં ગમે તે કામ કરો. પણ અમદાવાદ તો ન જ છોડાય'[1] બડી બહેનના ઉત્કટ આગ્રહથી અનસૂયાબહેને આદેશ આપ્યો.

'પણ હું કરું શું? અહીં તો આખી દુનિયા મને ખાવા ધાય છે!' મેં દીનભાવે કહ્યું.

'તમે તો યુગધર્મ ચલાવો છો ને પુસ્તકો પ્રકટ કરો છો. તો તે કામ આગળ ચલાવો.'

'યુગધર્મ તો દૂર રહીને પણ ચલાવાય. બાકી ચોપડીઓના ખાતામાં તો ભારે ખોટ ગઈ છે તેથી બંધ જ થશે,' મેં પહેલી જ વાર મારી મુસીબત રજૂ કરી.

'એ કામને માટે જોઈતા પૈસા મળે તો તો અહીં રહીને ચલાવો ને?' અનસૂયાબહેને મારી લેખન-પ્રકાશન વૃત્તિને જાગૃત કરી.

'તો તો જરૂર અહીં રહી જાઉં.' હું બહેનના આગ્રહને શરણે થયો.

---

૧. અમે અનેક વાર બહારગામથી પાછા અમદાવાદ આવી મળતાં ત્યારે તે હમેશાં કહેતાં: 'મુંબઈને મુકાબલે અમદાવાદ ગંદા ગામડા જેવું દેખાય છે. તોયે અહીંયાં જ કેવું ઘર જેવું લાગે છે!' આ વિષે એકમત થતાં અમે બહુ જ ખુશી થતાં.

તરત તેમણે વીજળિક વેગે મગજ દોડાવવા માંડ્યું. તેમનાં પિત્રાઈ નિર્મળાબહેન કંઈ સારા કામમાં પૈસા આપવાની ઇચ્છા રાખતાં. યુગ-ધર્મ કાર્યાલય માટે કંઈ રકમ તેમની પાસેથી મેળવવાની વાત અન-સૂયાબહેને કરી. સાથે તેમના ભાઈ અંબાલાલની સંમતિની આવશ્યકતા પણ જણાવી. છેવટે તેમને બધાને એક દિવસ મળવાનું નક્કી થયું.

અનસૂયાબહેનની સૂચનાથી થોડા જ દિવસમાં હું અંબાલાલને શાહીબાગને બંગલે મળવા ગયો. ત્યાં અનસૂયાબહેન, નિર્મળાબહેન, અંબાલાલ અને તેમનાં કુટુંબીઓ હાજર હતાં.

ઔપચારિક સત્કાર-વચનો પૂરાં થયાં પછી અનસૂયાબહેને આ મિલનનો હેતુ સમજાવ્યો. મારા માસિક ને પ્રકાશન કાર્યની પિછાન તેમણે આપી. મોટે ભાગે ગાંધીજીના વિચાર ને કાર્ય વિષે જ પુસ્તકો પ્રકટ કરતાં મને આવેલી ખોટની મુસીબત સમજાવી. પણ જો પૂરતાં નાણાંની મદદ મળે તો કાર્ય આગળ ચલાવવાની મારી મરજી જણાવી.

તેમની વાત પૂરી થતાં મેં નિર્મળાબહેન તરફ જોયું. તેમણે અંબાલાલ પર નજર ફેરવી. પછી સત્તાધારી વહીવટકર્તાની અદાથી અંબાલાલે વાતનો દોર હાથમાં લીધો. તેમણે મીઠાશથી મારી જૂની ઓળખાણ તાજી કરી અને મારી શક્તિ અને પ્રામાણિકતા પર પૂરી શ્રદ્ધા દાખવી. આવી યશસ્વી પ્રવૃત્તિ માટે નાણાંની જરૂરી જોગવાઈ કરવાની તેમણે મરજી બતાવી. ચર્ચા આગળ ચાલતાં તેમણે એક નાનીશી શરત મૂકી :

'બીજું બધું તો બરાબર. માત્ર તમારે પુસ્તકો છાપતાં પહેલાં મને બતાવવાનાં રહેશે' તેમણે વેધક નજર મારા પર તાકતાં કહ્યું.

'તેની કંઈ જરૂર નથી. આજ સુધી પ્રકટ કરેલાં પુસ્તકો તમે જોશો તો તમને તે બાબતમાં ફિકર કરવાની જરૂરી નહિ લાગે.' મેં પૂરી ખાતરી આપતાં કહ્યું.

પણ તેમનું મન માન્યું નહિ. મને તેમનો વાંધો સમજાયો નહિ.

તેમનો ધંધો તે ચલાવે તેમ હું મારી આવડતનું કામ સ્વતંત્રપણે કેમ ન કરી શકું? મારા કામના અજાણ્યુ માણસ મને શું માર્ગદર્શન આપી શકે?.

'પણ તમે તો લેનિનનું કંઈક પુસ્તક છાપો તો?' અંબાલાલે તેમના મનની ગૂંચ જણાવી.

મેં કદી લેનિનનું જીવનચરિત્ર કે પુસ્તક પ્રકટ કરવાનો વિચાર સરખો કરેલો નહિ. રશિયાની ક્રાંતિ વિષે આગળ કંઈક લેખ યુગધર્મમાં પ્રગટ થયેલા અને લેનિન વિષે રશિયાના લેખક ગોર્કીનો એક લેખ[1] તાજેતરમાં જ એ માસિકમાં ઉતારવામાં આવેલો. તે જોઈને કે ગમે તે કારણુર્થ અંબાલાલે જે સવાલ પૂછ્યો તે મારા સ્વાભિમાનને પડકારરૂપ લાગ્યો, ને મારો પિત્તો ઊછળ્યો.

'લેનિન વિષે પુસ્તક જરૂર છાપું. તેને વિષે પણ આપણા લોકોએ કંઈ જાણવું તો જોઈએ જ.' મેં સામો પડકાર ફેંક્યો.

'તો આપણે ન બને.' અંબાલાલે નિશ્ચયાત્મક સ્વરે વાત સમેટી લીધી.

'તો કંઈ નહિ.' હું પણ એટલો જ મક્કમ રહ્યો.

આમ આ વાત પડી ભાંગી. બન્ને પક્ષની આવી અકડાઈ જોઈને વધારેમાં વધારે દુઃખી અનસૂયાબહેન થયાં હશે. હવે મારા ગરમ મગજને રોકવાનો કોઈ ઉપાય રહ્યો નહિ. ફરી તેમને ઘેર મળવાનું કહીને હું રસ્તે પડ્યો.

---

૧. આ લેખ પ્રગટ કરતાં અનુવાદક નંદલાલે નોંધમાં લખેલું: 'રશિયાના હૃદયનાથ નિકોલાય લેનિન વિષે રશિયાના સુપ્રસિદ્ધ લેખક મેક્સિમ ગોર્કીએ પોતાનાં સંસ્મરણો બહાર પાડ્યાં છે તેનો આ છાયાનુવાદ છે. આ સંસ્મરણો વાંચતાં એશિયાના વીસમી સદીના બે મહાન કર્મવીરો લેનિન અને ગાંધી વચ્ચે જે સામ્ય તરી આવે છે તેની તુલના કરવાનું વાચક વર્ગને જ સોંપું છું.'—'યુગધર્મ,' પુ. ૪, અં. ૫, પા. ૩૫૩.

થોડા જ દિવસમાં મેં મુંબઈ જવાનો નિશ્ચય કરી લીધો. મારા સાથી નંદલાલ સાથે જરૂરી વાત કરી લીધી. આમ તો થોડાં અઠવાડિયાંની જ મેં રજા લીધી. 'યુગધર્મ' માટે લેખ અને નોંધ કંઈક લખીને સોંપ્યા—બાકીનાં લખી મોકલવાની મેં પૂરી ખાતરી આપીને તેમને નિશ્ચિંત કર્યા.

મારું નાનું ઘર તે વખતે નર્મદાશંકર ચલાવતા. તે ત્યાં રહેવાના જ હતા, તેથી કંઈ સોંપણી કરવાની નહોતી. માત્ર મારા અંતરમાં એમ વસી ગયું કે હું ફરીથી અહીં નહિ જ આવું. છએક વરસથી અમદાવાદમાં રહેતાં જે ઘરવખરી, કબાટ, પુસ્તકો વગેરે ભેગાં કર્યાં હતાં તેની મને જરાયે મમતા નહોતી. માત્ર થોડાં કપડાં ને બેચાર ચોપડીઓ મારા ખાદીના થેલામાં નાખીને હું એકલો ઘેરથી ચાલી નીકળ્યો.

સ્ટેશને જતા પહેલાં નમતા પહોરે હું અનસૂયાબહેનની રજા લેવા ગયો. તેમને પણ થોડા દિવસ મુંબઈ ફરી આવવાની વાત મેં કરી. પણ તે વિચક્ષણ બહેન મને પૂરો પામી ગયાં. તે સમજી ગયાં કે આ જિદ્દી માણસને એટલો વળ ચડ્યો છે કે હવે પાછો નહિ આવે.

કંઈક ગળગળાં થઈને તેમણે મારો સત્કાર કર્યો. મને ખાસ ભાવતો અલ્પાહાર પીરસતાં તેમણે પૂછ્યું: 'મુંબઈ જઈને શું કરશો ?' આ સવાલ મેં હજી વિચાર્યો જ નહોતો. અમદાવાદથી છૂટવાનું પહેલું ધ્યેય હતું. છતાં થોડા ગાળા ચાવીને મેં કહ્યું : હું વાંચીશ, મિત્રોને મળીશ ને છાપાંમાં કંઈક લખીશ.

તેમણે અમારા કાર્યાલયના નિર્વાહ વિષે પૂછ્યું ત્યારે મારા સ્વતંત્ર લેખનકાર્યંથી કંઈક કમાણી કરીને અહીંનો ખાડો પૂરવાનો તુક્કો લગાવ્યો—જોકે ત્યાં સુધી આવી રીતે હું રાતી પાઈ કમાયો નહોતો.

'પાછા ક્યારે આવશો ?' તેમણે પૂછ્યું, ત્યારે હું છેક જ મૂંઝાયો.

મારા દિલમાંથી મેં અમદાવાદ ભૂંસી નાખ્યું હતું. મારે માટે કશું આવવાપણું રહ્યું જ નહોતું. છતાં મન મારીને મેં કહ્યું : વહેલો મોડો આવીશ તો ખરો જ, પણ ચોક્કસ તો મુંબઈ જઈને નક્કી થાય.

આમ વાતો ચાલ્યા કરી. તે વખતે શંકરલાલ ખાદીપ્રચારના કામમાં રોકાયેલા હતા. તેમની અને બીજા મિત્રોની વાતો પેટ ભરીને જાણે છેલ્લી વાર મેં કરી લીધી. ગાડીનો વખત થયો ત્યારે મારી ઝોળી ખભે ભેરવીને હું ઊભો થયો. અનસૂયાબહેન દરવાજા સુધી મને વળાવવા આવ્યાં :

'આવજો...વહેલા આવજો—' આવા કંઈ શબ્દો તેમણે કહ્યા તેનો યોગ્ય જવાબ આપી હું ચાલી નીકળ્યો.

ગરવી ગુજરાતની પરમ વિભૂતિરૂપ એ પ્રભાવશાળી બહેનની વિદાય લઈ હું સ્ટેશનને માર્ગે વિચર્યો ત્યારે મહામુસીબતે દબાઈ રહેલાં આંસુ આંખમાં ઊભરાયાં. તેને જેમ તેમ લોહીને હું આગળ ચાલ્યો.

સમી સાંજે મુંબઈના મેલમાં બેસીને હું વાટ કાપતો ગયો ત્યારે મારું મગજ હેલારે ચડ્યું. વરસોના ગુજરાતનાં કાર્ય અને અમદાવાદના જીવન વિષે વિષાદમય વિચારો છેલ્લા કેટલાય મહિનાથી મનમાં ઘોળાતા હતા તે સામટા ઘેરી વળ્યા.

અનસૂયાબહેનના ઊભરાતા વાત્સલ્યભાવમાં મેં ગુજરાતની પ્રજા સમસ્તના પરમ પ્રેમનું દર્શન કર્યું. માતા ગુર્જરીની હૂંફાળી ગોદમાં આટલાં વરસ સમાયા પછી હું તેને છોડી કેમ જાઉં છું ? એ સવાલ ફરી મારા અંતરને કોરી રહ્યો.

કેવા થનગનતા દિલે ૧૯૧૬માં કેળવણી પરિષદ ભરવા, ૧૯૧૭માં હોમરૂલનો જંગ ખેલવા અને ૧૯૧૮થી ગુજરાતમાં કાયમનો વાસ કરવા

મેં મુંબઈની મોહિની છોડી હતી? છેલ્લાં ૭ વરસમાં સારાય ગુજરાતની ધરતીમાં મારા દિલનાં મૂળિયાં કેવાં ઊંડાં ઊતરી ગયાં હતાં અને તેના પર પ્રજાપ્રેમનાં વારિ સિંચાતાં તે કેટલાં દૃઢ અને મજબૂત થયાં હતાં? હવે ગુજરાતમાં જડાઈ ગયેલા મારા દિલને ખેંચી કાઢતાં તે કેટલાં છિન્નભિન્ન થશે અને તેમાંથી કેટલાયે લોહીનાં આંસુ ઊભરાશે?

ગુજરાતની ભૂમિ અને વનસ્પતિ, તેનાં ખુલ્લાં ખેતર અને ચોપાસ ઝૂકતી વૃક્ષાવલિ: આ બધાનો હું કેવો પ્રેમળ ભક્ત બની ગયો હતો? હવે તેને પરાણે છોડતાં મારું હૃદય કેવું કપાશે અને તેમાંથી કેવો ઝખમ વહેશે?

મા ગુર્જરીની કે તેનાં સંતાનોની માયા આટલાં વરસમાં ઘટવાને બદલે છેલ્લા દિવસ સુધી વધ્યે જ ગઈ હતી. કમનસીબે જે સાથીઓના સંગમાં હું સર્વની સેવા કરતો તે જ મારાથી વિમુખ થઈ બેઠા! તેમણે તેમનું મોં ફેરવતાં મારે આજે મારા વતનમાંથી ઉચાળા ભરવા પડે એ મને અસહ્ય લાગ્યું.

જમાનાઓથી ગાંડી ગુજરાતના પ્રજાજનોને કોઈ કોઈ સાધુ-મહાત્મામાં શ્રદ્ધા બેસતાં તેમની કંઠી પહેરવાની અને તેમના બધાય આચારવિચાર અપનાવવાની ટેવ પડેલી. એવા ગુરુઓ પોતાના કંઈ ઉત્કટ અને અસાધારણ પ્રભાવથી કોઈ લોકોને પ્રભાવિત કરીને તેમના અંતરમાં સામ્રાજ્ય સ્થાપે અને પછી તાત્કાલિક ભાવના પૂર શમી ગયા પછી પણ તેમના ભક્તો જુનવાણી મૂર્તિપૂજક બનીને અંધશ્રદ્ધાથી, પોકળ બનેલાં સૂત્રોનું પોપટિયા ઉચ્ચારણ કર્યા કરે. આથી અસલના જીવંત આચારવિચાર અર્થહીન કર્મકાંડ જેવા બની જાય અને તેનાં મૂળ અંતરમાં ખવાઈ જતાં, તે બધા ઉપરચોટિયા, વિકૃત અને દંભરૂપ થઈ જાય.[1]

૧. સરખાવો : ટેનિસનની ટૂંક

આવી ગુરુપૂજા અને નિર્જીવ આચારવિચારનો હું કૉલેજકાળથી કટ્ટર વિરોધી બનેલો. હિન્દ સેવક સમાજના સુધારક અગ્રેસરો જૂની ગુરુપૂજા અને અંધશ્રદ્ધા વિરુદ્ધ ખુલ્લો પ્રચાર કરતા. ગાંધીયુગમાં સન ૧૯૨૧ના જુવાળ દરમ્યાન કવિવર ટાગોરે અંધશ્રદ્ધાળુ ચરખાવાદની સખત ટીકા કરેલી. હવે તો એ ચરખાપૂજાની અતિશયતા થતી હતી. ગોખલે અને ટાગોરને પંથે પળીને હું ગુજરાતમાં ગાજી રહેલા ચરખાના પોકળ નાદને ન સાંખી શકું તેમાં મારો શો દોષ? અને છતાં મારા અસલી સુધારક માનસને કાયમ રાખું તો મારે વહાલી ગુજરાતને પ્રણામ કરવા પડે એવી કારમી કમનસીબી મારે માટે સરજાઈ!

આવા રાજકીય વિપર્યયની સાથે છેલ્લાં આઠેક વરસ દરમ્યાન ગુજરાતની માનસિક આબોહવામાં થયેલો પલટો પણ મને સતાવી રહ્યો. સન ૧૯૧૬–૧૭માં અમદાવાદમાં અને બીજાં શહેરોમાં હું વકીલોને, વેપારીઓને, સુશિક્ષિત ને સંસ્કારી સ્ત્રીપુરુષોને મળતો ત્યારે બધાંયે સમાજની સર્વાંગી પ્રગતિ માટે રજૂ થતી અવનવી યોજનાઓ કેવી જિજ્ઞાસુ વૃત્તિથી વિચારતાં? તેમ દેશ ને પરદેશમાં પ્રવર્તતા વિવિધ વિચારોની, કેવી ઊભરાતા રસથી ચર્ચા કરતાં? મારા જેવો ભાવનાશીલ પણ બિનઅનુભવી જુવાન મોટમોટા પ્રતિષ્ઠિત અગ્રેસરો સાથે મ્યુનિસિપાલિટીના કે કેળવણીના વિષયમાં કંઈ દરખાસ્ત મૂકતો ત્યારે તેઓ કેવા ઉત્સાહથી તે સત્કારતા અને તેને અમલમાં મૂકવાને કેવું પ્રેરક પ્રોત્સાહન આપતા? પીઢ વકીલો નવી પરિષદ કે કાર્યમાં સહે-

Old order changeth, yielding place to new
God fulfills himself in many ways,
Lest one good custom corrupt the world.

જૂનો વફાદાર બેડીવીર તેના અંગ્રેજ રાજા આર્થરની રજા લે છે ત્યારે રાજા આ વેણ ઉચ્ચારે છે.

લાઈથી આગેવાની લેતા તેમ મોટા મિલમાલિકો જોતજોતામાં સારી રકમ આપતા. એ વાતાવરણમાં કોઈ સંસ્કારી ગૃહસ્થો ને શ્રીમંતો દેશપરદેશનાં શિષ્ટ પુસ્તકો વસાવતા અને આવાં વિવિધરંગી સાહિત્યની લહાણ કરવામાં અને તેની ચર્ચા જમાવવામાં ગૌરવ અનુભવતા.

તે પછી યુગપુરુષ ગાંધીજીએ દેશના તેમ ગુજરાતના સમગ્ર જીવનને રાષ્ટ્રીય ને નૈતિક ધોરણસર વાળવાને ભગીરથ પ્રયાસ આદર્યો. વિશુદ્ધ સ્વરાજનો મંત્ર સર્વને આપીને તે હાસલ કરવાને ભારે બલિદાન આપવાનો અને શિસ્તબદ્ધ શાંતિમય ધોરી માર્ગે આગેકૂચ કરવાનો તેમણે આદેશ આપ્યો. છેવટે સન ૧૯૨૪માં તેમણે ચરખાના મતાધિકારનું એકમાર્ગી શાસન આપ્યું, ને તેથી ચોપાસ ખાદીધારી કાંતનારા ચુસ્ત સેવકોનુ એક સાંપ્રદાયિક મંડળ જામી ગયું. છતાં તે વખતે પણ ગાંધીજીની બુદ્ધિ કદી કુંઠિત થઈ નહિ તેમ તેમનું દિલ સંકુચિત થયું નહિ. તેથી જ બેસંટ અને શ્રીનિવાસ શાસ્ત્રી સાથે મળીને બેલગાંવ કોંગ્રેસ પહેલાં, સર્વ પક્ષોનો સમન્વય સાધવાને તે પ્રવૃત્ત થયા. પણ ગુજરાતભરનાં તેમના અનુયાયી વર્તુલોનું સંકુચિત માનસ વધારે ને વધારે જડ અને અસહિષ્ણુ થતું ગયું અને તેમનું જીવન ઘણે અંશે સાંપ્રદાયિક આચાર-વિચારથી ને સ્વાર્થી બાહ્યાડંબરથી કલુષિત થતું ગયું. અસલ ગુરુના જે પ્રેમભાવ અને ઉચ્ચદર્શનની ભૂમિકાને ન પહોંચી શકાય તેને કૃત્રિમ રીતે દેખાડવાને તેમના પંથીઓ મથે ત્યારે બીજું શું પરિણામ આવે ?

ગાંધીના સ્વરાજસંગ્રામના જુવાળમાં, બુદ્ધિજીવી વકીલો અને સંસ્કારી શ્રીમંતો અગ્રણી મટી વિરોધી, તટસ્થ કે સહાયક બન્યા ત્યારે સમાજમાં તેમનું વર્ચસ્ ઘટી ગયું. તેમના વાંચનચિંતનના અને સભા-મિલનના અખાડા પણ ઝાંખા પડયા. એકંદર પ્રજામાનસ એક ધોરી માર્ગે ઝડપી કે મંદગતિથી વહેતું થયું ત્યારે નિરુત્સાહી બનેલા સુશિક્ષિત વર્ગની બુદ્ધિની પાંખડીઓ બિડાતી ગઈ. થોડા જ ખાદીધારીઓનાં દિલ સ્વરાજપ્રાપ્તિ માટે અને ચરખા પ્રવૃત્તિ માટે ઝનૂની બન્યાં ત્યારે ઘણાં વધારેનાં, રાજકીય પ્રતિષ્ઠા સાચવવાને ઉત્સુક ને આડંબરી થયાં.

એકંદર ૧૯૧૬ની બુદ્ધિજીવનની અને મુક્ત ચર્ચાવિચારણાની ગુલાબી હવાને બદલે નવા ઉપલક્રિયા ચરખાવાદના બસૂરા વિતંડાવાદથી મારું મુંબઇગરું માનસ ગૂંગળાઈ ગયું.

હવે ઊંડા અભ્યાસ કે વાંચનની, બુદ્ધિ ને જ્ઞાનની ઝાઝી કિંમત રહી નહિ. જે કંગાળ કરોડોને માટે કે સામાન્ય જનતા માટે સ્વરાજ લેવાની વાતો થતી તેમને માટે સ્વયંભૂ ઉત્સાહ કે ઊભરાતા પ્રેમની કંઈ ગણના રહી નહિ. ચાલુ ચીલે જે વિચારે ને ચાલે તે જ દ્વારકાની છાપ મેળવી સાચો દેશસેવક ગણાય. બાકી મારા જેવા ગમે તેવા ભાવનાશાળી ને ચિંતનશીલ સેવક અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ ને અબોળ કાટલા જેવા નકામા ને અડચણરૂપ જ ગણાય. જે ગુણને લીધે પહેલાં તેનું ચોપાસ ગૌરવ થતું તેને લીધે જ તે હવે છેક હડધૂત થાય એ તેને કેટલું અસહ્ય લાગે?

જાહેર જીવનમાં થતી હકાલપટ્ટીનું દુઃખ ચણચણતાં, મારા અંગત જીવનના જખમ પણ ઊભળી ઊઠ્યા. મહામુસીબતે, દિલનું જે દર્દ મેં વિસારે નાખ્યું હતું, તે હવે ગુજરાત છોડવાની ઘડીએ મને ઓચિંતું સાલવા લાગ્યું.

ગુજરાતની મોહિનીમાં પહેલેથી જ તેની ગૃહકુંજોની માયા કેટલી સમાયેલી હતી તે તો કોણ જાણે. પછી એ કુંજોની અને તેની દેવીઓની ભક્તિ ઘણી જ વધી ગઈ હતી. તેનો અતિરેક થતાં તે સખત નિશ્ચયથી દાબીને મેં આત્માભિમાની વૈરાગ્યભાવ કેળવ્યો હતો. છતાંયે ગુજરાતમાં હું વિચરતો ત્યાં સુધી તો એ પ્રિય સત્ત્વોનું સાન્નિધ્ય મને અજાણ્યે હૂંફ આપતું. ગમે ત્યારે નવા નિષ્કામભાવથી પણ તેમનાં દર્શન કરવાની ઝાંખી આશા હું સેવતો. ક્વચિત દૂરથી, ક્વચિત સમીપથી, તેમનાં દર્શન કરી હું કંઈક આશ્વાસન પામતો, કંઈક પ્રેરણા મેળવતો.

હવે તો ગુજરાતનો સીમાડો વટાવું છું તો એ પ્રિયજનોને ક્યારે નીરખીશ ? તેમની રંગબેરંગી ફૂલથી શોભતી વેણીની સુગંધ હું ક્યારે પામીશ ? તેમનાં મનોહર મુખડાં હું ક્યારે નિહાળીશ ? તેમના મીઠા સ્વર અને મર્મસ્પર્શી ગીત હું ક્યારે સાંભળીશ ? એ માતાઓનું વાત્સલ્ય, એ ભગિનીઓનો અતિથિસત્કાર, એ પ્રિયજનોની સ્નેહસુવાસ, આ અવનીમાં મને ક્યાં સાંપડશે ? 'રૂપગુણમાં નહિ જોડ' એવી ગરવી ગુજરાતણ બીજે ક્યાં મળશે ? તેના વિનાની દુનિયામાં કેમ ગમશે ?

આવાં મીઠાં સ્મરણોએ મારા દિલમાં આગ લગાડી. શાં પાપે મારે ગુજરાતની આવી મીઠી વીરડી તજીને દૂરના ઉજ્જડ રણમાં જવું પડે ? ગમે ત્યાં જઈશ ત્યાં આ પ્રિય દર્શનનો વિયોગ મારા દિલડાને બાળશે, એ સ્નેહીઓને શોધતાં ભવાટવીમાં અથડાઈશ !

આ દીન દશાએ પહોંચતાં ફરી મારી કર્તવ્યશક્તિ જાગૃત થઈ.

હું બત્રીસ વર્ષની પાકટ વયે પહોંચ્યો હતો. મારી શક્તિ અને ઉત્સાહ અખંડ હતાં. ગુજરાતના જીવન દરમ્યાન ગાંધીજી અને બીજા સાથીઓ પાસેથી ઘણું શીખ્યો હતો. મારા પુરુષાર્થથી હું કંઈ ઘડાયો હતો. આ ભાથું બાંધીને હું ફરી મુંબઈનગરીમાં જાઉં છું. ત્યાં નવી દુનિયામાં નવું જીવન હું કેમ શરૂ ન કરું ? ગુજરાત ગમે તેવડું છે પણ દેશ અને દુનિયા આગળ તો નાનું જ છે. હવે નવા ઉત્સાહથી નવી દુનિયામાં નવું જીવન શરૂ કરવાના કોડ ધીમે ધીમે અંતરમાં જાગતા ગયા.

નવા પ્રસ્થાન માટે મારી પાસે કંઈ સાધનસામગ્રી નહોતી. ખીસામાં થોડા જ પૈસા હતા. નવા મેળવવાની કંઈ ફિકર કે વ્યવસ્થા નહોતી. તરત તો મિત્રોને ઘેર જ રહેવા ધારેલું. અલબત્ત, કાયમ તો કોઈ ને ઘેર ન રહેવાય. જો મુંબઈમાં રહું તો થોડા વખતમાં મારે સ્વાશ્રયી થવું જ પડે. તે માટે જોઈએ ઓટલો ને રોટલો, પુસ્તકો ને નવરાશ

એટલી સામગ્રી સુલભ હતી. તેથી મુંબઈમાં નવો જીવનવિહાર કરવાનાં શમણાં રચતાં હું નિદ્રાધીન થયો.

સવારે હું જાગ્યો ત્યારે ગુજરાતની હદ અને રાત્રિનો અંધકાર વટી ગયાં હતાં. નવી ધરતી પર સૂર્યનારાયણનો પ્રાતઃકાળનો ઉજ્જ્વળ પ્રકાશ મને નવી આશા અને આનંદ આપી રહ્યો.



# પરિશિષ્ટ

**આ પુસ્તકના લેખકે સન ૧૯૨૨–૨૩ દરમ્યાન જેલમાં અને બહાર લખેલા લેખ અને એક પત્ર અત્રે આપ્યા છે. છેલ્લા લેખ સિવાયના લેખ અને પત્ર 'નવજીવન'માં પ્રગટ થયા હતા.**

## તૈયાર થાઓ !

(નવજીવન તા. ૧–૪–૧૯૨૩માંથી)

ગુજરાત બલિદાન આપતું જાય છે, પણ તે ધીમે ધીમે. વળી સરકારના બોલાવ્યા આપણે જેલ જઈએ છીએ, જેલ જવાની જ ખાસ પ્રવૃત્તિ કરીને નહીં.

મહાત્માજીના ગયા પછી આમ એક વરસ વહી ગયું, પણ આટલેથી જ કેમ ચાલશે ?

ગયાજીમાં સવિનયભંગની લડત માટે ૩૦મી એપ્રિલ સુધી તૈયારી કરવાનું ઠરાવ્યું, તેથી પરોક્ષ રીતે મે માસના અરસામાં લડત માંડવાની આપણને આશા આવી. પહેલી મેનો કસોટીનો દિવસ નજીક આવતો જાય છે. તે દિવસે પ્રચંડ અગ્નિ પ્રગટાવવો હોય તો આજથી જ રાષ્ટ્રયજ્ઞમાં વધારે ને વધારે બલિદાન હોમતા જવું જોઈએ.

હવે આપણે સરકારના આમંત્રણની વાટ ન જોઈએ. હવે તો સરકારને લડાઈનું કહેણ મોકલીએ અને તેને સમરાંગણમાં ભેટીને સ્વરાજ્ય મંદિરમાં સંચરીએ. અત્યાર સુધીની રીતથી કવચિત પ્રજા નરમ પડવાનો

સંભવ રહે, પણ નવી રીતથી ચુનંદા સિપાઈઓને લડતમાં વળાવતાં પ્રજા પ્રેમશૌર્યના પાઠ શીખશે.

જબલપુરમાં રાષ્ટ્રીય ધ્વજની લડત ઝબકી ઊઠી તેના તેજથી આટલે દૂર આપણે પણ જાગૃત થયા. એવી લડત આપણે પણ ઉપાડી શકીએ. પણ 'નવજીવન' જેવા સ્વરાજ્યધ્વજ પર સરકાર પ્રહાર કરે છે અને કાકા કાલેલકર જેવી જાગતીજોધ ધજાઓને સરકાર ખેરવે છે તેને માટે આપણે શું કર્યું ? જબલપુરના વીર પુરુષોને ખરેખરા ધન્યવાદ આપવો હોય તો આપણે પણ વાજતેગાજતે સરઘસ કાઢી રાષ્ટ્રીય ધ્વજનો ઉત્સવ કરવો જોઈએ, અને કાકાસાહેબના દોષિત ગણેલા લેખોનો હજારો માણસોએ મળીને પાઠ કરવો જોઈએ.

ધજાની બંધીનો હુકમ તોડવા માટે પંડિત સુન્દરલાલે ૧લી એપ્રિલની વાટ ન જોઈ. આપણે પણ માથે આવી પડેલી ફરજ એક ક્ષણની પણ રાહ જોયા વિના પાળવી જ જોઈએ.

તો જ ગુજરાતમાં કજળતો ઉત્સાહ ફરીથી જાગૃત થશે. થોડા થોડા જેલ જવા માંડશે તો જ સૈનિકોની ભરતી વીજળીને વેગે ચાલશે, મે માસમાં તુમુલ યુદ્ધ મચાવી શકાશે, અને ગાંધીજીના ગુજરાતની આબરૂ રહેશે.

એપ્રિલ માસ એ આખા દેશને માટે રમઝાનના જેવો મહિનો છે ચાર વરસ ઉપર આપણાં હજારો ભાઈબહેનોએ તે માસમાં ભારે કષ્ટ સહન કર્યું હતું. આપણે જ્ઞાનપૂર્વક તેનો થોડો અંશ પણ સહન નહીં કરીએ તો સત્યાગ્રહનો પંથ જોખમમાં આવશે.[1]

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

---

૧. ૬-૪-૨૩ના રોજ જેલ જતા પહેલાં જે મુદ્દા મેં 'યુગધર્મ'ની નોંધમાં રજૂ કરેલા, તે ટૂંકમાં અહીં આપ્યા છે.

# ગુજરાતની અંત્યજ પ્રવૃત્તિ

( નવજીવનનો અંત્યજ અંક તા. ૫-૪-૧૯૨૩માંથી )
[ પ્રચાર સમિતિની પત્રિકા નં૦ ૯ ]

ગુજરાત પ્રાંતિક સમિતિની જે બેઠક નડિયાદમાં તા. ૧૯-૨-૨૩ ના રોજ મળી હતી તેમાં અંત્યજ સેવામંડળ તરફથી ચલાવવામાં આવતી જુદી જુદી સંસ્થાઓના નિભાવ માટે રૂ. ૨૨૧૮૦) અંકે બાવીસ હજાર એક સો એંશી મંજૂર કરવામાં આવ્યા હતા, તેમજ ટિળક ફાળાને અંગે અંત્યજોને માટે ખાસ રૂ. ૨૫૦૦૦) પચીસ હજારની ઇલાયદી માગણી કરવાનો ઠરાવ થયો હતો. તેથી એ મંડળના કાર્ય વિષે અત્રે માહિતી આપવામાં આવે છે.

સન ૧૯૧૭ પહેલાં ગુજરાતમાં કોઈ કોઈ ઠેકાણે અંત્યજ શાળાઓ ચલાવવામાં આવતી હતી. પણ રાજકીય કામને અંગે અંત્યજોની ઉન્નતિનું કાર્ય તો તે વર્ષના નવેમ્બર માસની ૪થી તારીખે જ ગોધરામાં શરૂ થયું મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા નીચે ત્યાં ગુજરાત રાજકીય પરિષદની પહેલી બેઠક મળી. તેને છેલ્લે દિવસે તેમણે પરિષદમાં આવેલાં સહુ ભાઈ-બહેનોને તેમની સાથે અંત્યજ વાડામાં જવાનું આમંત્રણ આપ્યું. તેથી લગભગ પહેલી જ વાર ગુજરાતના આગેવાન અને ઉત્સાહી સ્ત્રી-પુરુષો ભેગાં મળીને અંત્યજ વાડામાં ગયાં. ત્યાં સૌની સરસ મિશ્ર સભા થઈ. પછી ગોધરાના અંત્યજોની સ્થિતિ સુધારવાને કંઈ કાયમનું પગલું લેવાના હેતુથી ગાંધીજીએ ત્યાં અંત્યજ શાળા સ્થાપવાનો વિચાર જાહેર કર્યો અને એ ત્રણ વર્ષ સુધી ચાલે તેટલાં નાણાં ત્યાં જ મળી ગયાં પછીથી થોડા જ વખતમાં હિન્દ સેવા સમાજના સભાસદ શ્રી. અમૃતલાલ ઠક્કરની સહાયથી અંત્યજ શાળા સ્થાપવામાં આવી. એકાદ વર્ષ પછી સત્યાગ્રહ આશ્રમનિવાસી શ્રી. વિઠ્ઠલ લક્ષ્મણ ફડકે ગાંધીજીની સૂચનાથી આ શાળાનું કામ કરવા ગયા. ત્યારથી તેનું કામ પાકા ધોરણ પર મુકાયું.

સન ૧૯૧૮ની આખરમાં શ્રી વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપણા નીચે પરિષદની બેઠક મળી. તે વખતે અતિશય સ્થાનિક વિરોધની સામે થઈને પ્રમુખસાહેબે પરિષદના મંડપમાં જ અંત્યજોની અને આમવર્ગની મિશ્ર સભા મેળવી. તે વખતે પણ નડિયાદમાં શાળા સ્થાપવા માટે સારી રકમ મળી એટલે સન ૧૯૧૯ની શરૂઆતમાં ત્યાં પણ શાળા ઉઘાડવામાં આવી.

આમ અસહકારની ચળવળ શરૂ થઈ તે પહેલાં આ બે અંત્યજ શાળાઓ ગુજરાત કેળવણી મંડળને હસ્તક ચાલતી હતી. અને સન ૧૯૨૧ની શરૂઆતમાં તે બન્નેનો વહીવટ ગુજરાત વિદ્યાપીઠને સોંપાયો.

સન ૧૯૨૧ના જુલાઈ માસમાં અસહકારની પ્રવૃત્તિને અંગે અંત્યજોનું કાર્ય વિશાળ ધોરણ પર કરવા માટે ગુજરાત અંત્યજ કાર્યાલયે પ્રવૃત્તિ શરૂ કરી. નડિયાદની શાળાના વિદ્યાર્થીઓને સારા સંસ્કાર આપવાના હેતુથી થોડોક વખત તેમને માટે એક વસતિગૃહ ચલાવવામાં આવ્યું હતું. ત્યાં તેઓ રાતનો અને સવારનો વખત ગાળતા પણ જમવા ઘેર જતા; આથી બહારગામના છોકરાઓને માટે જમવા-રહેવાની પૂરતી ગોઠવણ થાય તો કેટલાએક અંત્યજ ભાઈઓએ પોતાના છોકરાઓને મોકલવાનું જણાવ્યું હતું. ઉપરાંત નડિયાદનું અને આખા જિલ્લાનું વાતાવરણ પણ અંત્યજના કાર્યને અનુકૂળ લાગવાથી ૧૫-૮-૨૧ના રોજ નડિયાદમાં અંત્યજ વિદ્યાર્થી આશ્રમ સ્થાપવામાં આવ્યો.

તે જ અરસામાં સ્થાનિક કાર્યકર્તાઓની માગણી અને સહાયથી દાહોદ, વરસોડા (મહીકાંઠા એજન્સી), સારોદ (તા. જંબુસર), મહેમદાવાદ ને નગરામામાં (તા. માતર) કાર્યાલય તરફથી શાળાઓ ઉઘાડવામાં આવી. દાહોદથી ઝાલોદ જવાની પાકી સડક ઉપર દાહોદથી આઠ માઈલને અંતરે મીરાખેડી ગામે ભીલશાળા* પણ તે જ અરસામાં સ્થાપવામાં આવી.

---

* ભીલ લોકો ઘણી બાબતમાં અંત્યજો કરતાં પણ વધારે પછાત છે. તેથી ભીલોનું કામ હાથ ધરવા અંત્યજ કાર્યાલયને સલાહ મળી હતી.

દાહોદ, ઝાલોદમાં મુખ્યતઃ ભીલોની વસ્તીવાળા મુલકમાં આસરે ત્રણેક વર્ષ સુધી કામ કર્યા પછી ત્યાંના કાર્યકર્તાઓની એવી ચોક્કસ ખાતરી થઈ છે કે તેમનાં બાળકોને કેળવણી આપવા માટે એક મધ્યસ્થ સ્થળે એક વિદ્યાર્થી આશ્રમ સ્થાપવાની ને તે પછી આખા ગાળામાં યોગ્ય સ્થળે આશ્રમો અને શાળાઓ ખોલવાની ખાસ જરૂર છે. મીરાખેડી દાહોદ, ઝાલોદના બન્ને બ્રિટિશ તાલુકાઓની મધ્યમાં આવેલું છે. તેથી પહેલી શાળા અને આશ્રમ સ્થાપવાને માટે તે જ સ્થળ પસંદ કર્યું. ત્યાં શાળા માટે અનુકૂળ સ્થળ ન મળવાથી સડકની બાજુમાં એક ઊંચા ટેકરા ઉપર આશરે પાંચ એકર જમીન વેચાતી લીધી, ને ત્યાં પતરાંનું દીવાલ વગરનું એક છાપરું બાંધ્યું. તેની નીચે આખું ચોમાસું રહીને ત્યાંના શિક્ષકે આસપાસના ભીલ લોકોનો પરિચય મેળવ્યો અને તેમનાં બાળકોની કેળવણીનું કામ હાથમાં લીધું. સને ૧૯૨૨ની સાલમાં ભીલ આશ્રમના મકાન અને નિભાવને માટે ગુજરાત વિદ્યાપીઠે યોગ્ય રકમની મંજૂરી આપી એટલે ત્યાં પથ્થરનું નાનું મકાન અને થોડાં ઝૂંપડાં બાંધવામાં આવ્યાં, અને આશ્રમનું તથા શાળાનું કામ નિયમસર શરૂ કરવામાં આવ્યું.

સને ૧૮૨૧ની આખર સુધીમાં ઉઘાડેલી અંત્યજ સંસ્થાઓમાં ખર્ચના રૂા. ૪૦૨૮–૫–૮ તેમજ તેના ૧૯૨૨ની સાલના ખર્ચના રૂા. ૧૮૭૧૫–૦–૦ ગુજરાત વિદ્યાપીઠે મંજૂર કર્યા અને નડિયાદની તથા ગોધરાની શાળાઓ પણ આ કાર્યાલયને સોંપી દીધી.

સને ૧૯૨૨ દરમિયાન બે નવી સંસ્થાઓ ઉઘાડવામાં આવી. સને ૧૯૨૧ની આખરમાં સુરત જિલ્લાના આશરે દસ બાર વિદ્યાર્થીઓ નડિયાદ અંત્યજ આશ્રમમાં આવ્યા છતાં તેમને ત્યાંનો ખોરાક માફક નહીં આવવાથી તેઓ પાછા ગયા હતા.

વળી એકંદરે સુરત જિલ્લાના અંત્યજોમાં જાગૃતિ વિશેષ હતી, છતાં તેમના મોટા ભાગના લોકો સાહેબ લોકોની નોકરી કરવા ચાલ્યા

જતા હતા, તેથી તેમને સુધારવાને કંઈ ખાસ પગલાં લેવાની જરૂર લાગી. તે ઉપરાંત જલાલપુર તાલુકાનાં કેટલાક ગામોના અંત્યજ ભાઈઓએ મળીને ત્યાં શાળા, આશ્રમ વિગેરે સંસ્થાઓ ઉઘાડવાની અરજી પણ કરી. તે વખતે અણામા કેળવણી મંડળની શાળા સુરત જિલ્લા સમિતિને હસ્તક હતી, એટલે તેના છાત્રાલયનું ખાલી પડેલું મકાન સહેલાઈથી મળી શકે તેમ હતું. તેથી ત્યાં ત્રીજો વિદ્યાર્થી આશ્રમ સ્થાપવામાં આવ્યો. થોડા જ વખતમાં આશ્રમમાં ૨૦ છોકરાઓ આવી ગયા અને તેમાંથી બેને સત્યાગ્રહાશ્રમમાં કાંતવા-વણવાનું કામ શીખવા માટે મોકલ્યા, તે ઉપરથી તે આશ્રમની સફળતાનો ખ્યાલ આવી શકશે.

તે જ વર્ષ (૧૯૨૨)માં લાઠીમાં અંત્યજ શાળા ખોલવામાં આવી. ત્યાંના ઢેડ લોકોએ હાથે કાંતેલું સૂતર વણવામાં ખાસ પહેલ કરી હતી. તેથી તેમાંના કેટલાક સત્યાગ્રહાશ્રમમાં પણ કામ કરતા હતા. અમરેલીના ખાદી કાર્યાલયને પણ તે જ કારણસર લાઠીના વણકરોનો સારો પરિચય થયેલો, તેથી તેના તરફથી ૧૯૨૧ની આખરમાં ત્યાં અંત્યજ શાળા કાઢવામાં આવી હતી. પછી તે બંધ થઈ હતી, તેથી અંત્યજ કાર્યાલયે તો પાછી તેને સજીવન જ કરી.

સને ૧૯૨૨માં ગોધરાની શાળાનો પણ વિકાસ થયો. શાળાના કામને અંગે શ્રી. ફડકેના પરિચયમાં આવેલા એક બે વિદ્યાર્થીઓ તેમની સાથે રહેવા લાગ્યા. એટલે ત્યાં પણ આશ્રમની શરૂઆત થઈ. શ્રી. ફડકેએ અંત્યજોની સ્થિતિનો એકાગ્રપણે ઊંડો અભ્યાસ કર્યો છે, તેથી અંત્યજ સેવા માટે જે નવા ઉમેદવારો મળતા તેમને પણ થોડો વખત તાલીમ લેવા માટે ત્યાં મોકલવામાં આવતા.

ગોધરાની સંસ્થા અંત્યજ પ્રવૃત્તિનું મુખ્ય ધામ બને એમ હોવાથી શેઠ રૂસ્તમજીની રૂા. ૪૦,૦૦૦)ની સખાવતમાંથી હિસ્સો ગાંધીજીએ ગોધરાના આશ્રમ માટે આપ્યો. તેથી ત્યાં અંત્યજ આશ્રમનું સ્વતંત્ર મકાન હમણાં જ પૂરું થયું છે. પંચમહાલના અંત્યજો ઘણા જ પછાત

છે. તેથી હજી કોઈ છોકરાઓ આશ્રમમાં રહેવા આવ્યા નથી, છતાં શ્રી. ફડકેનો પ્રયાસ ચાલુ છે, એટલે થોડા વખતમાં ત્યાં સંસ્થા પૂરી થશે એવી આશા છે.

આવી રીતે ગુજરાત વિદ્યાપીઠની મદદથી આશરે દોઢ વર્ષ સુધી અંત્યજ કાર્યાલયનું કામ ચાલ્યું તે પછી તા. ૧૬–૧–૨૩ના રોજ કાર્યાલયની સંસ્થાઓમાં કામ કરનાર શિક્ષકોની તથા સહાયકોની એક સભા નડિયાદમાં મળી. તે વખતે નીચેના મુખ્ય ઠરાવો કરવામાં આવ્યા.

૧. સંસ્થાનું નામ અંત્યજ સેવામંડળ રાખવું.

૨. મંડળ સોંપે તે કામ ત્રણ વર્ષ સુધી કરવાનું જે કબૂલ કરે તેઓ મંડળના સભાસદ થઈ શકે.

૩. શ્રી અમૃતલાલ ઠક્કર તથા શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકને મંડળના ખાસ સભાસદ ગણવા.

શ્રી. અમૃતલાલ ઠક્કર મંડળના પ્રમુખ નિમાયા અને શ્રી ફડકે અને શ્રી યાજ્ઞિક મંત્રીઓ નિમાયા.

બીજી કલમ મુજબ અત્યાર સુધીમાં ૧૧ સભાસદો આ મંડળમાં જોડાયા છે. તેમાં છેલ્લા પાંચ વર્ષથી તનતોડ મહેનત કરી ભીલ લોકોની સેવા કરનાર શ્રી સુખદેવ વિશ્વનાથ ત્રિવેદી પણ છે. તેમણે મીરાખેડી આશ્રમને જ પોતાનું મુખ્ય સ્થાન બનાવ્યું છે. તેમજ અસહકારની ચળવળથી સરકારી હાઈસ્કૂલની રૂા. ૧૦૦ની નોકરી છોડનાર શ્રી મનસુખરામ કાશીરામ પંડ્યા પણ આ મંડળમાં જોડાયા છે. તેઓ હાલ તમામ અંત્યજ સંસ્થાઓના સંયોજક—organisor અને નિરીક્ષકનું કામ કરે છે.

આ મંડળને હસ્તક ચાલતી અંત્યજ શાળાઓની હાલની સ્થિતિ અને તેને માટે મંજૂર કરેલી રકમ નીચે મુજબ છે :

| સંસ્થા | કુલ સંખ્યા | છેલ્લા નિવેદન મુજબ હાજરી | શિક્ષકોની સંખ્યા | પોષ શુ.૧૩થી દિવાળી સુધીના ખર્ચની રકમ |
|---|---|---|---|---|
| ગોધરા અંત્યજ આશ્રમ | — | — | ૨ | ૪૦૫૨-૦-૦ |
| નડિયાદ આશ્રમ | ૧૧ | ૧૧ | ૧ | ૨૦૧૦-૮-૦ |
| અખામા આશ્રમ | ૨૦ | ૨૦ | ૧ | ૨૮૯૨-૦-૦ |
| મીરાખેડી ભીલ આશ્રમ | ૧૯ | ૧૭ | ૨ | ૨૯૫૨-૮-૦ |
| ગોધરા અંત્યજ શાળા | ૧૫ | ૧૪ | ૨ | ૭૩૬-૦-૦ |
| નડિયાદ ,, ,, | ૯૩ | ૮૦ | ૫ | ૨૪૦૫-૦-૦ |
| દાહોદ ,, ,, | ૨૫ | ૨૦ | ૧ | ૩૯૨-૦-૦ |
| ત્રાણુજા ,, ,, | ૨૦ | ૧૨ | ૧* | ૨૬૦-૦-૦ |
| મહેમદાવાદ ,, ,, | ૨૪ | ૨૦ | ૧ | ૫૫૫-૦-૦ |
| વરસોડા ,, ,, | ૨૫ | ૨૫ | ૧* | ૩૪૦-૦-૦ |
| સારોદ ,, ,, | ૩૯ | ૨૨ | ૧ | ૪૦૦-૦-૦ |
| લાદી ,, ,, | ૨૭ | ૧૫ | ૧ | ૭૮૫-૦-૦ |
| કાર્યાલયનું ખર્ચ | — | — | - | ૧૭૦૦-૦-૦ |
| કૂવા ખાતે | — | — | - | ૧૦૦૦-૦-૦ |
| સ્કૉલરશિપ | — | — | - | ૨૦૦-૦-૦ |
| દવા | — | — | - | ૫૦૦-૦-૦ |
| બે નવી શાળા | — | — | - | ૧૦૦૦-૦-૦ |
| | | | કુલ ખર્ચ | ૨૨૧૮૦-૦-૦ |

અંત્યજોને સ્થળે સ્થળે પાણી તથા દવાની ઘણી જ મુસીબત પડે છે. તેથી તે દૂર કરવાને માટે બનતો પ્રયાસ કરવો જોઈએ એ તો

* નિશાનીવાળા શિક્ષકો અંત્યજ છે.

દેખીતુ છે. વળી તેમની સેવા કરીને જ તેમનાં મન જીતી શકાય તેમજ તેમની ઉન્નતિ કરી શકાય એ દૃષ્ટિએ પણ તેમને માટે બને તેટલું દવાખાનાનું અને કૂવાનું કામ કરવું જોઈએ. ઉપરાંત નડિયાદના અંત્યજ આશ્રમની મારફત ગઈ સાલ ભજનમંડળીનાં કંઈક રચના કરવામાં આવી હતી, તે ઉપરથી એવી ખાતરી થઈ છે કે અંત્યજોની ભજનમંડળીઓને સારી તાલીમ આપવાથી અને તેમની મદદથી અંત્યજોની ધર્મવૃત્તિ જાગૃત કરવાથી તેમનો સુધારો સત્વર થઈ શકે એમ છે; માટે તે ખાતે પણ કેટલોક ખર્ચ કાર્યાલયના અંદાજમાં સમાવવામાં આવ્યો છે.

મહાત્માજીની ખાસ સૂચના મુજબ મુખ્યત્વે કરીને ઉચ્ચ વર્ણના હિન્દુઓને જ શિક્ષક તરીકે રાખવામાં આવ્યા છે. તેમ કરવાથી જ અસ્પૃશ્યતાનું નિવારણ કરવાનો મૂળ ઉદ્દેશ સાધી શકાય. બે જ અંત્યજ શિક્ષકોને અત્યાર સુધીમાં રોકયા છે. અને એક ખ્રિસ્તી ભાઈને અને તેની સ્ત્રીને નડિયાદમાં અપવાદરૂપે મદદનીશ શિક્ષકો તરીકે નીમ્યાં છે. આ મંડળની સહાયથી ભાવનગર, લીંબડી, વઢવાણ વગેરે સ્થળોએ પણ શાળાઓ સ્થપાઈ છે. કૂવા અને દવા વગેરેનું કામ પણ શાળાઓમાં અને બીજે સ્થળે શરૂ કરવામાં આવ્યું છે. અંત્યજોને ભાઈ સમાન ગણીને તેમની સેવા કરવાનું વ્રત ૧૧ ભાઈઓએ લીધું છે. ગુજરાત પ્રાંતિક સમિતિએ તો જાહેર પ્રજાના ઉપર શ્રદ્ધા રાખી આ મંડળને જોઈતી રકમ આપી છે. હવે સૌ સખીજનો પ્રાંતિક સમિતિને અંત્યજો માટે ખાસ રૂા. ૨૫૦૦૦) અંકે પચ્ચીસ હજારની રકમ બનતી ત્વરાથી પૂરી કરી આપશે એવી આશા છે.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
મંત્રી, ગુ૦ પ્રા૦ સ૦ પ્રચાર અને
પ્રકાશન સમિતિ.

અમદાવાદ,
ચૈત્ર સુદ ૮

# શ્રી. ઈન્દુલાલનો પત્ર

( નવજીવન તા. ૪ નવેંબર ૧૯૨૩માંથી )

[ભાઈશ્રી ઇન્દુલાલના તનમનાટ વગર છ સાત મહિનાથી ગુજરાતની હવા સૂની સૂની લાગતી હતી. નીચેનો તેમનો પત્ર પ્રગટ કરવા આપવા માટે અમારી સાથે વાંચનાર પણ શ્રી અમૃતલાલ ઠક્કરનો આભાર માનશે. અ. ન. જી.]

યરોડા જેલ

પૂજ્ય ભાઇ ઠક્કર

૧૯૭૯ના ભાદ્રપદ વદી ૧૨

મુ. દાહોદ

આજે ગાંધીજીનો ( દેશી તિથિ પ્રમાણે ) જન્મ દિવસ છે. તમને કાગળ લખવાને આથી વધારે શુભ મુહૂર્ત કયું હોય?

ઘણે મહિને આજે ગભરાતો, અચકાતો, શરમાતો મ્યુનિસિપાલિટીની પાછળની અંધારી ગલીમાં[1] દાખલ થાઉં છું. ભૂલથી પડોશી રંગારાના પગથિયાં પર ચડયા પછી સાન આવતાં તમારા આશ્રમના ચોકમાં દાખલ થાઉં છું. નિશાળિયા મને જોતાં ઊભા થઈ નમસ્કારનો વરસાદ વરસાવે છે. પછી દાદર પર એક બે ઠોકર ખાઈને અને એક બે વખત માથું પણ અફળાયા પછી માળિયે પહોંચવામાં સફળ થાઉં છું. પછી પાંચદસ ભીલ ભાઈઓની મંડળીને વટાવીને છેવટે એક બાજુએ ભગવત્‌-પ્રસાદ અને બીજી બાજુએ સુખદેવની વચ્ચે ગાદી પર બેઠેલી તમારી નારાયણમૂર્તિને નમસ્કાર કરીને આ કાગળ શરૂ કરું છું.

કોર્ટમાં તમારી વિદાય લઈ જેલમાં આવ્યો તેને બરાબર છ મહિના થયા. તમે અહીંયાં મળ્યા તેને પણ સાડાત્રણ મહિના થઈ ગયા. તે દરમિયાન ઘણું વાંચ્યું છે અને વિચાર્યું છે, યોજનાઓ ઘડી છે અને તોડી છે. કોઈ સ્મરણો તાજાં તો કોઈ આછાં થયાં છે. મન, વચન,

૧. છેલ્લે આ લત્તામાં ભીલ સેવામંડળના કાર્યાલયમાં હું ગયો હતો.

કર્મના કેટલાયે પાપના પ્રાયશ્ચિત્તની પરંપરામાં તો વહ્યો જ જાઉં છું. તે બધું લખતાં ને વાંચતાં તો કંટાળો આવે. તેમાંથી એક બે તાર તમારે ચરણે ધરીને સંતોષ માનીશ.

જેલમાં આવતાં પહેલાં છેલ્લા પાંચ સાત દિવસ તો સરેરાશ રોજ ત્રણચાર કલાક જ ઊંઘ્યો હતો, તેથી સાબરમતીમાં દાખલ થતાં તો નિરાંતે ઊંઘવાનો વિચાર જ મનમાં રમતો હતો. મને સાધારણ ખ્યાલ પણ થયો હતો કે આખું વર્ષ આરામ લઈ મોજમાં ગાળીશું. ખ્રિસ્તી-ધર્મમાં 'સાત ઊંઘણસીઓ'ની વાત છે તેમ મને પણ, એટલાં બધાં નહીં તો આખું વર્ષ સૂઈ રહેવાની કળા ઈશ્વરે આપી હોત તો હું તેને જરૂર દુવા દેત. પણ એવી દૈવી કે આસુરી વિભૂતિ ન હોવાને કારણે એક બે દિવસમાં તો ઊંઘનો અને આરામનો બધો નશો ઊતરી ગયો, અને મગજનો તનમનાટ શરૂ થયો.

માણસ દરેક દશામાં કાં તો ભૂતકાળના સ્મરણમાં કે ભવિષ્યની આશાઓમાં લીન થાય છે; તેને સાધારણ રીતે નથી ગમતું માત્ર વર્તમાન જીવન જ. મને પણ પહેલાં તો ભૂતકાળનાં પરાક્રમો સાંભરવા માંડ્યાં. સને ૧૯૧૫માં તમારા સમાજમાં ભળ્યો ત્યારથી તે કારાવાસના પ્રસંગ સુધીના અનેકાનેક જીવનચિત્રોની હારમાળા મારી આંખ આગળ પસાર થવા માંડી અને આ બધાની ભયંકર નિષ્ફળતા તે વખતે પણ મને છેક અજાણી ન હતી. પછી તો વધારે ને વધારે પ્રકાશતી ગઈ છે. છતાં તેમાંથી અભિમાનના અને શૂરાતનના પ્રસંગો શોધી કાઢી તેના પર આનંદથી નજર ફેરવતો. જે વધારે નજીક હોય તે વધારે સ્પષ્ટ દેખાય; અને તેથી છેલ્લા સાત દિવસની અહંતાનો અદ્ભુત નશો ચડાવીને આદરેલી પ્રવૃત્તિ મારા મનમાં રમ્યા જ કરતી. મારાં ભાષણો ( અને તાળીઓ પણ ! ) સાંભળ્યા જ કરું. મારા અમૂલ્ય લેખો ફરીફરીને લખ્યા તેમજ વાંચ્યા જ કરું.

આ પણ પહેલાંના નશાની અસર જ ગણાય. તે પણ થોડા દિવસમાં પૂરી થઈ. ધીમે ધીમે ધીરજ અને શાંતિથી વાચનનો—જીવનનો

ક્રમ ઘડીને તેમાં દિલ પરોવ્યું. અહીંયાં આવ્યો એટલે તો અભ્યાસ અને ચિંતનનું આખું આભ ઊઘડયું. એક વર્ષમાં (હવે તો પાંચ મહિના રહ્યા. એક મહિનો માફી મળશે.) હું તો તેને પહોંચી શકું જ નહીં. પણ ગાંધીજી ૭ વર્ષમાં પણ વાચનનો અને લેખનનો અણીશુદ્ધ આખો ક્રમ પૂરો કરવાની ઉમેદ હવે કેટલીક વાર નથી રાખી શકતા. મારો સ્વભાવ તો તમે જાણો છો. નવું આવે તેમાં જોશમાં ધસી પડવું. થોડો વખત ઉત્સાહથી તેમાં તણાવું અથવા દોડવું, પછી જરા કંટાળવું, વળી કાંઈ નવી ભાંગ ચડાવીને કેસરિયાં કરવાં. વાંચવામાં અને હવે લખવામાં પણ આવું કંઈક કંઈક થઈ જાય છે. માત્ર ચાર દીવાલની બહાર જવાની પરવાનગી ન હોવાથી કંઈક સુધરતો જાઉં એ સંભવિત છે.

ધીમે ધીમે ભૂતકાળ, આશ્રમ, યુગધર્મ, દાહોદ–બધું ઝાંખું પડવા લાગ્યું. ભવિષ્યની કલ્પનાઓ વધારે કરવા માંડી. ધર્મપુસ્તકોનું પારાયણ કરીને અને ઇતિહાસનું અન્વેષણ કરીને સત્ય શોધવું, અને તેની સિદ્ધિમાં જીવન અર્પણ કરવું એવી નેમ થતી ગઈ. આખી દુનિયાનો અથવા સમગ્ર ગુજરાતનો ભાર ઉપાડવાનાં ફાંફાં મારવાં એ બેવકૂફી લાગી. પ્રેમ-શૌર્યના અવનવા આવેશને વશ થઈ તરફડિયાં મારવાં એમાં પણ અતિશય અહંતા જણાઈ. કોમળ, શાંત, સ્નેહાળ વૃત્તિઓને વશ થવામાં નિર્બળતા સમજાઈ. માત્ર મનબુદ્ધિની શુદ્ધ સ્ફુરણા એ જ ભવસાગર તરવાનું એક જ નાવ માન્યું.

અમારી ચર્ચાઓમાં પણ મેં તો તડ ને ફડ કહી દીધું કે મારો કંઈ ભક્તિનો ભીનો માર્ગ નથી કે કર્મનો સૂકો સખત માર્ગ નથી, પણ માત્ર જ્ઞાનનો ઊજળો સ્વચ્છ માર્ગ છે

ઉપનિષદ અને તેનાં ભાષ્યો ઉકેલ્યાં (ચાલે છે). તુલસીદાસનું રામાયણ વાંચ્યુ તિળક મહારાજની ગીતા વાંચી. રોમન સામ્રાજ્યના વારાફેરા તપાસ્યા. મહાભારત અને તે વિષે પણ ઘણું વાંચ્યું (વાંચું છું). હાલ હિન્દના પ્રાચીન ઇતિહાસ પર વધારે એકાગ્ર થતો જાઉં છું

આ બધું ભ્રમણ કરતાં આપણા આર્યોની અવનતિનાં કારણો પર વિચાર કરવા લાગ્યો. અશોક, વિક્રમ અને હર્ષ જેવા રાજાધિરાજો થયા છતાં તેમનાં રાજ્ય કેમ ન ટક્યાં? વ્યાસ અને વાલ્મીકિ, કાલિદાસ અને ભવભૂતિ, બુદ્ધ અને શંકરાચાર્ય આ દેશને કેમ ન બચાવી શક્યા? જો જ્ઞાનથી જ તરી શકાતું હોત તો બ્રાહ્મણો અને ભિક્ષુઓ આર્યાવર્તને જરૂર અખંડિત રાખત.

કર્મ જ બચાવી શકત એમ લાગ્યું. પણ કર્મનો ગર્ભ શો? ધર્મ. એટલે વળી ખ્રિસ્તી, બૌદ્ધ, આર્ય અને જૈન ધર્મ ઉપર નજર ફેરવી. ધર્મનું પરમ તત્ત્વ કયું? પરમાત્મભક્તિ, સર્વાત્મભાવ, પ્રેમ અને શાંતિ. આખી માળા ફેરવી ને છેવટે પાછો મેર પર આવ્યો.

આ દૃષ્ટિએ કોઈ કોઈ વાર છેલ્લાં થોડાં વર્ષ ઉપર નજર નાખું છું ત્યારે સાચું જ કહું છું કે મીરાખેડીના ભીલાશ્રમ પર કે ઓછે અંશે નડિયાદ, અબ્રામાની અંત્યજ સંસ્થાઓ પર મારું દિલ ઠરે છે તેવું બીજા કશા પર ઠરતું નથી. તેને અંગે મારી ગમે તેટલી ભૂલો થઈ હશે, તો પણ તેમાં મારા હૃદયમાં વિકસેલા કોઈ પ્રેમપુષ્પની આછી આછી સૌરભ જોઈને આટલે દૂરથી પણ રાચું છું.

શ્રી. દેવધરે એક વખત કરેલી વાત યાદ આવે છે. શ્રી. ગોખલે આગળ તેમની સામાજિક પ્રવૃત્તિ વિષે કોઈએ ફરિયાદ કરી. ત્યારે તેમણે ખરું જ કહ્યું કે સેવા સદનના સ્ત્રીમંડળમાં કોઈને કામ કરવું ગમે તે હું સમજી શકું, પણ મેલાઘેલા અંત્યજોની ગંધાતી ચાલીઓમાં જઈને દેવધર કામ કરે છે તે તો ખરેખરી સ્નેહની તપશ્ચર્યા જ લાગે છે.

મારા બધાં ભાંગ્યાતૂટ્યાં અને છૂટાંછવાયાં કામમાં ભીલ-અંત્યજોની જૂજ સેવા સર્વોપરી સ્થાન ભોગવે છે, અને તેમાં પણ અગ્રસ્થાન મીરા-ખેડીના આશ્રમનું.

છતાં આ બધું પૂરું ખીલ્યું ન હોત અથવા ક્યારનું સુકાઈ ગયું

હોત, જો તમે અને મામાએ બધું અપનાવ્યું ન હોત તો. તમારા શા ઉપકાર માનું, શી માફી માગું તે સમજાતુ નથી.

આ તો ભૂતકાળની વાત થઈ, પણ દરરોજ સવાર પડે છે તેમ ભવિષ્ય નજીક આવતું જાય છે, અને નિર્ણય કરવાની જરૂર તાકીદ લાગે છે. પણ કારાવાસની એ એક જાતની કૃત્રિમ દશા. અહીંયાંથી દુનિયાના જીવનપટનો ચોખ્ખો ખ્યાલ ન આવે. દૂરથી નજર નાખું તે પણ કાચમાંથી દેખાય તેવું ઝાંખું; તેમ અહીંયાં પણ વખતોવખત વિચાર બદલાય, અને મિત્રોની સલાહ સિવાય પાકી જીવનરેખા તો દોરી ન શકાય.

છતાં 'યુગધર્મ' અને કાર્યાલય તો છે જ. ઘણું વાંચવાની તક અહીંયાં મળી છે એટલે લખવાનું પણ મન થાય જ. ખાસ સાહિત્યનું કાર્ય તો લલાટે લખાયું લાગે જ. તેમાં દાહોદથી કે ગોધરેથી, વડોદરેથી કે અમારા આશ્રમમાંથી બીજાં જે કાર્યોના હુકમો મળશે તે પણ યથાશક્તિ પાળવાને તત્પર રહીશ.

પણ સંભવ છે કે સાહિત્યમાં અને બીજા કાર્યમાં પણ નિષ્ફળ થાઉં. સાહિત્યની સેવા કરતાં કે શહેરી સમાજને રીઝવતાં ન પણ આવડે. તો પછી મારું છેવટનું આશ્રયસ્થાન દાહોદ અને મીરાખેડી. દાહોદના ભલા શરાફો અને સ્નેહાળુ યુવકો, જેસાવાડા અને ગરબાડા, મીરાખેડી અને મુંડાહેડાના સ્નેહભાવથી લળી પડતાં ભીલ ભાઈબહેનો તો છેવટે આ હંમેશના ઘર વગરના મુસાફરને સંઘરશે એવી શ્રદ્ધા છે. ફરીથી એવા ને એવા ઘરમાં રહીશ, તે જ તળાવમાં નાહીશ, એ જ ભાખરી ખાઈશ, રાતદિવસ રખડીશ, ટાઢતડકો વેઠીશ અને કોઈ સમી સાંજે મીરાખેડીની સુંદર ટેકરી ઉપર વીસ-ત્રીસ બાળકો અને કોઈ શ્રદ્ધાળુ ભક્તો વચ્ચે બેસીને તેમના સૌમાં રહેલા આત્મારામ સાથે એકતાન થઈશ ત્યારે મારી જિંદગી કંઈક સફળ થયેલી ગણીશ.

મહિના પર જન્માષ્ટમી ગઈ ત્યારે દાહોદ ફરી ફરીને યાદ આવ્યું.

ગઈ સાલ તે જ દિવસે બહારગામથી દાહોદ આવેલો. ચારે બાજુથી ભીલ સ્ત્રીપુરુષોનાં ટોળાં આવ્યે જતાં હતાં. નાના અને મોટા સૌના મોંમાં પાવો. પાવાના મધમાખીના ગણગણાટ જેવા મીઠા મધુર સ્વરથી આખું ગામ અને ભાગોળો આખો દિવસ ગાજી રહી હતી. બજાર તો મેળાથી ભરચક ભરાઈ ગયું હતું. ત્યાં પણ બધા ગડબડાટના ઉપર પાવાના સૂર સંભળાતા. અહીંયાંની સૂમસામ શાંતિમાં પણ જન્માષ્ટમીને દિવસે ભીલોના હૃદય સંગીતસમા પાવાના સૂરથી મારા કાન ભરાઈ ગયા. વળી તે દિવસે ભાઈ સુખદેવની મહેરબાનીથી એક વૈષ્ણવ મંદિરમાં ભજનની રમઝટ જામી હતી. તે સાંભળવા બેઠા હતા—એ બધું આંખ આગળ અત્યારે પણ તરે છે, જૂનાં દૃશ્યો તાજાં થાય છે...

લિ૦ ઇન્દુલાલના પ્રણામ

# ઇતિહાસનું અજ્ઞાન[1]

આર્યાવર્તમાં સાર્વભૌમ રાજતંત્રના અભાવ અને અનવસ્થાની જે રૂપરેખા દોરી છે તેનાં કારણ તેમજ પરિણામરૂપે પરદેશ વિષે સંપૂર્ણ બેદરકારી અને ગાઢ અજ્ઞાન આપણું ધ્યાન તરત જ ખેંચે છે. તે (બુદ્ધથી હર્ષ સુધીના) અરસામાં દુનિયાનો મોટો ભાગ જંગલી દશામાં હતો. છતાં ઈજિપ્ત અને બેબીલોન તે સમયની શરૂઆત પહેલાં સમૃદ્ધિની સોળ કળાએ પહોંચ્યાં હતાં. ગ્રીસ અને પછી રોમ લગભગ તે જ અરસામાં ઊગ્યાં અને આથમ્યાં—અથવા આથમવા આવ્યાં. એક બાજુએ ઇરાન અને બીજી બાજુએ ચીનનાં રાજ્યો પણ સુધરેલાં

---

૧. 'આર્યોની અવનતિ' વિષે લેખકે જેલમાં (૧૯૨૩) લખેલા અધૂરા પુસ્તકનું પ્રકરણ ૩.

ગણાય. યહુદીઓનો અને જરથોસ્તનો ધર્મ પુરાણકાળથી પ્રચલિત હતો. કન્ફ્યુસીઅસનો ઉપદેશ ચીનની અભેદ્ય દીવાલમાં પુરાઈ રહ્યો, તો ખ્રિસ્તી ધર્મ એશિયાના કિનારા ઉપરથી યુરોપના બીજા છેડા સુધી પ્રસર્યો, ધર્મો અને રાજ્યો સ્થપાયાં અને નાશ પામ્યાં, ચારે પાસ લાખો માણસો લડયાં અને મર્યાં. પણ તેથી આપણે શું?

આમાનાં કોઈ રાજ્યો સાથે કંઈ સંબંધ થયો ન હોય તો પણ તેમનું અજ્ઞાન અક્ષમ્ય ગણાય. પણ સ્થળમાર્ગે તેમજ જળમાર્ગે રાજકીય અને વેપારનો સંબંધ લગભગ આ બધાય દેશ સાથે હતો છતાં તેમને વિષે આપણા સાહિત્યમાં કે લોકકથામાં કોઈ જાતિનાં નામ સિવાય કંઈ નામનિશાન પણ નથી.

રઘુરાજાના દિગ્વિજયમાં કવિ કાલિદાસે પારસિકોના વિજયનો ઉલ્લેખ કર્યો છે. પણ તેમના ધર્મ કે રીતભાત વિષે કંઈ જણાવવાની, કદાચ પોતે જાણવાની પણ પરવા કરી નથી. મહાભારતની કથામાં સિંધુની પશ્ચિમ બાજુના ગાંધાર, મદ્ર વગેરે દેશના રાજાઓ ગૂંથાયેલા છે. પણ તેઓ મોટે ભાગે હસ્તિનાપુરમાં જ દેખાય છે. એટલે તેમનાં પર્વત રાજ્યો ઉપર તો પડદો જ રહે છે.

સિકંદરે પોરસને હરાવ્યો તે પહેલાં ઈરાનના ડરાયસે પંજાબ અને સિંધના કેટલાક મુલક હાથ કર્યા હતા એમ માલમ પડે છે. ગ્રીસમાં પ્લેટિયાના રણક્ષેત્ર પર, તેના પરાજયમાં હિંદી બાણાવળીઓની ટુકડી ભાગીદાર પણ હતી. ઈરાન અને આર્યાવર્તના આવા કંઈ સમાગમથી એકબીજાના ઉપર કંઈક અસર પણ થઈ હશે. પણ ઘેર આવેલા સિકંદર જેવા મહારથી સામે નજર કરવાની જેમને દરકાર ન હતી તેઓ આવા અપૂર્ણ સંબંધની નોંધ શા માટે લે?

ચંદ્રગુપ્તના દરબારમાં સેલ્યુકસના એલચી તરીકે મેગેસ્થિનિસ રહ્યો હતો. તેણે આપણા દેશનું બારીક અવલોકન કરીને સ્વભાષામાં જે લખ્યું તે ઉપરથી (આપણાં) રાજાપ્રજાનાં કંઈક ચિત્ર નજર આગળ

આવે છે. પછીથી હર્ષના સમય સુધી ચીનના એલચીઓ આવ્યાનું જાણવામાં છે. આપણે પણ ચીન, ઇરાન, રોમ વગેરે દેશોમાં એલચીઓ મોકલ્યાની હકીકત આજે મળી આવે છે તે કરતાં ઘણા વધારે મોકલ્યા હશે. કોઈક કોઈક પરદેશીઓએ આપણે વિષે કંઈક કંઈક લખ્યું છે. પણ પરદેશ સિધાવેલા આપણા મુત્સદ્દીઓએ એ અસંસ્કૃત દેશો ઉપર દૃષ્ટિપાત કરવાની તસ્દી લીધી હોય એમ જણાતું નથી.

મહારાજા અશોકે તો આખા જગતમાં બુદ્ધ ધર્મનો પ્રચાર કરવાને દક્ષિણ અને લંકા, ચીન અને કોરિયા, સીરિયા અને એલેકઝાંડ્રિયા–વગેરે સ્થળે ભિક્ષુઓના મોટા સંઘ મોકલ્યા. જે ગયા તેમાંથી કોઈક તો પાછા પણ આવ્યા હશે એમ માની શકાય. અને ધર્મનું કાર્ય કરતે કરતે પરદેશના ધર્મનીતિની અને મુસાફરી કરતાં ભૂલચૂકે સાંસારિક સ્થિતિ જોવામાં આવી હશે. ચીન સાથે તો વધારે નિકટ સંબંધ સદીઓ સુધી ચાલુ રહ્યો. ત્યાંથી સેંકડો યાત્રાળુઓ આ 'ધર્મભૂમિ'નાં દર્શન કરવા અને ધર્મગ્રંથો, મૂર્તિઓ વગેરે મેળવવા આવતા, તેમ અહીંયાંથી ત્યાં ઉપદેશ કરવા સેંકડો જતા. છતાં ફા–હીયાન અને હ્યુ–એન–ત્સાંગ જેવા ચીની યાત્રાળુઓનાં પુસ્તકો ઉપર, આપણા દેશનો અંધકાર ફેડવા માટે મશાલ ધરવી પડે છે. પણ ચીન ગયેલા કોઈ ભિક્ષુ કે બ્રાહ્મણે ચીન વિષે લખેલો એક અક્ષર પણ જડતો નથી.

આ ઉપરથી વિચાર સ્વાભાવિક રીતે આવે છે કે, વિક્રમને અશોકને વિષે કે હર્ષને વિક્રમને વિષે કેવી અને કેટલી ચોક્કસ માહિતી મળી શકી હશે અથવા મેળવવાને ગરજ રાખી હશે? પરદેશીઓએ સ્વાભાવિક રીતે આપણા ઉપર એવો શેરો માર્યો છે કે આપણને ઇતિહાસમાં પ્રાચીનકાળથી રસ જ નહોતો. તેથી આપણે શુદ્ધ ઇતિહાસ રચવાની પરવા જ નથી કરી–અને કંઈ છૂટાછવાયા લખાયા હશે તો તે સાચવતાં નથી આવડ્યા. આપણે સૌ આ નામોશીનો અથવા તેમાં ગણાતા દોષનો ઇન્કાર કરીએ છીએ. કોઈ જવાબ આપે છે કે અમારા ઇતિહાસ–પુરાણનાં આટલાં બધાં પુસ્તકોમાં સેંકડો નહિ પણ હજારો

વરસોનો શુદ્ધ ઇતિહાસ જ છે—માત્ર અમારી અવનતિ થઈ ત્યારથી કંઈ લખવા જેવું હતું નહિ તેથી લખ્યું નથી. ત્યારે બીજા વધારે ચતુરાઈથી દલીલ કરે છે કે અમારી જીવનની ભાવના અને પુરુષાર્થની દિશા મુખ્યત્વે કરીને ધાર્મિક હોવાથી અમે પરદેશીઓની માફક તુચ્છ અને નિરુપયોગી વંશોના વારાફેરા અને યુદ્ધોની કતલોનાં બયાન લખ્યાં નથી.

છતાં હવે કબૂલ કરવું જોઈશે કે આ બંને દલીલ બુદ્ધિની નિર્મળતાને નહિ પણ દેશાભિમાનના ઝનૂનને જ ઉપકારક છે. જો રાજાપ્રજા ધર્મના પાટ ઉપરથી ઊતરીને નિરંતર રાજખટપટમાં અને લડાઈઓમાં ગૂંથાતાં હતાં તો તેઓ પોતાનાં પરાક્રમની યાદગીરી સાચવવાની પણ ચિંતા કરે જ. અને એ પણ જણાય છે કે ઘણાખરા રાજાઓ ભાટ-ચારણો પાસે અને મોટા મહારાજાઓ સંસ્કૃત કવિઓ પાસે પોતાનાં યશ-પરાક્રમનાં કાવ્યો રચાવતા. આવું ઘણું સાહિત્ય ગુમ થયું હશે. છતાં ‘હર્ષચરિત’ અને ‘રાજતરંગિણી’ જેવાં જે કાવ્યો રહ્યાં છે તેને રાજાઓને કર્ણપ્રિય કરવાને સત્યમાં કલ્પનાના કેટલા ટકા ભેળવ્યા છે એ કહી શકાતું નથી. ઇતિહાસ–પુરાણોમાં તો વળી પ્રમાણમાં થોડા જ મુદ્દાના ગર્ભ ઉપર સદીઓથી જામેલા કલ્પનાના થર ઉપર ચડાવ્યા છે, અને કેટલાંક પુસ્તકોમાં તો ઇસ્વીસનની ચોથી પાંચમી સદી સુધી દરેક જમાનાના કવિઓ પોતાની શક્તિ અને વૃત્તિ પ્રમાણે ઉમેરા કર્યે ગયા છે. આ બધુંયે એક બાજુએ મૂકો અને બીજી બાજુએ હેરોડોટસ અને ટોલેમી, પ્લિની અને ટેસીટસ, મેગેસ્થિનિસ અને હ્યુ–એન–ત્સાંગને મૂકો તો આપણે નમ્યું જોઈને સ્વીકારવું પડશે કે આપણે ઇતિહાસ-પુરાણની તેમજ સાહિત્યની, ધાર્મિક અને રસિક દૃષ્ટિએ ગમે તેટલી કિંમત આંકીએ તો પણ શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિએ તો પલ્લું પરદેશીઓની બાજુમાં જ નમે છે.

આ ઉપરથી એવું અનુમાન ગેરવાજબી નહિ ગણાય કે ચન્દ્રગુપ્તથી હર્ષ સુધીના કાળમાં પણ પહેલાંની થોડી જ વાસ્તવિક

હકીકત પછીના રાજાઓને કે રાજપુરુષોને મળતી હશે. વળી એ પણ ભૂલવું ન જોઈએ કે તે સમયમાં બુદ્ધ અને જૈન ધર્મ સ્થપાયા અને જામ્યા, તેની સામે બ્રાહ્મણોએ આર્યધર્મનો ઝંડો રોપ્યો. ત્રણે ધર્મ વચ્ચે અસંખ્ય વાદવિવાદ અને ઝગડા થયા. દરેકે કેટલાય તત્ત્વોનો પરસ્પર વિનિમય કર્યો, અને દરેકમાં કેટલાય પંથ પડ્યા અને સુધારા-વધારા થયા. આમ ધાર્મિક ચર્ચાઓથી આખો દેશ ગાજી રહ્યો હશે અને દરેક સંપ્રદાય પોતાની હસ્તી માટે લડતો હતો તેથી રાજા રાજાઓની વચ્ચે અને રાજા-પ્રજાની વચ્ચે કેટલીયે સંધિઓ થઈ હશે અને કેટલીયે દુશ્મનાવટ બંધાઈ હશે. રાજ્યોની વિવિધતાથી તેમ ધર્મના ભેદોપભેદથી આર્યાવર્તની એકતા જરા વિસારે પડી હશે. અને કદાચ બૌદ્ધ અશોકે જૂના મહાભારતની કે શિવમાર્ગી ચાણક્યના અર્થશાસ્ત્રને પણ નેવે મૂક્યું હોય અને હિન્દુધર્મનો પુનરુદ્ધાર કરનાર વિક્રમ, અશોકના શિલાલેખોનો કે રાજતંત્રનો બહુ હિસાબ ન ગણે.

આમ હજારો યોજન લાંબા-પહોળા દ્વિપો અને સમુદ્રોની, હજારો યોજન ઊંચા પર્વતોની, સાત સ્વર્ગની અને સાત પાતાલની, અનેકાનેક નરકની કલ્પના કરનાર પ્રજાએ હિમાલય અને સિંધુ નદીની પેલી પાર કંઈ જોવા તપાસવાની દરકાર ન કરી. સેંકડો રાજ્યોમાં વહેંચાયેલા દેશનો ઇતિહાસ લખવાનું કામ ધર્મપ્રિય પુરાણકારોને અને રસિક કવિઓને સોંપ્યું. આમ ન રહ્યું પારકા પરદેશનું ભાન કે ન રહ્યો સ્વદેશનો ખ્યાલ રાજાઓ પાડોશીને વિષે ખબર જાસૂસો મારફત મેળવે. રાજકીય અને આર્થિક, સામાજિક અને ઔદ્યોગિક જ્ઞાન સૌને પોતાના સીમાડા સુધીનું અને વર્તમાનકાળના જ્ઞાનની ટૂંકી મર્યાદા જેમને સાલે છે એમ લાગે ત્યારે સૌ નવરાશને વખતે ભૂતકાળના વિશાળ સાહિત્યમાં લીન થઈને કલ્પનાના અનંત વ્યોમમાં વિહાર કરે.



# સૂચિ

